# અર્પણ

સર્વ કારવહેવારનો ત્યાગ કરીને, સર્વ મહત્વાકાંક્ષાઓને તિલાંજલિ આપીને, જીવનનાં છેલ્લાં બાર વરસો સુધી જેણે મારી સાથે રાત દિવસ એકધારું કામ કર્યું અને આ અજોડ યોજનાના સર્જનમાં સાથ આપ્યો તે સ્વર્ગસ્થ **ભાઈશ્રી ભીખાભાઈને** એમના કામની સ્મૃતિરૂપ આ પુસ્તક પ્રેમપૂર્વક અર્પણ કરું છું.

વલ્લભવિદ્યાનગર
૧–૧–'૫૭

ભાઈલાલ

# પ્રસ્તાવના

'ગામડાના વાસ્તવ દર્શન'માં છેલ્લા પ્રકરણમાં જણાવ્યા પ્રમાણેની વલ્લભ વિદ્યાનગરની યોજના શી રીતે અમલમાં મુકાઈ એ સંબંધેની હકીકત આ પુસ્તકમાં અને તેટલી વિગતો સાથે આપી છે. આ પુસ્તક લખવાનો મારી એકજ ઉમેદ છે કે તે ભવિષ્યમાં કોઈને કોઈ સ્વપ્ન દૃષ્ટાને માર્ગદર્શક થઇ પડે. સને ૧૯૪૮ના જુનની ૧૪મી તારીખે જ્યારે બિરલા વિશ્વકર્મા મહાવિદ્યાલયનું ઉદ્‌ઘાટન કરવા માટે લૉર્ડ માઉન્ટબેટન વલ્લભ વિદ્યાનગર આવ્યા હતા ત્યારે સરદારશ્રીએ જે નિવેદન મોકલ્યું હતું તેમાં નીચેનાં વાક્યો હતાં.

"આધુનિક વિજ્ઞાન અને જ્ઞાનિઓનો જો કુશળતાપૂર્વક ઉપયોગ કરવામાં આવે, તો તેનાથી ગ્રામજનતાનું હિત સાધી શકાય, એમ પુરવાર કરીને પૂજ્ય ગાંધીજીની સંમતિ મેળવવાનો યશ મુખ્યત્વે શ્રી ભાઇલાલભાઇને ફાળે જાય છે. તેમના સતત ઉદ્યમ અને ઉત્સાહથી શંકા શ્રદ્ધામાં પરિણમી અને પૂજ્ય ગાંધીજીના શુભ આશિર્વાદ સાથે અમે આ પ્રયોગ ઉત્સાહપૂર્વક શરૂ કર્યો. તે અને તેમના સાથીઓની પ્રકૃતિ આ આદર્શોને કેવું રૂપ આપશે તે તો દુનિયાને જોવાનું છે. હિન્દુસ્તાનના બીજા કોઇ ભાગે નથી કર્યું તે રીતે પૂજ્ય ગાંધીજીના વિચારોને મૂર્ત સ્વરૂપ આપવાનો પ્રયાસ કર્યાનું અજોડ માન ગુજરાતને ફાળે જાય છે. મારે તે યોગ્યજ છે કે આ આદર્શોને મૂર્ત સ્વરૂપ આપનાર અને ઉત્સાહપૂર્વક અપાવનારા આ ભૂમિમાં મળી આવે છે, અને તેમણે ચોર લુટારૂઓથી ભરપૂર આ ભૂમિને એક મોટી પ્રયોગ-શાળામાં ફેરવી નાંખી છે."

સરદારશ્રીની આ અભિલાષાનો એક તબક્કો આજે પૂરો થયો છે. ઉપર જણાવેલા નિવેદનની શરૂઆતમાં એમણે વલ્લભ વિદ્યાનગરની કેળવણીની સંસ્થાઓ માટેના અંતિમ ધ્યેય તરીકે "ગ્રામવિદ્યાપીઠ" શબ્દ વાપર્યો હતો. એ ગ્રામવિદ્યાપીઠ એમની છઠ્ઠી સંવત્સરીના દીવસે

કામ કરતી થઇ ગઇ છે. આ રીતે સરદારે સેવેલુ એક સ્વપ્ન સિદ્ધ થયું છે. પણ એ પુણ્યાત્માએ તો અનેક સ્વપ્ન સેવ્યાં હતાં. વલ્લભવિદ્યાનગરની બન્ને સંસ્થાએ આજે એમણે સેવેલાં સ્વપ્ન સિદ્ધ કરવાના પંથે પળી રહી છે અને ભવિષ્યમાં એ બન્ને સંસ્થાએ એમના સ્વપ્નને કેટલે અંશે સિદ્ધ કરશે એ તો જગતને જોવાનું છે.

આ યોજનાઓ માટે એક સ્થળે મેં 'મૃતસંજીવિની' શબ્દ વાપરેલો છે અને હું આશા રાખું છું કે આ યોજનાઓ એ શબ્દને સાર્થક કરશે. સરદારશ્રી ગયા, ભીખાભાઇ ગયા અને હું છૂટો થયો; છતાં પણ યોજનાનો વિકાસ દિનપ્રતિદિન ઝપાટા બંધ થઇ રહ્યો છે. ભવિષ્યમાં પણ આ યોજનાઓ કોઇપણ અમુક વ્યક્તિને જ આધારે ઉભી રહેવાની નિર્બળતા નહિ બતાવે એમ હું માનું છું.

યોજના ઘડતી વખતે અંગ્રેજોનું રાજ હતું જેથી સરકારી મદદ જલદી નહિ મળે એમ માન્યું હતું. અને એ રીતે જ યોજનાનું ઘડતર હતું, એ વાતને હું ઇશ્વરી પ્રેરણા સમજું છું. અને એવી પ્રેરણા કર્યા બદલ હું ઇશ્વરનો ઉપકાર માનું છું. મહાત્માજીની પ્રખર તપશ્ચર્યાને લીધે આ દેશને ઘણી જલદીથી સ્વતંત્રતા પ્રાપ્ત થઇ. સને ૧૯૪૬થી મુંબઇ રાજનો સંપૂર્ણ વહીવટ આપણા હાથમાં આવ્યો અને દીલ્હીમાં કામ ચલાઉ કારભાર પણ મળ્યો. તા. ૧૫મી ઑગસ્ટ ૧૯૪૭થી તો હિન્દ સ્વતંત્ર થયું.

કુદરતી રીતે અમે માનેલું કે હવે આપણું રાજ થયુ છે જેથી અમારે હવે કોઇપણ જાતની આર્થિક કે બીજી ઉપાધી વેઠવી નહી પડે; કે અમારા માર્ગમાં કોઇ અંતરાય નહિ આવે. પણ ગુજરાતના મુખ્ય નેતાઓ—મહાત્માજી અને સરદાર—સમગ્ર હિન્દના નેતાઓ બન્યા હતા અને તેઓ હિન્દના પ્રશ્નોમા ગુથાયલા હતા. એક વખત સરદારશ્રીએ સિંધની નેતાગીરી માટે કડક શબ્દ ઉચ્ચાર્યા હતા. "સિંધ પ્રાન્ત નાનો છે અને તેના નેતાઓ પણ નાના છે." સરદારશ્રી દીલ્હી ગયા પછીથી

ગુજરાતે પણ આ સ્થિતિ અનુભવી. ગુજરાતની નેતાગીરી દરેક ક્ષેત્રે બહુ જ નબળી પડતી ગઇ.

અમારી યોજના તો સરદારશ્રીએ જણાવ્યું તેમ મહાત્માજીના આદર્શોને અમલમાં મુકવાની હતી. એને માટે હું અને બીખાભાઇ સર્વસ્વ છોડી દઇ ફક્ત એ કાર્ય માટેજ બેઠા હતા અને અમને સાથ આપવા માટે હિન્દમાંથી ૭ આઠ ભાઇઓ આવી ગયા હતા. આ બધા ય એકજ ધ્યેયથી બીજા કોઇ ફળની આશા રાખ્યા સિવાય કામ કરતા હતા. આટલુ છતાંય આપણા ગુજરાતી પ્રધાનોએ અમને સહકાર ના આપ્યો તે ના જ આપ્યો. સ્વરાજ મળ્યા પછી એમણે સમગ્ર ગુજરાતના ઉત્કર્ષની દૃષ્ટિએ વિચાર ના કર્યો. ફક્ત પોતાના પક્ષની અને 'હા'માં 'હા' મેળવનારાઓની સ્થિતિ મજબૂત કરવા તરફ જ નજર રાખી.

ગુજરાત આજે તેનાં કડવાં ફળ અનુભવી રહ્યું છે અને ભવિષ્યમાં જો તેઓ આજ નીતિ ચાલુ રાખશે તો ગુજરાતને એથી પણ વધારે સહન કરવું પડશે. ગુજરાતના નેતાઓને હું એટલી બે હાથ જોડી વિનંતી કરૂ છુ કે 'પ્રભુએ તમને નેતા બનાવ્યા છે તો હવે મોટું દીલ રાખતાં શીખો. એકલા પક્ષના હિત માટે તમને રાજ્યકીટ સોંપાયો નથી પણ રાજ્યની દરેક વ્યક્તિનું હીત જોવું એ તમારી ફરજ છે.' પ્રભુ બધાને એવી સદ્બુદ્ધિ આપો.

તુલસીદાસ કહે છેઃ—

જીવ જીવ કે આશરે જીવ કરત હૈં રાજ,
તુલસી રઘુવીર આશરે ક્યું બીગડેગા કાજ?

અમે તો અહીં પ્રભુમાં દૃઢ શ્રદ્ધા રાખી અમે અંગીકાર કરેલું કામ કરી રહ્યા છીએ અને અમારી એ શ્રદ્ધા પ્રભુએ સંપૂર્ણ અંશે ફળીભૂત કરી છે તે બદલ હમેશ એનો ઉપકાર માનીએ છીએ. દશ વર્ષની અંદર વિદ્યાપીઠનું કામ શરૂ થયું. હવે આવતાં દશ વર્ષમાં

બને એટલાં ગામડાંને શહેરીઓની દૃષ્ટિએ રહેવા લાયક બનાવવાં અને બને તેટલાં સ્વાવલંબી અને સમૃદ્ધ બનાવવાં એ હવે અમારૂં ધ્યેય છે. પ્રભુ કૃપાથી અમને આશા છે કે આ ધ્યેય અમે સંપૂર્ણ રીતે પાર પાડી શકીશું.

જલેબી બનાવવાના આટામાં થોડોક આથો નાખવાથી બધા આટાને તે આથો ચઢે છે. તેજ પ્રમાણે અમારી યોજનાની અસર આખા ગુજરાતને પહોંચવાની છે આજે પણ તેવાં ચિહ્નો દૃષ્ટિગોચર થઇ રહ્યાં છે અને ગુજરાત જ્યારે આ યોજનાનો અમલ કરશે ત્યારે એનો પ્રભાવ વહેલેમોડો આખા હિન્દ પર પડવાનો છે. યોજના મંજુર કરતી વખતે સરદારશ્રીએ એક સૂચક વાક્ય કહ્યું હતું કે "વહેલેમોડે એક દિવસ એવો આવશે જ્યારે કરમસદ હિન્દુસ્તાનનું કેન્દ્ર થશે." તે દિવસે વલ્લભવિદ્યાનગરનો જન્મ થયો ન હતો જેથી સરદારશ્રીએ કરમસદ શબ્દ વાપર્યો હતો.

અંતમાં આ પુસ્તક અને 'ગામડાનુ વાસ્તવ દર્શન' પ્રસિદ્ધ કરતાં શ્રી ખુશાલભાઇ મોરારભાઇ પટેલે જે આર્થિક મદદ કરી છે તે બદલ તેમનો આભાર માનું છુ.

સૌથી વિશેષ આભાર તો શ્રી મગનભાઇ અમીનનો મારે માનવાનો છે. એમની મદદ ના હોત તો મારા પુસ્તકો લખાત નહિ. કેટલાંક પ્રકરણ ફરીથી લખાયાં છે. આ બધુ કામ એમણે બહુજ ધીરજથી કર્યું છે.

શુભ ભાવનાથી કરેલુ કોઇપણ કામ નિષ્ફળ જતુ નથી. વલ્લભ-વિદ્યાનગર એ વાતનો પુરાવો છે. ઉગતી પેઢી માટે એ અનેક આદર્શો પુરા પાડે અને સ્વપ્નસિદ્ધિ માટેની ભૂમિકાનુ માર્ગદર્શન આપે, એ અભિલાષાથી આ પુસ્તક લખાયુ છે.

**વલ્લભવિદ્યાનગર**

**૧-૧-૧૯૫૭.** **પા. ભાઇલાલ દ્યાભાઇ**

# અનુક્રમણિકા

## પ્રકરણ ૧ લું.

## યોજનાનો પ્રસવકાળ

It is an easy and vulgar thing to please the mob and not a very arduous task to astonish them, *but to benefit and improve them is a work frought* with difficulty and teeming with danger.

—*Colton*

લોકોના શંભુમેળાને રંજન કરવું બહુ સહેલું અને હલકટ કામ છે અને તેને આશ્ચર્યમુગ્ધ કરવું તે પણ બહુ મુશ્કેલ કામ નથી, પણ એ ટોળાને ઉર્ધ્વગામી કરવું અને ઉન્નતિને પંથે લઈ જવું એમાં અનેક મુશ્કેલીઓ છે અને અનેક આફતોનો સામનો કરવાનો છે.

ઈ. સ. ૧૯૪૨ના ઑગસ્ટની ૯મી તારીખે મહાત્માજીએ અંગ્રેજોને 'હિન્દ છોડો' એવો પડકાર કર્યો તે વખતે બીજું વિશ્વયુદ્ધ કટોકટીભરી સ્થિતિમાં હતું. જાપાનીઓ હિન્દના દરવાજા ખખડાવી રહ્યા હતા. શ્રી સુભાષચંદ્ર બોઝે હિન્દી રાષ્ટ્રિય સૈન્ય ઉભું કરી હિન્દ ઉપર આક્રમણ શરૂ કર્યું હતું. આન્દામાન ટાપુઓનો કબજો લેવાઈ ગયો હતો. ત્યાં હિંદની કામચલાઉ સરકાર સ્થપાઈ હતી લંકા આગળ બ્રિટીશ આરમારના ભૂક્કા ઊડ્યા હતા.

અંગ્રેજોને કોઈપણ ભોગે યુદ્ધ જીતવું હતું. એમણે હિન્દના બધા મુખ્ય નેતાઓને, ઑલ ઈન્ડીયા કોંગ્રેસ કમીટીના બધા સભ્યોને, અને

અન્ય જાણીતા કોંગ્રેસીઓને તાબડતોબ પકડી જેલમાં પૂરી દીધા, અને નેતાવિહોણી જનતા ઉપર બેસિતમ જુલમોની ઝડીઓ વરસવી શરૂ થઈ ગઈ. શહેરો સંગઠિત હતાં એનો પરચો આ વખતે દેખાયો. ત્રણ ચાર દિવસમાં જિલ્લાના વરિષ્ઠ અધિકારીઓ કાયદાને માન આપતા થઈ ગયા, પણ ગામડાં અસંગઠિત હોવાથી ત્યાં તો જુલમોની પરાકાષ્ઠા આવી હતી. કુમળા આશાભર્યા યુવાનોને ગોળાથી વીંધવા એ માખો મારવા બરાબર હતું. રસ્તે જતા રાહદારીઓ ઉપર લાઠી વીંઝવી એ તો પોલીસને મન એક પ્રકારનો ખેલ હતો.

આ ઉપરાન્ત સ્વયંસંચાલિત હડતાલો તોડવા માટે અંગ્રેજોએ અનેક આકરા ઉપાયો લીધા હતા, જેનો સામાન્ય વખતમાં તેમણે કદી વિચાર સરખો પણ કર્યો નહતો. અંગ્રેજોને ખાત્રી થઈ ગઈ હતી કે તેઓ હવે હિન્દમાં ઝાઝો વખત ટકી શકવાના નથી; જેથી એમણે હડતાલો તોડવા માટે લીધેલાં પગલાંનું પરિણામ પણ એમને ભોગવવાનું નથી. એમનો તો એક જ મુદ્દો હતો કે કોઈપણ ભોગે યુદ્ધ જીતવું.

ઑગષ્ટની ૯મી તારીખે અમદાવાદમાં બધી મીલો અને કારખાનાઓમાં હડતાલ પડેલી હતી. અમદાવાદ મ્યુનિસિપાલિટીના બધા અમલદારો અને નોકરો હડતાલ ઉપર ઉતર્યા હતા. ફક્ત પીવાના પાણીની વ્યવસ્થા અને મેલા પાણીનો નિકાલ કરનારા અમલદારો અને નોકરો યોજના પ્રમાણે કામ ઉપર રહ્યા હતા. મીલોની હડતાલ જેમ જેમ લંબાતી ચાલી તેમ તેમ સરકારનો ઉકળાટ વધતો ચાલ્યો. ત્રણ ત્રણ મહિના પૂરા થયા છતાં પણ હડતાલ બંધ થવાનાં ચિહ્નો દેખાતાં નહોતાં. મીલોના અને કારખાનાના મજુરોનો મોટો વર્ગ વતનમાં ચાલ્યો ગયો હતો. ફક્ત વૃદ્ધ માણસો જ અમદાવાદમાં રહ્યા હતા, જે અવારનવાર વતનમાં ગએલાઓને ખબરો પહોંચાડતા હતા.

આ સખત વખતે દેશમાં રેલ્વે અને ટેલીગ્રાફના તાર કપાતા હતા, ગાડીઓ ઉથલાવી પાડવામાં આવતી હતી, બોમ્બના અવારનવાર

ધડાકા થતા હતા, મેલટ્રેનો લૂંટાતી હતી, પોસ્ટ બૉક્સોમાં કાગળો બળાતા હતા, ટપાલીઓ લૂંટાતા હતા, નિશાળો અને ચોરામાં આગ મૂકાતી હતી, સરકારી ઝાડો કપાતાં હતાં, પ્રજા ગાંડી બની હતી, કારણ સરકારે વાઘની હિંસા ધારણ કરી હતી. સરકારની અસહ્ય દમન-નીતિનો જવાબ પ્રજા આ રીતે આપી રહી હતી. અમદાવાદ શહેરના નવયુવાનો ઘરના છાપરાના પડાળ પાછળ રહી પોલીસની ગોળીનો જવાબ ઘર આગળની ગલીટ્રેપનાં ઢાંકણાં ભાગી તેના ટુકડા વડે આપતા હતા. દર મહિનાની ૯મી તારીખે એક કે વધારે છોકરાનું બલિદાન પોલીસની ગોળીઓનો સામનો કરતાં અપાતું હતું.

આવા વખતે અમદાવાદ શહેરના કેટલાક શ્રીમંતો ટોળીબદ્ધ થઈને રોજના વપરાશની એકાદ ચીજની સંપૂર્ણ ખરીદી કરવામાં રોકાતા હતા. કોઈ અઠવાડીએ શહેરની બધી જ સીગરેટો એક ટોળી ખરીદી લેતી તો બીજે અઠવાડીએ હજામતની બ્લેડો, કોઈ વખત સાબુ તો કોઈ વખત પેન્સીલો, દિવાસળીની પેટીઓ, ફાઉન્ટન પેનો, ઘડિયાળો અને છેવટે છેવટે પરચુરણ નાણાંના સિક્કાઓ જથાબંધ હાથ કરી લેતા. આ પ્રમાણે એક એક ચીજ બજારમાંથી અદૃશ્ય થતાં તેમના ભાવ કૂદકે અને ભૂસકે વધતા જતા હતા, અને શ્રીમંતો વધારે શ્રીમંત થવાની પેરવીમાં પડ્યા હતા.

મીલો અને કારખાનાના આગલા દરવાજા ઉપર તાળાં લાગ્યાં હતાં; પરંતુ પાછલા દરવાજા ખુલ્લા રહેતા અને વેપાર ધમધોકાર ચાલતો હતો. કાપડ અને બીજા માલના ભાવ કૂદકે અને ભૂસકે— મીલ માલિકો અને તેમના આડતીઆઓની કુનેહથી—ઝપાટાબંધ વધી. રહ્યા હતા. મુંબાઇના મીલ માલિકો ત્યાં હડતાળ ન હોવાથી ઉઘાડી રીતે મોટો નફો મેળવતા હતા. જ્યારે અમદાવાદના મીલ માલિકો પડદા પાછળ મોટો નફો કરી રહ્યા હતા. ગુજરાતભરમાં મીલોની હડતાળને લીધે કાપડનું ઉત્પાદન ઘણું જ ઘટી ગયું હતું, જેથી માલની

તંગીને લીધે કાપડના ભાવ વધે એ સહજ હતું; પણ મુંબાઈના મીલ માલિકોનું ઉત્પાદન ચાલુ હતું જેથી એમને બેવડો લાભ થતો. બીજી બાજુ અમદાવાદના મીલ માલિકોને ફક્ત જૂનો માલ વેચવાનો હતો. આ સંજોગોમાં મીલ હડતાળ તૂટે એવી સ્વાભાવિક રીતે અમદાવાદના કેટલાક મીલ માલિકોની ઇચ્છા હતી; પણ પ્રજા લડતના જુવાળ આગળ લાચાર બનેલા હતા.

આ વખતે ગુજરાતમાં ચોમાસુ બહુ સારું હતું. અમદાવાદના જે મજુરો વતનમાં ગયા હતા તેમને મીલોના જેટલી કમાણી ખેતીમાંથી વતનમાં જ મળતી હતી. વતનમાં સગાંવહાલા સાથે રહેવાનું અને ગામડામાં ખુલ્લી હવામાં કામ કરવાનું હતું; જ્યારે અમદાવાદમાં ગંદી ચાલીઓમાં રહેવાનું, મીલોના અંધિયાર વાતાવરણમાં કામ કરવાનું અને જોબરોની જોહુકમી ઉઠાવવાની હતી. વધુમાં પોલીસના ડર ઉપરાન્ત હડતાળના નેતાઓનું નૈતિક દબાણ પણ હતું; જેથી આ સંજોગોમાં મજુરો અમદાવાદ પાછા ફરવા ખુશી ન હતા.

આ મીલ હડતાળ તોડવા માટે બ્રિટીશ સરકારે એક અમોઘ શસ્ત્રનો ઉપયોગ કર્યો. આ શસ્ત્ર હતું "મજુરોનું મોંઘવારી ભથ્થુ." તે વખતે મજુરોને મહિને ત્રીસ રૂપિયા પગાર મળતો હતો; જ્યારે મોંઘવારી ભથ્થુ એવી જાતનું ગોઠવાયું કે મજુરોને મોંઘવારી ભથ્થા તરીકે પગાર ઉપરાન્ત દર મહિને રૂા. ૭૫ થી ૮૫ સુધીની રકમ મળી શકે. આ ઉપરાન્ત દર વરસે અમુક મહિનાનો પગાર બોનસ તરીકે આપવાની ગોઠવણ થઈ. ગુજરાતમાં જૂની કહેવત હતી કે "બાર હાથનું ચીભડું ને તેર હાથનું બી," પણ અમદાવાદના મજુરોના મોંઘવારી ભથ્થામાં તો "બાર હાથનું ચીભડું અને બત્રીસ હાથનું બી" જેવું બન્યું હતું.

આ પૈસા મીલમાલિકોને જો ઘરમાંથી આપવાના હોત તો મોટી ઉપાધી ઊભી થાત, પણ કાપડના ભાવ હદ ઉપરાંત વધી જતા હતા.

કાપડના ભાવ વધારાની સાથે મીલમાલિકોનું કમિશન પણ વધતું જતું હતું. બીજી બાજુ સરકારનો ઈન્કમટેક્સ, સુપરટેક્સ અને એક્સસેસ પ્રોફીટ ટેક્સ પણ વધતો જતો હતો. કાપડના આવા ઊંચા ભાવ લાંબો વખત સુધી રહેશે એમ મીલ માલિકોને ખાત્રી હતી, કે ખાત્રી અપાઇ હતી; જેથી મજુરોના મોંઘવારી ભથ્થા માટે કોઇને ય વાંધો ન હતો. ખરી રીતે આ બધો વધારાનો બોજો તો જનતાની કેડ ઉપર હતો. જનતા આ વખતે સરકાર સામેની લડાઇમાં રોકાયલી હતી; સાથેસાથે સંગઠનની ઊણપ પણ હતી.

મીલ મજુરોમાં બે મુખ્ય પ્રકાર હતાઃ કાંતણ કામમાં રોકાયેલા અને વણાટ કામમાં રોકાયેલા. કાંતણ કામમાં ઘણાખરા મજુરો હરિજનો હતા. જેઓ વતનમાં જઇ ખેતીના કામમાં ગુંથાઇ ગયા હતા અને મોજ કરતા હતા. એમને અમદાવાદ પાછા ફરવાની ઉતાવળ નહોતી. પણ વણાટ કામના ઘણાખરા મજુરો અમદાવાદના હતા અને તેમાંના મોટા ભાગના મુસલમાન હતા. આ લોકોની પાસે બીજુ ઠામ ના હોવાથી તેઓ બેકાર બન્યા હતા. તેઓ કોઇપણ જાતનું તોફાન ના કરી બેસે તેટલા માટે મીલમાલિકો એમને ખાનગી રીતે પેઢીઆ જેટલી રકમ આપ્યે જતા, પણ એટલાથી મજુરોને સંતોષ નહોતો. એમને તો મીલો ચાલુ કરાવી કામ ઉપર પાછા ફરવું હતું, પણ જ્યાં સુધી કાંતણ કામના મજુરો કામ ઉપર ચઢીને સુતર પેદા ના કરે ત્યાં સુધી મીલો ઉઘડે તોયે વણાટ કામના મજુરોથી કશું કામ થઈ શકે તેમ નહોતુ.

આ વખતે મજુર મહાજનના મુખ્ય નેતાઓ જેલમાં હતા, મજુર મહાજનનું ફંડ કોઇ શ્રીમંતને ઘેર છુપી રીતે મુકેલું હોઈ તેનો ઉપયોગ થઈ શકે તેમ નહોતો અને મજુરો હડતાલ ઉપર હોવાથી એમનો માસિક ફાળો પણ મજુર મહાજનમાં આવતો બંધ થયો હતો. મજુર મહાજનની ઓફીસમાં અને બહાર કામ કરનારા મળીને તે વખતે લગભગ છસો માણસો હતા. આ બધાનો પગાર આપનાર તે

વખતે કોઈ નહોતું, અને હડતાળ તો ત્રણ મહિનાથી પણ વધારે લંબાઈ જેથી મજુર મહાજનના કામ કરનાર પેલા છએ માણસોમાંથી મોટા ભાગના લોકો પગાર ન મળવાથી અકળાયા એમણે પણ હડતાલ તોડવાના પેંતરા ગોઠવવા માંડ્યા. હરિજન આશ્રમમાં રહેતા એક ભાઈ મારફત સાબરમતી જેલમાં રહેતા મજુર નેતાઓને મજુરોની આ દુર્દશાની હકીકત જણાવીને હડતાલ તોડવા માટે એમની મંજુરી મેળવી.

આ અરસામાં મોંઘવારી ભથ્થાની શરતો સરકારે જાહેર કરી અને મીલમાલિકોએ તે મંજુર રાખી. મીલોની લોરીઓમાં મજુર મહાજનના સભ્યો લાઉડસ્પીકરો લઇ ગામડે ગામડે ફર્યા, મોંઘવારી ભથ્થાની જાહેરાત કરી અને હડતાલ તોડવા માટેની મજુર નેતાઓની સંમતિ બાબતની પત્રિકાઓ વહેંચી. અંગ્રેજોએ વાપરેલું આ શસ્ત્ર સારી રીતે સફળ થયું, અને જોતજોતામાં અમદાવાદની બધી મીલોનાં ભૂંગળાં વાગતાં થઈ ગયાં. ત્રાંસા ફરતી થઈ એટલે થોડા જ વખતમાં શાળો કામ કરતી થઇ ગઈ. ધોવાનું અને રંગવાનું કામ પણ શરૂ થઇ ગયું. અંગ્રેજો હિન્દની સ્વતંત્રતાની લડતને તોડવામાં ફતેહમંદ થયા. વિશ્વયુદ્ધ માટે જોઇતો માલસામાન હિન્દુસ્થાનમાંથી મેળવી શક્યા અને વિશ્વયુદ્ધ પણ જીત્યા. અંગ્રેજોએ આખરે હિન્દ છોડ્યું પણ પેલો મોંઘવારી ભથ્થાનો વારસો મૂકતા ગયા, અને મજુરોની નાણાંભૂખ ઉઘાડતા ગયા. ઉપરાંત શ્રીમંતોની નાણાં ભૂખ એટલી હદે ઉઘાડી છે કે જેની કંઈ મર્યાદા રહી નથી. એમણે શ્રીમંતોની અને મજુરોની ભાગીદારી ગોઠવી આપી અને આ બધાનો બોજો જનતાને માથે મૂકતા ગયા. આવતી કાલના હિન્દુસ્તાનના ઘડતરમાં આ જિના એક મોટો ભાગ ભજવવાની છે એ વાત હિન્દનો વિચારકવર્ગ ન ભૂલે.

૧૯૪૩ના માર્ચ સુધીમાં તો આખા હિન્દમાં સ્મશાન શાન્તિ ફેલાઈ ગઈ હતી. ધડાકા ભડાકા બંધ થયા હતા ને જેલોમાં નેતાઓ બેઠેલા છે એ વાત ભૂતકાળની બની ગઈ હતી. લડાઈના અંગે હિન્દમાં

લશ્કરી ભરતી પચીસ લાખ સુધી પહોંચી ગઈ હતી. અમેરિકાનું લશ્કર પણ હિન્દમાં મોટી સંખ્યામાં આવ્યું હતું. એ લોકો રૂપિયાની જગાએ દશ રૂપિયા વાપરી નાખતા હતા. દેશી અને અમેરિકન—આ નવા ઊભા થએલા અને બહારથી આવેલા—લશ્કરની બધી જરૂરિયાતો હિન્દમાંથી પૂરી કરવાની હતી. તેમાં મુખ્ય જરૂરિયાત તો ખોરાક અને કાપડની હતી. આ ઉપરાન્ત રશિયાને પણ હિન્દમાંથી જ ખોરાક મોકલવાનો હતો.

બંગાળામાં તે વખતે મુસ્લિમ લીગનો વઝીરાટ હતો. સરકારી અમલદારો અને શ્રીમંતોએ આડેધડે બંગાળાની બહાર અનાજ મોકલી બંગાળામાં મનુષ્ય-સર્જીત દુકાળ ઊભો કર્યો. આ વરસે બંગાળામાં ત્રીસથી પાંત્રીસ લાખ માણસો ભૂખથી પગ ઘસીઘસીને મરણ પામ્યા. બંગાળામાં તો એક રીતે લોકરાજ હતું જેથી અંગ્રેજ સરકારે એ બહાના નીચે આ લાખો માણસોના ખૂનની જવાબદારીમાંથી હાથ ધોઈ નાખ્યા અને ભવિષ્યમાં આવો પ્રસંગ ઊભો ન થાય એ બહાના નીચે અનાજના અંકુશો દાખલ કર્યા. દેશમાં તે વખતે અનાજ તો પુષ્કળ હતું. લડાઈનાં વર્ષો દરમિયાન વરસાદ અનુકૂળ હતો અને ખેતીનો પાક ઘણો સારો થતો હતો. ગામડાઓ અને શહેરોમાં હિન્દના લોકોની આદત પ્રમાણે અનાજનો સંગ્રહ હતો. શહેરોમાં પણ અનાજની વખારો ભરેલી હતી.

અનાજના અંકુશો દાખલ થયા તેજ વખતે સિલોન સરકારની માગણી ઉપરથી ખેડા જિલ્લામાંથી પચીસ હજાર મણ બાજરી ત્યાં મોકલવામાં આવી હતી; પણ ખરી હકીકત તો એ હતી કે લશ્કરના ઉપયોગ માટે સરકારને અનાજ કાબૂમાં લેવું હતું, અને શહેરોને શાન્ત રાખવા માટે શહેરમાં બનતી જે તે ચીજના ભાવ જો કે વધારે હતા જ્યાંય સસ્તામાં સસ્તા ભાવે શહેરોને અનાજ પૂરૂં પાડ્યું હતું.

શહેરમાં બનતી દરેક ચીજના ભાવ વધી ગયાનું આગળ જણાવ્યું છે તે હિસાબે અનાજનું બજાર પણ ઊંચકાયું હતું. વડોદરા રાજ્યમાં

તુવેરના ભાવ જ્યારે મણના ૭ રૂપિયા હતા ત્યારે ખેડા જિલ્લામાં એક મણ તુવેરનો અંકુશીત ભાવ ત્રણ રૂપિયા હતો. પરિણામે ખેડા જિલ્લામાંથી પોલીસની રાહબરી નીચે તુવેર વડોદરા રાજ્યમાં જતી હતી. સોજીત્રાના સ્ટેશનેથી તે વર્ષે બે લાખ મણ તુવેરો બહાર ગઈ હતી.

બીજાં અનાજ વિષે પણ આવી પરિસ્થિતિ હતી. સોજીત્રા, ધર્મજ, નાર, ભાદરણ, પેટલાદ વગેરે સ્થળોએ અનેક વેપારી કંપનીઓ ઊભી થઈ હતી અને લાખો રૂપિયાનો ધૂમ વેપાર ચાલતો હતો. સ્ટેશનના મારફતીઆઓ દર મહિને ત્રણ હજાર રૂપિયાથી પણ વધારે કમાતા હતા. કહે છે કે સ્ટેશન માસ્તરોની કમાણીનો તો તે વખતે હિસાબ જ નહોતો. ખાંડ, ગ્યાસલેટ વિગેરે રોજના વપરાશની દરેક ચીજોનાં બજાર ઉછાળે ચઢયાં હતાં. મુંબાઈ અને અમદાવાદના વેપારીઓ જુના સંગ્રહનું કાપડ ખરીદવા સોજીત્રે આવતા અને સાથે ઉંચકી જવાય એટલું કાપડ ખરીદી જતા. જતા આવતાનું સેકન્ડ ક્લાસ કે ફર્સ્ટ ક્લાસનું ભાડું પેલા કાપડ ઉપર ચઢતું અને સોજીત્રાના વેપારીઓ તો એકના બે કે અઢી કરી સંતોષ માનતા હતા.

અંકુશો દાખલ થયા પછીથી જેમ જેમ વખત વીતતો ગયો તેમ ૧૯૪૩ની આખર સુધીમાં તો કંઈ કંઈ અવનવા બનાવો બની ગયા. તુવેરની દાળ ૭ રૂપિયે વેચાતી હતી પણ તુવેરની ધૂમ નિકાશ થવાથી તુવેરનો ભાવ મણના સાત રૂપિયા બોલાતો. સને ૧૯૪૪ની ફસલ શરૂ થતાંમાં તો કપાસનો ભાવ મણના અઢી રૂપિયા હતો જ્યારે કપાસીઆનો ભાવ મણના ત્રણ રૂપિયા થયો હતો. સાથે સાથે મજુરીના ભાવ એટલા વધેલા હતા કે લોકોએ કપાસ ન વીણાવતાં કપાસના ખેતરોમાં ઢોર છૂટાં મૂક્યાં હતાં.

આની અસર લોકમાનસ ઉપર એવી થઈ કે કપાસનું વાવેતર એક દસકા સુધી લગભગ બંધ પડ્યું અને લોકો કપાસને બદલે તમાકુ વાવવા તરફ વળ્યા. અંકુશોને લીધે મીલો, કારખાનાં, જીનોવાળા તેમજ

નાના મોટા વેપારીઓને અતિશય લાભ થયો હતો, પણ આમજનતા અને ગામડાંઓનો તો મરો થયો હતો.

આ બધાં ચિત્રો નજરોનજર જોયાં અને સાંભળ્યાં અને અનુભવ્યાં. એનો ઇલાજ શું કરવો? ભવિષ્યમાં અંકુશો જેવી આફત ના આવે તે માટે લોકોને શી રીતે તૈયાર કરવા? અને ગામડાંઓને શી રીતે સ્વાવલંબી બનાવવાં, જેથી કરીને ગામડાંની નિરાધાર સ્થિતિનો લાભ શહેરો ન ઉઠાવી શકે? મહિનાઓ સુધી આ વિષે વિચારો કર્યા. તે વખતે તો અંગ્રેજોનું રાજ હતું; એટલે આવી યોજનામાં રાજ્યની મદદ ના મળે એ સ્વાભાવિક હતું. આવા કામમાં શ્રીમંતો પણ સાથ કદાચ ન આપે, જેથી એ યોજના એવી થવી જોઈએ કે ભલે તે ધીમી ગતિએ ચાલે, છતાં ય તે સરકાર કે શ્રીમંતોના સહકાર વગર પણ આગળ ધપી શકે.

આવી યોજના કરવા માટે ગામડાંઓમાં એક સુશિક્ષિત અને ભાવનાશાળી વર્ગ ઊભો થવો જોઈએ. એનામાં ભણતર સાથે ગણતર પણ હોવું જોઈએ. આ વર્ગ ગામડામાં વપરાતી એકેએક ચીજનો અભ્યાસ કરે, પ્રત્યેક વસ્તુ સસ્તી અને સુંદર શી રીતે બનાવવી તેના પ્રયોગો કરે, અને પ્રયોગ સફળ થતાં સુધી એની પાછળ મંડ્યો રહે. આવો એક વર્ગ ગામડામાં જો ઊભો કરી શકાય તો જ ગામડાંઓ સ્વાવલંબી બની શકે. આવો વર્ગ તૈયાર કરવા માટે ગામડાંઓની વચમાં એક શિક્ષણકેન્દ્ર ઊભું કરવું જોઈએ, જ્યાં સ્નાતક અને અનુસ્નાતક વિદ્યાર્થીઓ તૈયાર કરી શકાય.

આ શિક્ષણ કેન્દ્રમાં એક ઉત્તમમાં ઉત્તમ રસાયણશાસ્ત્રની પ્રયોગશાળા હોવી જોઈએ, સાથે સાથે ફાઉન્ડ્રી અને વર્કશોપ પણ હોવી જોઈએ. વિજ્ઞાન અને એન્જિનિયરીંગનું શિક્ષણ આપનાર મહાવિદ્યાલયો પણ હોવાં જોઈએ. શોધખોળ કરવા માટેનાં બધાં સાધનો અને નિષ્ણાત શિક્ષકો પણ હોવા જોઈએ. આ ઉપરાન્ત ગામડાંઓના

સર્વાંગી વિકાસ માટે વ્યાપારી મહાવિદ્યાલય, લલિતકળાઓનું શિક્ષણ, વ્યાયામનું શિક્ષણ, શસ્ત્રોનો ઉપયોગ કરવાનું શિક્ષણ, વૈદકીય શિક્ષણ, ઇત્યાદિ સર્વાંગી શિક્ષણ આપવાની વ્યવસ્થાવાળી એક વિદ્યાપીઠ ગામડાંઓની મધ્યમાં હોવી જોઈએ.

આજ સુધી શિક્ષણનાં કેન્દ્રો ફક્ત શહેરોમાં જ હોવાથી એનો લાભ મુખ્યત્વે શહેરના લોકોએ જ લીધો છે. શહેરના છોકરાઓને તો ફક્ત ઘેર રોટલા ખાઈને જ ઉચ્ચ શિક્ષણ મેળવવાનું હતું, જેથી શહેરના છોકરાઓ ઓછામાં ઓછે ખરચે અને ઓછામાં ઓછી તકલીફે ઊંચામાં ઊંચું શિક્ષણ મેળવી શક્યા. પરિણામે સરકારી નોકરીઓમાં શહેરના લોકોની ભરતી થઈ અને સરકારી નોકરીઓને અંગે મળતી સત્તા અને પેદાશનો લાભ ફક્ત શહેરના લોકોને મળ્યો. સત્તા હાથમાં હોવાથી જનતાનાં નાણાંનો ઉપયોગ ફક્ત શહેરોના ઉત્કર્ષ માટે જ થયો; અને ગામડાંઓમાં એમનો સ્વાર્થ ન હોવાથી ગામડાંઓનું એમણે સતત શોષણ કર્યું અને તેમ કરવામાં પરદેશીઓને મદદ કરી.

બ્રિટિશ રાજઅમલનાં દોઢસો બસો વર્ષ દરમ્યાન ગૃહ ઉદ્યોગો તૂટવાથી ગામડાં આર્થિક રીતે પાયમાલ થયાં. તે ઉપરાંત ગામડામાંથી સતત ઉઘરાવાતું જમીન મહેસૂલ અને બીજા વેરાની રકમ ગામડામાં ના ખરચતાં તેનો ઘણો મોટો ભાગ શહેરોના વિકાસ માટે ખરચાયો. ગામડાં અને શહેરોની આર્થિક સ્થિતિમાં આમ ઘણો મોટો ફરક પડી ગયો. શહેરો તરફ વહેતા લક્ષ્મીના એકતરફી પ્રવાહથી ગામડાંના ઉદ્યોગો જેમ જેમ તૂટતા ગયા તેમ તેમ શહેરોમાં નવા નવા ઉદ્યોગો વિકાસ પામતા ગયા. પરિણામે ગામડાંના સશક્ત અને બુદ્ધિશાળી માણસોનો પ્રવાહ શહેરો તરફ ચાલ્યો. પરિણામે ગામડાંના સારી સ્થિતિના અને બુદ્ધિશાળી છોકરાઓ જે શહેરોમાં જઈને ભણ્યા તે કાયમના શહેરોમાં જ વસ્યા; કારણ ગામડાં અને શહેરોની ગ્રેજ્યુએટકરણીમાં અને સુખસગવડોમાં

બ્રિટીશ અમલમાં ઘણો મોટો ફરક પડી ગયો હતો. શહેરોની સુખ-સગવડો ભોગવ્યા પછીથી ભણેલો વર્ગ ગામડામાં પાછો ફરવા તૈયાર નહોતો.

આ રીતે બ્રિટીશ રાજઅમલમાં ગામડાના લોકોનું આર્થિક ઉપરાંત બૌદ્ધિક શોષણ પણ થવા માંડ્યું હતું. મુખ્ય કારણ તો એ હતું કે વીસમી સદીમાં ગામડાં રહેવા લાયક રહ્યાં નહોતાં. મહાત્માજીએ ગામડાંના ઉદ્ધાર માટે એમના અનુયાયીઓને ગામડાઓમાં જઈ દટાઈ જવા માટે વારંવાર આદેશ આપ્યો હતો. પોતે તો સેવાગ્રામમાં દટાઈ ગયા હતા. એટલું છતાં ફક્ત આંગળીને વેઢે ગણાય એટલા જ એમના ચુસ્ત અનુયાયીઓએ ગામડાંમાં જઈ સેવા કરવાનો પ્રયત્ન કર્યો હતો. તેમાંના મોટા ભાગના અનુયાયીઓ આજે તો શહેરોના સંપર્કમાં આવી ગયા છે.

આથી ગામડામાં વિદ્યાપીઠ ઊભી કરવાના વિચાર સાથે જ ગામડાં રહેવા લાયક બનાવવાનો પ્રશ્ન પણ આ યોજનામાં વિચારાયો. અત્યારની સામાન્ય જરૂરિયાત પ્રમાણે દરેક ગામમાં પાણીના નળની, મેલાં પાણીના નિકાલ માટે ભૂગર્ભ નળોની, અને ફ્લશ જાજરૂની વ્યવસ્થા થવી જોઈએ. ગામની અંદર સારા પાકા રસ્તા થવા જોઈએ. ગામડે ગામડે વીજળી પહોંચાડી દેવી જોઈએ. અને ચરિતાર્થ ચલાવવા માટે એ વીજળી ઉપર નાના મોટા ગૃહ અને ગ્રામ ઉદ્યોગો સ્થાપવા જોઈએ. ગામડે ગામડે શિક્ષણની પૂરતી વ્યવસ્થા થવી જોઈએ. વૈદ્યકીય સાધનો પૂરાં પાડવાં જોઈએ અને સ્ત્રીઓ માટે સાધનસંપન્ન સુવાવડખાનાનો પ્રબંધ થવો જોઈએ. ઉપરાન્ત સ્ત્રીઓ અને બાળકો માટે પુસ્તકાલયો પણ હોવાં જોઈએ.

અંગ્રેજોએ વારસામાં મૂકેલી સરકારી ઢબે આ બધાં કામ કરવા જતાં ખર્ચનો આંકડો ભારે વધી જાય અને આ યોજના અશક્ય જ બને. માટે ઉપરનાં બધાં કામ કરવા જો શિક્ષણ કેન્દ્રની આસપાસ એક નાનું નગર ઊભું થાય તો સરકારી તંત્રની ડખલ સિવાય ગામડાંને રહેવા

લાયક બનાવવાના પ્રયોગો સરળ રીતે થઈ શકે, અને એ કામ સસ્તા દરે કરી તેને વ્યાવહારિક સ્વરૂપ આપવામાં અડચણો ના આવે. ગૃહ અને ગ્રામ ઉદ્યોગોનો વિકાસ પણ થઈ શકે. પ્રયોગશાળામાં કરેલા પ્રયોગો અને સંસ્થાની વર્કશોપમાં થએલા કામનો ખાનગી ધોરણે વ્યાવહારિક ઉપયોગ શી રીતે કરવો તે સઘળું આવા નગરમાં જ વિચારી શકાય; કારણ કે નવા નગરમાં ધારવા પ્રમાણેના વાતાવરણનું જરૂર સર્જન થઈ શકે.

ઉપર જણાવ્યું તેમ સને ૧૯૪૩માં દેશમાં જે પરિસ્થિતિ ઉપસ્થિત થઈ તેના જવાબ રૂપે જ આ જાતની યોજના ઘડાઈ હતી. પણ સાથે સાથે હિન્દના ભૂતકાળના બે અઢી હજાર વર્ષના ઇતિહાસ ઉપર દૃષ્ટિપાત કરાયો હતો. કોઈપણ દેશની કરોડરજ્જુ એ એનો ખેડૂત અને એ ખેડૂત ઉપર આ અઢી હજાર વર્ષમાં શું વારાફેરા આવી ગયા તે હકીકત મેં મારા પુસ્તક "ગામડાના વાસ્તવ દર્શન"માં આપેલી છે. આ ઉપરાન્ત અંગ્રેજો જ્યારે હિન્દ છોડવાની તૈયારીમાં હતા ત્યારે જગતના ઇતિહાસ ઉપર પણ દૃષ્ટિપાત કરવાની જરૂર હતી.

ભૂતકાળમાં જગતમાં મિસર, બેબીલોન, ગ્રીસ, રોમ અને કાર્થેજમાં મહાન પ્રજાઓ થઈ હતી, જેઓએ મોટાં મોટાં સામ્રાજ્યો સ્થાપ્યાં હતાં. આજે તે પ્રજાઓ નામશેષ થઈ ગએલી છે; કારણ કે એમાં રાજકર્તા અને વેઠીઆ એમ બે વર્ગો હતા. હિન્દુ પ્રજા એ પણ એક પુરાણી પ્રજા છે, એના ઉપર અનેક આપત્તિઓ આવી છે અને છતાં ય એ પ્રજા હજુ જીવંત છે. શ્યામના દડાની પેઠે તે વારંવાર ભોંયે પડવા છતાં ય ફરી ફરીથી ઉછળે છે એનું કારણ શું? એ પણ આપણે વિચારવું પડશે.

ઉપર જણાવેલા મારા પુસ્તકમાં મેં એક વાત સ્પષ્ટ કરી છે કે જ્યારે જ્યારે પરદેશી આક્રમણો થયાં ત્યારે ત્યારે હિન્દના રાજ્ય કરતા વર્ગે હારની નામોશી વહોરી હતી; કારણ ગામડાંઓનો રાજ્યવ્યવસ્થામાં હિસ્સો નહોતો. ગામડાંઓનો મુખ્ય આધાર જે ખેડૂત તેના ઉપર કરનો ભારે બોજો હતો, જેથી દેશના રક્ષણમાં એને કોઈ પ્રકારનો રસ

રહ્યો નહોતો. આ કારણથી ચલચિત્રોની પેઠે દેશમાં અનેક પરદેશી રાજ્યવંશો આવ્યા અને જ્યાંય પ્રજા તરીકે હિન્દી પ્રજા જીવતી રહી.

એનું મુખ્ય કારણ તો એક જ હતું કે હિન્દનાં ગામડાંઓ જમીન મહેસૂલની આપવાની રકમ પૂરતાં જ વરિષ્ઠ રાજ્યસત્તાને અધીન હતાં. ગામના અંતર્ગત વહીવટમાં તેઓ સમ્પૂર્ણ સ્વતંત્ર હતાં. આને પરિણામે પ્રજાનું ખમીર ટકી રહ્યું હતું. અંગ્રેજી રાજ્યના દોઢસોબસો વર્ષના અમલમાં ગામડાંઓનું શાસ્ત્રીય ઢબે આર્થિક શોષણ થયું, ગામડાંના ઉદ્યોગોનો નાશ થયો; એટલું જ નહિ પણ સામ્રાજ્યની સત્તા ગામડાંના લોકોના ચૂલા સુધી પહોંચી. કાયદાની આંટીઘૂંટીઓ વધી ગઈ. ગામડાંના લોકોને અજ્ઞાન રાખવામાં આવ્યા; અને રાજ્યવ્યવસ્થામાં અને વ્યાપારમાં શહેરના દલાલોની મદદથી ગામડાંઓને સમ્પૂર્ણ બેહાલ બનાવ્યાં. ગામડાં આ રીતે ઇતિહાસમાં પ્રથમવાર પરતંત્ર બનવાથી એમનું ખમીર તૂટતું ચાલ્યું.

મહાત્માજીએ કોન્ગ્રેસની લડતમાં ગામડાંઓનો સાથ લીધો અને એ રીતે એ સુષુપ્ત બનેલા ખમીરને જાગૃત કર્યું. હવે એ ખમીરને જીવંત રાખવા માટે આપણે ઉચ્ચ શિક્ષણની સંસ્થાઓને શહેરોમાંથી ગ્રામવિસ્તારમાં લાવવી પડશે અને ગામડાંના લોકો રાજ્યવહીવટમાં ભાગ લે એવી સ્થિતિ સર્જવી પડશે. આપણે જો આમ ના કરીએ તો હિન્દ જગતની પુરાણી પ્રજાઓના માર્ગે જશે. શહેરોના લોકોએ સ્થાપેલું સામ્રાજ્ય લાંબો વખત ટકી શકતું નથી. કુદરતી રીતે મનુષ્ય ગામડાંનું પ્રાણી છે; શહેરના અકુદરતી વાતાવરણમાં એનો વંશવેલો લાંબા વખત સુધી ચાલતો નથી. શહેરો સમૃદ્ધ અને આબાદ દેખાય છે, કારણ ગામડાંઓમાંથી સતત ભરતી થયા કરે છે. આજ કારણથી પ્રજાએ જો જીવંત રહેવું હોય તો તે પ્રજાનાં ગામડાં દરેક રીતે આબાદ થવાં જોઈએ. અમેરિકાએ અને રશિયાએ આ માર્ગ લીધેલો છે. એ બન્ને દેશો આપણા કરતાં પણ વિશાળ દેશો છે અને આપણે માટે પણ એ જ માર્ગ છે.

સામ્રાજ્યમાં પરિવર્તન આણવા માટે સાક્ષરશ્રી ગોવર્ધનરામભાઈએ કલ્યાણ ગ્રામની યોજનાની કલ્પના કરેલી, પણ એ યોજનામાં મુખ્યત્વે સાક્ષરોનો જ વિચાર કરવામાં આવેલો હતો. અમારે તો જનતાના ઉત્કર્ષ માટેનું કલ્યાણ ગ્રામ રચવું હતું, જેથી અનેક દષ્ટિએ એ સંબંધી વિચારો કરાયા હતા. સ્વ. શ્રી. જયશંકરભાઈ ત્રિવેદીએ એમના પુત્ર મનુભાઈના લગ્ન વખતે મને વાત કરેલી કે "હવે આ જમાનામાં દીકરા દીકરીઓનો પ્રશ્ન બહુ જ મુશ્કેલ થએલો છે, એના ઉકેલ માટે આપણે ભણેલા વર્ગે કંઈક તોડ લાવવો પડશે."

"જૂના વખતમાં નાતોના વાડા બંધાયા હતા. દરેક નાતમાં રહેલા લોકોની રહેણીકરણી એક પ્રકારની હતી, કારણ દરેક નાતમાં એક પ્રકારનો ધંધો હતો. તેથી જ નાતમાં પરણેલા છોકરા એક જ પ્રકારના વાતાવરણથી ટેવાયલા હોવાથી પોતાનો સંસાર ગબડાવ્યે જતા. સંસ્કારની દૃષ્ટિએ સ્ત્રીપુરુષ બન્ને સરખાં હોવાથી એમના જીવનમાં અસંતોષ નહોતો."

"આજે એ સ્થિતિ ફરી ગઈ છે. બ્રાહ્મણનો દીકરો કેવળ વેદાભ્યાસ કરીને યજ્ઞયાગાદિ કામોમાં પોતાનું જીવન વ્યતીત કરતો નથી, પણ એ પોતાની બુદ્ધિશક્તિ પ્રમાણે વિદ્યાભ્યાસ કરીને નાની મોટી સરકારી નોકરીઓમાં કે નાના મોટા વેપાર ઉદ્યોગોમાં પેસી ગયો છે. જે બ્રાહ્મણોમાં બુદ્ધિ કે શક્તિ નથી તેઓ યજમાન વૃત્તિમાં કે ભિક્ષા વૃત્તિમાં રોકાયલા છે, અગર શ્રીમંતોના ઘરમાં રસોઈનું કામ કરે છે. મોટામાં મોટા અમલદારથી માંડીને ખર, બબરચી, અને ભિસ્તીનાં કામ બ્રાહ્મણો કરી શકે છે."

"આ જ પ્રમાણે બીજી દરેક નાતની સ્થિતિ થઈ છે. અંગ્રેજોના સંપર્કનું કોઈ સાનમાં સારું પરિણામ આવ્યું હોય તો એ છે કે એમણે હિન્દુઓને માબુસ્તી કરી દેવા રૂપ ઉપરથી કરવાં શીખવાડ્યું.

આપણું પોતાનું સૂત્ર 'ગુણાઃ પૂજાસ્થાનમ્।' એ તો ફક્ત પુસ્તકોમાં રહ્યું હતું. નાતના વાડાઓ એવા મજબુત થઇ ગયા હતા કે ગુણવાનને આગળ આવી એના ગુણો વડે પૂજાનું સ્થાન પ્રાપ્ત કરવું એ લગભગ અશક્ય બન્યું હતું. હવે તો નવા નવા વર્ગો થતા જાય છે. દરેક કામમાં વિદ્વાનો પાકે છે. એ વિદ્વાનોની રહેણી-કરણી એક સરખી થતી જાય છે. એમના સંતાનોને પણ સાથે રહેવાના વધારે સંજોગો પ્રાપ્ત થતાં એક પ્રકારની નવી મૈત્રી બંધાય છે. ફક્ત નોકરી ધંધામાં રોકાયલા માણસો વારંવાર સ્થળાંતર કરતા હોવાથી ઘણો વખત સાથે રહી શકતા નથી."

"ચાલુ જમાનામાં વિદ્વાન બ્રાહ્મણની દીકરી યજમાનવૃત્તિ કરનાર બ્રાહ્મણને ઘેર પોષાવાની નથી. આ સ્થિતિ બીજી નાતોના વિદ્વાનોની પણ છે. દીકરીઓને જો સુખી કરવી હોય તો નાતજાતનાં બંધનો તૂટવાં જોઇએ અને સરખે સરખા વિચારના છોકરા છોકરીઓનાં લગ્ન સહેલાઇથી થઇ શકે એવી યોજના ઘડાવી જોઇએ. આ હેતુ માટે હવે એકાદ એવા સ્થળની યોજના થાય કે જ્યાં નિવૃત્ત થએલા સરકારી અમલદારો ઘર બાંધીને રહી શકે. જ્યાં તેમનાં છોકરાંને માટે ભણવાની બધી સગવડો હોય અને જ્યાં આધુનિક જમાનાના આમોદપ્રમોદનાં બધાં સાધનો પણ હોય. આવું નગર જો બંધાય તો ભણેલાઓની મુઝવણનો મોટો ઉકેલ થઇ શકે."

"આવા નગરમાં છોકરાંઓ સાથે રમે, સાથે ભણે, મૈત્રી કેળવે, એક બીજાને સમજે અને મોટાં થાય ત્યારે સમજીને એક બીજાના પ્રેમમાં પડે. માબાપો પણ એક બીજાને ઓળખતાં હોય, એક બીજાના સ્વભાવથી પરિચિત હોય, જેથી આવાં લગ્ન સંપૂર્ણ રીતે સફળ થાય. અત્યારે તો નિવૃત્ત થયા પછી કેળવણીની સગવડ માટે ભણેલા વર્ગને શહેરોમાં જ સ્થાયી થવું પડે છે. શહેરોનું જીવન ખર્ચાળ છે, જેથી નિવૃત્ત થયા પછીથી પણ વિદ્વાનોને માથે આર્થિક ઉપાધિ ઊભી જ

રહે છે; સિવાય શહેરોની બદીઓમાં છોકરાં ફસાઇ જાય એ ડર તો હોય છે જ. આથી કરીને તમે એક એવું નગર ઊભું કરો કે જેમાં શહેરોની બદી ના હોય, શહેરની બધી સગવડો હોય છતાં ય ગામડાંની સાદાઇ હોય અને ગામડાંની સગવડો હોય."

શ્રી જયશંકરભાઇના મનોરાજ્યનું કલ્યાણગ્રામ આવું હતું. એમની આ સલાહનો અમલ આ યોજનામાં પૂરેપૂરી રીતે કરવામાં આવ્યો. મારા જીવનની ઉગતી જુવાનીનાં સોળ વર્ષ મેં મહારાષ્ટ્રમાં ગાળ્યાં હતાં. પૂનામાં–હિંગણે બદ્રુકમાં–મેં મહર્ષિ કર્વેની ઘાસની ઝૂંપડી જોઇ હતી. જ્યાં કર્વે દંપતીએ સ્ત્રીઓ માટે કૉલેજના વર્ગો ખોલી ત્રણ વિધવા બહેનોને તેઓ કૉલેજનું શિક્ષણ આપી રહ્યાં હતાં. મહારાષ્ટ્રના નિવાસ દરમ્યાન જ આ ઝૂંપડીમાંથી નાથીબાઇ ઠાકરસી ઑલ ઇન્ડિયા વિમેન યુનિવર્સિટીનો વિકાસ થતો મેં જોયો હતો. એક જ વ્યક્તિની પ્રબળ ઇચ્છાથી શું બની શકે છે તેનું આ દૃષ્ટાંત હતું.

મહારાષ્ટ્રમાં ઉદ્યોગોની સ્થાપના કરવા માટે પૈસોપૈસો ઉઘરાવી શ્રી. કાળેએ પૈસા ફન્ડ ભેગું કર્યું. તલેગાંવ દાભાડમાં કાચનું કારખાનું ઊભું કર્યું. જાપાની કારીગરોની મદદથી મહારાષ્ટ્રના બુદ્ધિશાળી યુવાનોને કાચ ઉદ્યોગો માટે તૈયાર કર્યા, જેના પરિણામે આજનું ઓગલે ગ્લાસ વર્કસ તૈયાર થયું, એ પણ નજરોનજર જોયું હતું. કિર્લોસ્કરની નાની ફાઉન્ડ્રીમાં બળદથી ખેંચાતાં હળ તથા ત્યાં બનેલા નાના નાના હાથ પંપો જોયા હતા, અને તેમાંથી આજની કીર્લોસ્કર વાડીનો વિકાસ થયો છે. અદ્યતન વર્કશૉપ માટેનાં ઉત્તમ યંત્રો અને એન્જીનો ત્યાં તૈયાર થાય છે તે બધું એક જ વ્યક્તિની ચીવટને આભારી હતું, તે પણ મેં જોયું હતું.

શેરડીમાંથી ખાંડ બનાવવા માટેનું કારખાનું કરવાનો પ્રથમ વિચાર શ્રી. વર્તકે કરેલો. શરૂઆતમાં ભારે ખોટ ખમેલી, પણ જે કામ હાથમાં લીધું તે કામ ન જ છોડવું એવા મહારાષ્ટ્રના ગુણને લીધે જ

શ્રી વર્તકે ખાંડના કારખાનાને ફતેહમંદ બનાવ્યું હતું. મહારાષ્ટ્રમાં વિશાળ પાયા ઉપરના ખાંડ ઉદ્યોગની થતી શરૂઆત મેં આ રીતે જોઈ હતી. હિન્દુસ્થાન આજે સિનેમા ઉદ્યોગમાં દુનિયામાં બીજે નંબરે આવે છે પણ આનો યશ એક મહારાષ્ટ્રિયનને ફાળે જાય છે એ બહુ થોડા માણસો જાણતા હશે. શ્રી ફાલકે નામનો મહારાષ્ટ્રનો એક બ્રાહ્મણ અમેરિકા જઈ ઘણું દુઃખ વેઠીને, સીનેમાની ફિલ્મ બનાવવાનું કામ શીખી આવ્યો હતો. નાસિકમાં એણે હિન્દમાં સૌથી પ્રથમ સ્ટુડીઓ ઊભો કર્યો હતો. નાન્દુર મધ્યમેશ્વરના સરોવરમાં એણે સૌથી પ્રથમ કાલીય મર્દનની ફિલ્મ ઉતારી હતી. મહારાષ્ટ્રના ખંત, હિંમત અને બુદ્ધિ-કૌશલ્યનો હું એક સાક્ષી હતો. આ પ્રમાણે મહારાષ્ટ્રના સોળ વર્ષના નિવાસ દરમ્યાન મહારાષ્ટ્રમાં જે જે જોયું અને અનુભવ્યું હતું તે મારા જીવનમાં વણાયું હતું. આ બધા અનુભવોનો ઉપયોગ આ યોજનામાં થયો હતો.

ગુજરાતમાં જન્મેલો અને પિતા ખેતી અને ધીરધારનો ધંધો કરતા હોવાથી ગુજરાતની વ્યાપારી કુનેહ તો મારા લોહીમાં હતી. આ ઉપરાન્ત અઠ્ઠાવીસ વરસની સરકારી નોકરીમાં અનેક નાનાં મોટાં કામો કરવાના પ્રસંગો આવ્યા હતા. આમાંનાં ઘણાંખરાં કામો ડિપાર્ટમેન્ટલી કરાવવાના સંજોગો ઊભા થએલા હોવાથી અને તે પણ સસ્તામાં સસ્તાં શી રીતે બનાવવાં અને તેના હિસાબો શી રીતે રાખવા એનો પ્રત્યક્ષ અનુભવ નોકરીમાં મળ્યો હતો. સરકારી નોકરીમાંથી નિવૃત્ત થયા પછીથી અઢી વરસ અમદાવાદ મ્યુનિસિપાલીટીમાં કામ કર્યું ત્યાં પણ જાત દેખરેખ નીચે મ્યુનિસિપાલીટીના નોકરો મારફતે જ કોન્ટ્રાક્ટરોની મધ્યસ્થી સિવાય લગભગ એક કરોડ રૂપિયાનાં કામો થયાં હતાં. આ કરોડ રૂપિયા એવા વખતે ખર્ચાયા હતા કે જ્યારે ઈંટોનો ભાવ હજાર ઈંટના આઠથી નવ રૂપિયા હતો, સિમેન્ટનો ટનનો ભાવ રૂપિયા પાંત્રીસ હતો અને રેતીનો ભાવ બગાસના ત્રણ રૂપિયા

હતો. પાણીના નળ, ગટરો અને સડકોમાં જોઇતો સામાન બનાવી લેવાનો અનુભવ મને અમદાવાદમાં મળ્યો હતો.

વલ્લભ વિદ્યાનગરની યોજના ઘડવામાં, ઇજનેર આવા અનુભવને લીધે, આર્થિક પ્રશ્નોનો ઉકેલ કરવા માટે સરકાર અને શ્રીમંતો તરફ દૃષ્ટિ રાખી નહોતી. મહારાષ્ટ્રની શિક્ષણ સંસ્થાઓ અને ઉદ્યોગોની શરૂઆત મધ્યમ વર્ગના માણસોના પૈસાથી જ થઈ હતી. મહારાષ્ટ્રમાં વેપારી બુદ્ધિની કચાશ હતી એથી એમને વધારે શ્રમ પડ્યો હતો, વધારે વખત લાગ્યો હતો. ગુજરાતમાં વેપારી બુદ્ધિનો પ્રશ્ન જ નહોતો. સ્વાર્થત્યાગની ભાવના પણ મહાત્માજીના પ્રતાપે અહીંઆં ખીલી હતી.

અમારી આ યોજનામાં નાણાંના ઉત્પાદનનું સાધન વ્યાપારી કુનેહથી વિચારાયું હતું. દરેક પ્રકારનો માલસામાન બનાવવો, વેચવો અને તેનો નફો સંસ્થાના વિકાસમાં વાપરવો, આ રીતે યોજનાનું માનસિક ચિત્ર ઈ. સ. ૧૯૪૩ની આખર સુધીમાં તૈયાર કરવામાં આવ્યું.

---

## પ્રકરણ ૨ જું.

## ચરોતર એજ્યુકેશન સોસાયટીમાં પ્રવેશ

ઈ. સ. ૧૯૪૩ની આખરમાં ચરોતર એજ્યુકેશન સોસાયટીની કાઉન્સિલે સોસાયટીના ચેરમેન તરીકે મારી વરણી કરવાથી હું તેના કાર્યકર્તાઓ સાથે ગાઢ સંપર્કમાં આવ્યો. આમ તો સોસાયટી સાથે શરૂઆતથી જ મારો સંબંધ હતો. સોસાયટીના સ્થાપક શ્રી મોતીભાઈ અમીનનો પરિચય મને ઈ. સ. ૧૯૦૭માં થયો હતો. હું ઈ. સ. ૧૯૦૬માં વડોદરા કૉલેજમાં દાખલ થયો. તે જ વખતે શ્રી મોતીભાઈ સાહેબે પેટલાદમાં જેલના મકાનમાં વિદ્યાર્થીઓ માટે બોર્ડિંગની સ્થાપના કરી હતી અને આ રીતે વિદ્યાર્થીઓનો સંપર્ક સાધી ચરોતરમાં ભાવનાશાળી વિદ્યાર્થીઓનો એક નવો વર્ગ ઊભો કરવાની શરૂઆત કરી હતી. તેઓ પોતે બધો વખત બોર્ડિંગમાં રહેતા હતા જેથી વિદ્યાર્થીઓ ઉપર તેમના ચારિત્ર્યની પૂરેપૂરી અસર પડતી હતી.

તે વખતે મારા ગામ સોજીત્રામાં ફીફ્થ સ્ટેન્ડર્ડ સુધીની સ્કૂલ હતી અને ફીફ્થ સ્ટેન્ડર્ડ પાસ થતા સુધીમાં શરદઋતુમાં અવારનવાર મને મેલેરીયા લાગુ પડતો હતો. ઈ. સ. ૧૯૦૪માં મેં ફીફ્થ સ્ટેન્ડર્ડ પાસ કર્યું અને ઈ. સ. ૧૯૦૫માં સીક્ષ્થ સ્ટેન્ડર્ડનો અભ્યાસ કરવાને હું વડોદરા ગયો. તે જ વરસે મેં મેટ્રીકની પરીક્ષા આપી અને હું પાસ તો થયો પણ પ્રિલિમિનરી પછી શરદઋતુમાં સોજીત્રા રહેલો હોવાથી મેલેરીયા લાગુ પડેલો અને મેટ્રીકની પરીક્ષા માટે સખત કામ કરેલું હોવાથી કૉલેજના પ્રથમ સત્રમાં વડોદરામાં પણ મેલેરીયાએ મને છોડેલો

નહિ. મેલેરીયાને લીધે હું કૉલેજની ટર્મ ભરી શક્યો નહોતો પણ તે વર્ષે શહેરમાં પ્લેગ ચાલતો હોવાથી અને કૉલેજની હૉસ્ટેલમાં પણ ઉંદર પડવાથી કૉલેજ બંધ થઈ હતી અને પડેલી ટર્મ બધા વિદ્યાર્થીઓને અપાઈ હતી જેથી મારું વરસ બચ્યું હતું.

બીજી ટર્મ ઉઘડતાં ટર્મિનલ પરીક્ષા લેવાઈ હતી અને તેમાં હું સારી રીતે પાસ થયો હતો. પ્રિલિમિનરી પછી રજા પડવાથી હું પાછો સોજીત્રા ગયો હતો અને વળી પાછો તાવમાં સપડાયો હતો. પ્રિવિયસની વાર્ષિક પરીક્ષા તાવ સાથે મુંબઈમાં આપી હતી. તે વરસે પાસ તો થયો અને ઈ. સ. ૧૯૦૭માં ઈન્ટર આર્ટ્સમાં દાખલ થયો. ઈન્ટર આર્ટ્સમાંથી મારે એન્જીનિયરીંગ કૉલેજમાં જવાનો વિચાર હતો જેથી ઈન્ટર આર્ટ્સમાં સારા માર્ક લાવવાની જરૂર હતી. પ્રિલિમિનરી પરીક્ષા પછીથી સોજીત્રે જઈ તાવમાં સપડાવાનું આ વરસે પાલવે તેમ નહોતું; તેથી અભ્યાસ માટે બીજી કોઈ સલામત જગ્યાએ જવાનો મેં વિચાર કર્યો. મારા ભત્રિજા શ્રી રાવજીભાઈ મણીભાઈ તે વખતે પેટલાદ સ્કૂલમાં ભણતા હતા અને પેટલાદ બોર્ડિંગમાં રહેતા હતા. મેં એમને વાત કરી કે જો પેટલાદ બોર્ડિંગમાં દોઢ બે માસની રહેવાની સગવડ થાય તો હું ત્યાં આવું. એમણે શ્રી મોતીભાઈ સાહેબને પૂછ્યું અને એમણે મને પેટલાદ બોર્ડિંગમાં રહેવા માટેની મંજુરી આપી.

પેટલાદ બોર્ડિંગનાં હવાપાણી સારાં હતાં, મોકળાશ હતી, અને જગા ગામથી દૂર હતી. વાંચવા માટે પુરેપુરી શાન્તિ મળે તેમ હતું. પાણીનો કુવો પણ તળાવથી દૂર હતો અને પાણી દરેક રીતે સારું હતું. ગામડાંઓમાં પીવાનાં પાણી શા કારણથી બગડ્યાં છે એ વિષય મારા 'ગામડાના વાસ્તવ દર્શન'માં મેં ચર્ચ્યો છે અને પાણીને લીધે થતા મેલેરીયા અને ટાયફોઈડ જેવા રોગો બંધ કરવા માટે મેં ગામડે ગામડે વૉટર વર્કર્સની હિમાયત કરેલી છે; એનું કારણ મારો નાનપણનો મેલેરીઆનો અનુભવ.

બોર્ડિંગમાં આવ્યા પછી હું સ્વ. મોતીભાઈ સાહેબના નિકટ પરિચયમાં આવ્યો. દરરોજ સાંજે કલાક અરધો કલાક હું એમની પાસે બેસતો; અને ચાલતી વાતોચીતોમાં ભાગ લેતો. પૂના એન્જીનિયરીંગ કૉલેજમાં ગયા પછી પણ દરેક ટર્મે જ્યારે સોજીત્રા જવાનું થાય ત્યારે હું પેટલાદ બોર્ડિંગમાં સ્વ. મોતીભાઇ સાહેબ પાસે એકાદ દિવસ રહેતો. પેટલાદ બોર્ડિંગની આના ફંડની પાવતી બુકો હું અવારનવાર લઇ જતો; મિત્રો પાસેથી બની શકે તેટલી રકમ ઉઘરાવી શ્રી મોતીભાઈ સાહેબને મોકલાવી આપતો.

અને ૧૯૧૭માં જ્યારે ચરોતર એજ્યુકેશન સોસાયટીએ દાદાભાઇ નવરોજી હાઈસ્કૂલ સ્થાપવાનું નક્કી કર્યું અને સોસાયટીનું બંધારણ ઘડ્યું ત્યારે શ્રી મોતીભાઇ સાહેબે કેળવણીમાં રસ લેતા દરેક ઓળખીતાને અંગત પત્રો લખી સોસાયટીના સભ્ય થવા વિનંતી કરી હતી. આવો એક પત્ર મારા ઉપર પણ આવતાં વાર હું સોસાયટીનો સભ્ય બન્યો હતો. તે વખતે મારો પગાર રૂા. ૮૦) હતો, જેથી દર વર્ષે રૂપિયા બાર ભરવાનું કબુલ કરેલું પણ સને ૧૯૨૧માં જ્યારે અસહકારનો પવન ફુંકાયો અને સોસાયટીની દા. ન. હાઈસ્કૂલ ગુજરાત વિદ્યાપીઠ સાથે જોડાઇ ત્યારે વડોદરા રાજ્યમાં નોકરી કરતા બધા અમલદારોએ સોસાયટીના સભ્યો તરીકેનાં રાજીનામાં આપ્યાં. બ્રિટીશ સરકાર એમના અમલદારો માટે શો હુકમ કાઢશે તેની તો ખબર નહોતી પણ સોસાયટીમાં ન રહેવું એવો કદાચ હુકમ નીકળે તો સાવચેતી તરીકે વાર્ષિક બાર રૂપિયાના હપ્તાને બદલે સભ્ય થવા માટેની ખૂટતી બધી રકમ તે વખતે મેં ભરી દીધી હતી.

આ રીતે સોસાયટી સાથેનો મારો સંબંધ તેના જન્મકાળથી જ હતો. સોસાયટીના પહેલા સેક્રેટરી અને હેડમાસ્તર શ્રી અંબાલાલ મોતીભાઈ હતા. તે મારા ગામના વતની હતા એટલું જ નહિ પણ તેમનું રહેવાનું ઘર મારા ઘર જોડાજોડ હતું. નિશાળમાં ભણતી વખતે મને વાતો

કહેવાનો ભારે શોખ હતો જેથી મહોલ્લાના બધા છોકરાઓ દરરોજ સાંજે મારી ઓટલી ઉપર વાતો સાંભળવા એકઠા થતા હતા. ભાઈશ્રી અંબાલાલ પણ તે પૈકીના એક હતા. આ ઉપરાન્ત મહોલ્લામાં મેં એક પુસ્તકાલયની શરૂઆત કરી હતી. મહોલ્લાના છોકરાઓ પોતાને ઘેર જે ચોપડીઓ હતી તે આ પુસ્તકાલયમાં આપી ગયા હતા. મારી સાથે ભણતા અમારા મહોલ્લાના શ્રી ખુશાલભાઈ લલ્લુભાઈ હતા. એમના કાકાશ્રી નરસીભાઈ લખાભાઈએ પુસ્તકો મૂકવા માટે એક કબાટ અમને આપેલું; વળી એમની બેઠકનો ત્રીજો માળ પુસ્તકાલયના ઉપયોગ માટે આપેલો. પછી તો આસ્તે આસ્તે આ લાયબ્રેરીમાં ગામના ઘણાખરા છોકરાઓ જોડાઇ ગએલા અને પુસ્તકોની સંખ્યા પણ સારી વધેલી.

સને ૧૯૦૫માં અંગ્રેજી છઠ્ઠા ધોરણમાં દાખલ થવાને હું વડોદરા ગયો. તે વખતે પેલા પુસ્તકાલયની વ્યવસ્થા ભાઈશ્રી અંબાલાલને સોંપી હતી. પુસ્તકોની સંખ્યા સાથે વાચકોની સંખ્યા પણ વધી હતી. જેથી પુસ્તકાલયના વાચકો પાસેથી માસિક થોડીક ફી લેવાનું પણ ઠરાવ્યું હતું. આથી થોડી રકમ પણ ભેગી થયેલી હતી. લાયબ્રેરી માટે અમે મોહનલાલની દુકાનને નામે ઓળખાતી એક દુકાનનો મેડો ભાડે રાખ્યો અને પુસ્તકાલયને નરસીભાઈને મેડેથી આ નવા મકાનમાં લાવવામાં આવ્યું હતું.

સોજીત્રામાં ટાઉન લાયબ્રેરીની (કસ્બા પુસ્તકાલયની) સ્થાપના તો સને ૧૮૭૦માં થએલી પણ અંગ્રેજી શાળાના વિદ્યાર્થીઓને ટાઉન લાયબ્રેરીનાં પુસ્તકો મળતાં ન હોવાથી વાંચવાનો શોખ પૂરો કરવા માટે આ પુસ્તકાલય અમે ઊભું કર્યું હતું. મારા વડોદરા ગયા બાદ ભાઈશ્રી અંબાલાલે આ પુસ્તકાલય લગભગ અઢી વર્ષ સુધી ચલાવ્યું હતું. પુસ્તકોની સંખ્યા પણ સારી રીતે વધારી હતી અને કબાટોની સંખ્યા પણ વધી હતી. પછીથી ગામના છોકરાઓમાં બે પક્ષ પડી ગયા.

એકંદર રીતે ગામની વસ્તીના હિસાબે તો આ પુસ્તકાલય ગામના મધ્યમાં હતું. ગામને દક્ષિણ-પશ્ચિમ છેડે નવાં ઘરાં નામથી ઓળખાતા ભાગના વિદ્યાર્થીઓનો મોટો ભાગ આ પુસ્તકાલયના વાચકો પૈકી હતો. દરેક વખતે પુસ્તક લેવા માટે એમને માઇલ પોણા માઇલ જેટલું ચાલવું પડતું.

એમની માગણી એ હતી કે પુસ્તકાલયને કુંડવાળી ભાગોળે ખસેડવું. પુસ્તકાલય ત્યાં જાય તો અંબાલાલને વ્યવસ્થા કરવાનું ફાવે નહિ જેથી પુસ્તકાલય ખસેડવા માટે એ ના પાડતા હતા. આથી વાત હદ ઉપર ચઢી અને સામા પક્ષે વાચકની સંખ્યાના પ્રમાણમાં પુસ્તકો વહેંચી લેવાની માગણી કરતો પ્રસ્તાવ મૂકયો. આ વાત જો સીધી રીતે અમલમાં ન આવે તો બળ વાપરવાની પણ તેમની ધમકી હતી. બળનો સામનો કરવાનું ભાઈશ્રી અંબાલાલનું ગજું નહોતુ, જેથી તેઓ મુંઝાતા હતા.

સને ૧૯૦૭ની મે વેકેશનમાં હુ સોજીત્રા આવ્યો. બધા છોકરાઓને બોલાવી એમની હકીકતો સાંભળી. અંતે એ નિર્ણય કર્યો કે આ પુસ્તકાલયનાં બધાં પુસ્તકો સોજીત્રા ટાઉન લાયબ્રેરીમાં આપી દેવાં. સોજીત્રા ટાઉન લાયબ્રેરીમાં એવી વ્યવસ્થા કરાવી કે જો પુસ્તકોની જવાબદારી છોકરાઓના વાલીઓ લે અગર શાળાના શિક્ષક ખાત્રી આપે તો લાયબ્રેરીએ વાંચવા માટે છોકરાઓને પુસ્તકો આપવાં. આ રીતે એ પુસ્તકાલય પ્રકરણ પૂરું થયું. આ અરસામાં ગામમાં પ્લેગ શરૂ થયો. શ્રી અંબાલાલ મારી પાસે આવ્યા. શ્રી ટી. કે. ગજ્જરે પ્લેગ માટે બે જાતનાં ઔષધો બનાવેલાં તેની જાહેરખબર મને બતાવી. એક જાતના ઔષધનાં બે ટીપાં લેવાથી માણસને પ્લેગ લાગુ પડતો નહિ. એ ઔષધનું નામ હતું 'જર્મીસાઇડ.' બીજું ઔષધ પ્લેગ લાગુ પડેલા દર્દીને આપવાનું હતું. એનું નામ હતું 'પ્લેગડ્રોપ્સ.'

જે સંસ્થાઓ કે વ્યક્તિઓ પરોપકારાર્થે પ્લેગના દર્દીઓને આ ઔષધો વહેંચવાનું કામ માથે લેશે તેમને આ ઔષધ મફત આપવામાં

આવશે, એમ શ્રી ગજ્જરે જાહેર કર્યું હતું. ભાઈશ્રી અંબાલાલ અને બીજા ચાર પાંચ વિદ્યાર્થીઓ આ ઔષધો વહેંચવા તૈયાર થયા. ગામમાંના પ્લેગના દર્દીઓની નિયમિત સારવાર કરવાની ઈચ્છા મને જણાવી. મેં તુરત જ મુંબઈ પત્ર લખ્યો અને વળતી ટપાલે ઔષધોની પેટી પોસ્ટથી અમને મળી ગઈ. એમાં બે શીશીઓ 'જર્મીસાઈડ'ની અને એક શીશી 'પ્લેગ ડ્રૉપ્સ'ની હતી. શ્રીયુત ગજ્જર આ ઔષધો વડોદરાના એલમ્બિક કેમિકલ વર્કર્સની સ્થાપના પહેલાં બનાવતા હતા.

ઔષધો આવ્યા પછીથી અંબાલાલ અને તેમની ટોળીને હું નિયમિત 'જર્મીસાઈડ' આપતો હતો અને પછીથી એ વિદ્યાર્થીઓ એક નાની કાચની પ્યાલી અને 'પ્લેગડ્રૉપ્સ' લઈને પ્લેગના દર્દીઓ પાસે જતા હતા અને તેમને નિયમિત દવા આપી આવતા હતા. કર્મધર્મ સંજોગે પ્લેગના બધા દર્દીઓને ફાયદો થયો હતો; જેથી થોડી દવા સિલકમાં હતી તે દરમ્યાન શ્રી ગજ્જરને બીજી વધારે દવા માટે પત્ર લખ્યો, અને કેટલા દર્દીઓની ફતેહમંદ રીતે સારવાર કરી તે પણ લખી જણાવ્યું. શ્રી ગજ્જરનો જવાબ આવ્યો કે તમારે વધારે દવા જોઈતી હોય તો તમે હવે વેચાતી લઈ શકો છો. મેં ગામમાં પૈસા ઉઘરાવવાનું શરૂ કર્યું. મારા જીવનમાં આ પહેલું કાર્ય હતું. છતાં અમારા કામની ગામમાં ખબર હતી, જેથી એક જ દિવસમાં મારી પાસે પચીસ રૂપિયા ભેગા થઈ ગયા. અમે જોઈતી દવાઓ મંગાવી.

શ્રી અંબાલાલ અને એમની ટોળીએ ગામમાં પ્લેગ મટતાં સુધી દર્દીઓને દવા આપવાનું કામ ચાલુ રાખ્યું હતું. ગામમાં ઘણાખરા લોકો તો બહાર ખેતરોમાં ચાલ્યા ગયા હતા. ત્યાં ઘાસના પૂળાનાં ઝૂંપડાં બાંધીને રહેતા હતા. શ્રી અંબાલાલ પણ આ પ્રમાણે ગામ બહાર ખેતરમાં રહેતા હતા. છતાંય ત્યાંથી દરરોજ ગામમાં જઈને પ્લેગના દર્દીઓને દવા પહોંચાડતા. ગમે તો 'જર્મીસાઈડ'ની અસરથી કે સેવાની શ્રદ્ધાથી કે ઈશ્વરકૃપાથી તે વખતે કોઈને કંઈપણ થયું નહોતું. પણ

ઈ. સ. ૧૯૧૭માં ભાઈશ્રી અંબાલાલ ચરોતર એજ્યુકેશન સોસાયટીમાં હેડમાસ્તર તરીકે હતા ત્યારે આણંદમાં પ્લેગ શરૂ થયો. ત્યારે તેઓએ પ્લેગના દર્દીઓની સારવાર કરવાનું કામ શરૂ કર્યું. આ વખતે 'જર્મીસાઈડ' જેવી કોઈ દવા મળતી નહિ. ફક્ત સેવાની ધગશ ઉપર જ આ કામ તેમણે આદરેલું. આ વખતે એ પોતે પ્લેગમાં ઝડપાયા. પરિણામે ગુજરાતે એક આદર્શ સેવક ગુમાવ્યો.

અંબાલાલના સ્વર્ગવાસ પછીથી ભાઈશ્રી ભીખાભાઈ સોસાયટીના સેક્રેટરી અને દા. ન. હાઇસ્કૂલના હેડમાસ્તર થયા. શ્રી ભીખાભાઈનો પ્રથમ સંપર્ક મને ૧૯૧૦માં થયો હતો. સ્વ. મોતીભાઈ સાથે મારે પૂનાની સંસ્થાઓ સંબંધે વાતો થતી. તેમણે પેટલાદ બોર્ડિંગના વિદ્યાર્થીઓની એક ટોળીને મેટ્રીક પાસ થયા પછીથી ફરગ્યુસન કૉલેજમાં વધુ અભ્યાસ કરવા મોકલવાનો નિર્ણય કર્યો, જેથી તેમના ઉપર મહારાષ્ટ્રના સ્વાર્થત્યાગની અસર થાય. આ પ્રથમ ટુકડીમાં ભાઈશ્રી ભીખાભાઈ હતા. આ વિદ્યાર્થીઓની વ્યવસ્થા કરવા માટે મારા ઉપર પત્ર હતો. આ બધા ભાઈઓ મારી રૂમમાં ઊતર્યા હતા. તે વખતે પ્રો. કાનીટકર છાત્રાલયના રેક્ટર હતા. હું એમને મળ્યો અને ગુજરાતમાંથી શ્રી મોતીભાઈ સાહેબે પૂનાના વાતાવરણમાં ખાસ અભ્યાસ કરવા માટે આ ટુકડી મોકલી છે તેની વાત કરી અને એમને હોસ્ટેલમાં રૂમો આપવા વિનંતી કરી. પ્રો. કાનીટકરે ખાસ મહેરબાની કરીને એ બધા ભાઈઓને ચોખંડી હોસ્ટેલમાં રૂમો આપી હતી.

આ રીતે મારો ભાઈશ્રી ભીખાભાઈનો સંપર્ક એમના કૉલેજ જીવનની શરૂઆતથી જ થયો હતો. પ્રાથમિક શાળાનો અભ્યાસ એમણે ગંભીરામાં કર્યો હતો. ત્યાં એમના બાળમાનસ ઉપર શ્રી કરુણાશંકર માસ્તરના આદર્શોની છાપ પડી હતી. ત્યાંથી તે પેટલાદ બોર્ડિંગમાં આવ્યા, જ્યાં ત્યાંના વાતાવરણમાં એમણે મેટ્રીક સુધી અભ્યાસ કર્યો. ફરગ્યુસન કૉલેજમાં એક વર્ષ અભ્યાસ કર્યા પછીથી એ મુંબઈની વિલ્સન કૉલેજમાં

દાખલ થયા, અને ત્યાંથી બી. એ.ની ડીગ્રી પ્રાપ્ત કરી હતી. આ રીતે પ્રાથમિક શાળાથી માંડીને ડીગ્રી સુધીનો અભ્યાસક્રમ એમણે ભાવનાશાળી આદર્શ સ્વાર્થત્યાગી શિક્ષકો પાસે કર્યો હતો, જેથી એ આદર્શ એમની રગેરગમાં પ્રસરી ગયો. બી. એ.ની પરીક્ષા પાસ થયા પછીથી તરત જ તેઓ ભાઈશ્રી અંબાલાલ સાથે જોડાઈ ગયા, અને થોડા શિક્ષકોનું એક જૂથ ઊભું કર્યું. આ બધા ભાઈઓએ ફક્ત રૂપિયા પચાસના પગારથી શિક્ષણકાર્ય ઉપાડી લેવાનું નક્કી કર્યું હતું.

ભાઈશ્રી અંબાલાલ અને ભીખાભાઈએ શરૂઆતમાં બોરસદ હાઈસ્કૂલને એમની સેવાઓ આપી. બે વર્ષના અનુભવે એમને ખાત્રી થઈ કે જો સંગીન કામ કરવું હોય તો એમના હાથમાં એક સ્વતંત્ર હાઈસ્કૂલ હોવી જોઈએ. શ્રી મોતીભાઈ સાહેબ સાથે આ સંબંધે વાતચીત કર્યા પછી આ નવી હાઈસ્કૂલ માટે આણંદનું સ્થળ પસંદ કરવામાં આવ્યું. આણંદ રેલ્વે જંકશન હોવાથી ચરોતરભરમાંથી ત્યાં આવવાની સરળતા હતી, હવાપાણી પણ સારાં હતાં. વળી આણંદ ગામે સારી એવી મદદ કરવાનું વચન આપેલું હતું. ચરોતર એજ્યુકેશન સોસાયટીનું હાલનું બંધારણ ડેકન એજ્યુકેશન સોસાયટીના આદર્શ ઉપર ઘડાયું. વિદ્યાર્થીઓમાં દેશદાઝની ભાવના જાગે એટલા માટે એ હાઈસ્કૂલ સાથે દેશના દાદા દાદાભાઈ નવરોજજીનું નામ જોડવામાં આવ્યું.

ગુજરાતના કમનસીબે ઊગતી જુવાનીમાં શ્રી અંબાલાલનો સ્વર્ગવાસ થયો, જ્યાં ય શ્રી ભીખાભાઈએ હિંમતપૂર્વક સોસાયટીના બધા ય કામની જવાબદારી લઈ લીધી અને ભાઈશ્રી અંબાલાલની ખોટ પૂરી દીધી. તે વખતે આ હાઈસ્કૂલના મકાનની શરૂઆત થઈ ગઈ હતી. આણંદ ગામ પાસેથી ધારી રકમ મળી નહોતી; જેથી ભીખાભાઈએ અને એમના સાથીઓએ હિન્દ, સિલોન, બર્મા અને પૂર્વ આફ્રિકામાં ફંડ ભેગું કરવા પ્રવાસ ખેડી જોઈતી રકમ ભેગી કરી. અને ચરોતર એજ્યુકેશન સોસાયટીને સ્વયંસેવક તરીકેની એમની ચાળીસ વર્ષની કારકિર્દીમાં એક આદર્શ સંસ્થા બનાવી.

હાઈસ્કૂલના મકાનનું કામકાજ ચાલતું ત્યારે હું મહારાષ્ટ્રમાં નોકરી કરતો હતો. કોઈ વખત રજા ઉપર આવવાનું થાય ત્યારે હું શ્રી બીખાભાઈનો મહેમાન થતો. મારા મોટા પુત્ર ચિ. ગોરધનભાઈને પણ મેં સોસાયટીમાં ભણવા મૂકયો હતો. બાંધકામ માટેનો સામાન સ્ટેશન ઉપર ઉતરે તેને હાઈસ્કૂલ સુધી લાવવા માટે વિદ્યાર્થીઓ અને શિક્ષકોની હાર લાગી જતી અને બધો માલ હાથોહાથ પોણો માઈલ દૂર હાઈસ્કૂલના કમ્પાઉન્ડમાં આવી જતો. છાત્રાલયો બંધાયાં નહોતાં પણ હાઈસ્કૂલનું મકાન પૂરું થતાં જ બધા વિદ્યાર્થીઓ હાઈસ્કૂલમાં રહેવા આવી ગયા હતા. દિવસના વખતમાં વર્ગ ચાલતા અને રાત્રે તે જ વર્ગોમાં વિદ્યાર્થીઓની પથારીઓ થતી. દિવસના વખતમાં બધા બીસ્ત્રા ભેગા કરી પડદા પાછળ મૂકાતા. આ રીતે ત્યાગના પાયા ઉપર દા. ન. હાઈસ્કૂલનું કામ શરૂ થયેલું.

છાત્રાલયનું પહેલું મકાન, હાઈસ્કૂલ બાંધતાં વધેલા કાટમાળમાંથી, વિદ્યાર્થીઓની બનતી મહેનત વડે ઓછામાં ઓછા ખર્ચે શ્રી બીખાભાઈએ ઊભું કર્યું હતું. અંબાલાલ બાળગૃહનું અતિથિગૃહ તો તેમણે વિદ્યાર્થીઓના શ્રમયજ્ઞ વડે જ બંધાવ્યું હતું. આ પ્રમાણે શિક્ષકો માટેનાં મકાનો પણ ઓછામાં ઓછા ખર્ચે તૈયાર થયાં. વ્યાયામશાળાનું મકાન તથા અંબાલાલ બાળશાળાનાં મકાનો પણ ઘણા જ સસ્તા મકાનોના નમુના છે. તે વખતે ગુજરાતમાં રહેતા ચરોતરના એન્જીનિયરો અવારનવાર સોસાયટીનાં બંધાતાં મકાનોની દેખરેખ માટે આવી જતા; જેમાં મુખ્ય તારાપુરના હીરાભાઈ અમીન, ભાદરણના મોતીભાઈ પટેલ અને ઓડના લલ્લુભાઈ પટેલ હતા. છતાં ય ખરી મહેનત તો શ્રી બીખાભાઈ અને તેમના સહકાર્યકરો કરતા હતા. નોકરીના અંગે તે વખતે તો હું મહારાષ્ટ્રમાં હતો છતાં ય કોઈ વખત જતાં આવતાં આણંદ ઉતરવાનું બનતું, પણ સિંધમાં ગયા પછી તો સોસાયટી સાથેનો સંબંધ લગભગ બંધ થયો. ફક્ત શ્રી મોતીભાઈ સાથે કોઈ વખત પત્રવ્યવહાર ચાલતો; કારણ એઓશ્રી કોઈપણ ઉપયોગી માણસને ભુલે એવા નહોતા.

સને ૧૯૪૦માં હું અમદાવાદ આવ્યો. તે પહેલાં ભાઈશ્રી ભીખાભાઈએ સોસાયટીમાંથી નિવૃત્ત થઈ ભરૂચ જિલ્લામાં નર્મદા કેળવણી મંડળ સ્થાપ્યું અને શુક્લતીર્થમાં હાઈસ્કૂલ શરૂ કરી. વળી ભરૂચમાં એક કન્યા હાઈસ્કૂલ પણ શરૂ કરી હતી. મુંબઈ યુનિવર્સિટી સેનેટના તેઓ સભ્ય પણ હતા. આથી ઇન્સ્પેક્શનના કામ અંગે તેઓ ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છની ઘણી હાઈસ્કૂલોના સંપર્કમાં આવતા. આ રીતે એ બી.એ. પાસ થયા ત્યારથી જ એમનું વિદ્યાવ્યાસંગનું કામ અવિરતપણે ચાલુ રહ્યું. નિવૃત્ત સેક્રેટરી તરીકે એ સોસાયટીની ગવર્નિંગ બૉડી ઉપર હતા તેટલા પુરતો સોસાયટી સાથેનો તેમનો સંબંધ ચાલુ હતો.

શ્રી પશાભાઈ ન. પટેલ એક વખતના સોસાયટીના સ્વયંસેવક અને પછીથી ચૌદ વર્ષ શ્રી અરવિંદ આશ્રમ પોન્ડીચેરીમાં ગાળી તેઓ પાછા સોસાયટીમાં અંબાલાલ બાળગૃહશાળાના વ્યવસ્થાપક તરીકે કામ કરતા હતા. શ્રી પશાભાઈ અને શ્રી રાવજીભાઈ મણીભાઈના આગ્રહથી મારો સોસાયટી સાથે સક્રિય સંબંધ બંધાયો. સોસાયટીની કાઉન્સિલમાં અને ગવર્નિંગ બોડીમાં હું દાખલ થયો. લગભગ બે વર્ષ સુધી હું સોસાયટીમાં અમદાવાદથી અવારનવાર આવી જતો; તેથી સોસાયટીના કાર્યવાહક મંડળના સભ્યોના ગાઢ સંપર્કમાં આવ્યો. સને ૧૯૪૩માં, અમદાવાદ મ્યુનિસિપાલીટીમાંથી નિવૃત્ત થયા પછીથી મને સોસાયટીના ચેરમેન તરીકે ચૂંટ્યો.

હું નિવૃત્ત થએલો હોવાથી સોસાયટીના કામકાજમાં મેં વધારે ધ્યાન આપવા માંડ્યું. કાર્યવાહક સભાનું કામકાજ પૂરૂં થયા પછીથી પણ સોસાયટીના અતિથિગૃહમાં મેં વધારે વખત રહેવાનું રાખેલું. આ પ્રસંગોએ સોસાયટીના સ્વયંસેવક મંડળના સભ્યો સાથે, કાર્યવાહક મંડળના સભ્યો સાથે, તથા ત્યાં આવતા અનેક મહેમાનો સાથે હું ગામ ગામડાંના પુનરુદ્ધારની યોજના સંબંધે ચર્ચા કરતો, દરેકના

અભિપ્રાય મેળવતો અને યોજનાની કડીઓ બરાબર ગોઠવતો. આમ મારે ભાઈશ્રી ભીખાભાઈ સાથેનો પરિચય ઘણો વધ્યો. એમને કોઈ કોઈ વખત સંન્યસ્ત લેવાનો વિચાર થઇ આવતો, પણ અમારી વાતોથી એમને લાગ્યું કે આવી યોજનાના ઘડતરમાં કામ કરવું એ સંન્યસ્ત કરતાં પણ શ્રેષ્ઠ છે. એમણે બીજી બધી પ્રવૃત્તિ છોડીને આ યોજના ઉપાડી લેવાનો નિર્ણય કર્યો. પછી તો એમણે પણ સોસાયટીના અતિથિ-ગૃહમાં વધારે વખત ગાળવા માંડ્યો.

અમે હવે યોજનાને એવે તબક્કે આવ્યા હતા કે લોકમત કેળવવા માટે ચરોતરના અગ્રગણ્ય માણસોની એક સભા બોલાવવાનું નક્કી કર્યું. પત્રિકાઓ છપાવી, સોસાયટીમાં બધા જાણીતા માણસોની યાદી હતી તે પ્રમાણે સોસાયટીના સેક્રેટરી, સ્વયંસેવકો અને ઓફીસે લગભગ પંદરસો માણસોને આમંત્રણો પહોંચાડી દીધાં. ૧૯૪૪ના માર્ચની ૧૪મી તારીખે સોસાયટીના ચોગાનમાં એક જાહેર સભા ભરી, જેમાં લગભગ ૫૦૦ જાણીતા ભાઇઓ આવ્યા હતા. આ સભામાં અમે ફક્ત કેળવણીની જ વાત મૂકી હતી. બીજી બધી વાતો તે વખતે લોકોને ગળે ઉતરે એમ નહોતી. કેળવણીમાં પણ આર્ટ્સ–સાયન્સ અને એન્જીનિયરીંગ એમ બે કૉલેજોની જરૂરિયાત સભા આગળ મૂકી હતી.

તે વખતે ચરોતરમાં લગભગ પચીસ હાઇસ્કૂલો ચાલતી હતી, જેથી આર્ટ્સ સાયન્સની એક કૉલેજ ચલાવવાનો કાંઇ વાંધો નહોતો; પણ તે વખતે ફક્ત ચરોતરને જ નહિ પણ આખા ગુજરાતને એન્જીનિયરીંગ કૉલેજની ખાસ જરૂર હતી. પૂનાની એન્જીનિયરીંગ કૉલેજ સરકારી કૉલેજ હોવા છતાં ય એક યા બીજા બહાના નીચે ગુજરાતી વિદ્યાર્થીઓને પ્રવેશ મળતો ન હતો; પણ ગુજરાતને નસીબે સને ૧૯૨૩માં કરાંચીમાં એન્જીનિયરીંગ કૉલેજ નીકળેલી હોવાથી મોટા ભાગના ગુજરાતી વિદ્યાર્થીઓ કરાંચી જઈ એન્જીનિયરીંગનો અભ્યાસ કરતા હતા. સને ૧૯૩૬માં મુંબઈ ઇલાકાથી સિંધ છૂટું પડ્યું

અને સિંધ સરકારે કરાંચી એન્જીનિયરીંગ કૉલેજમાં બનતાં સુધી સિંધી વિદ્યાર્થીઓને જ દાખલ કરવા એવો ઠરાવ કર્યો, જેથી ગુજરાતી વિદ્યાર્થીઓ માટે કરાંચી કૉલેજનાં દ્વાર પણ બંધ થયાં હતાં.

સને ૧૯૩૫થી શેઠશ્રી કસ્તુરભાઈ લાલભાઈએ અમદાવાદમાં એન્જીનિયરીંગ કૉલેજ કરવા માટે દસ બાર લાખ રૂપિયા જુદા કાઢ્યા હતા. સરકાર સાથે એમની વાંટાઘાટો ચાલતી હતી, એ કૉલેજ ક્યારે મૂર્ત સ્વરૂપ લેશે એની કોઈને ખબર નહોતી. શ્રી દાદા સાહેબ માવલંકર સાથે મારે ૧૯૪૨માં આ સંબંધે વાતચિત થએલી પણ પરિણામ કંઈ આશાજનક જણાયું નહિ; જેથી ચરોતરમાં એક એન્જીનિયરીંગ કૉલેજ કરવાનો મેં નિશ્ચય કરેલો, અને કરાંચી એન્જીનિયરીંગ કૉલેજના પ્રિન્સિપાલ શ્રી જુન્નરકરને એક પત્ર લખીને જોઈતી માહિતી મોકલી આપવા વિનંતી કરેલી.

ગુજરાતમાં એક એન્જીનિયરીંગ કૉલેજની જરૂરીઆત તો બધા ગુજરાતીઓને લાગતી હતી જેથી અમે એ પ્રસ્તાવ આ સભા આગળ મૂક્યો. એન્જીનિયરીંગ કૉલેજ કરવી હોય તો તેમાં દાખલ થવા આવનાર વિદ્યાર્થીઓની સંખ્યા ઘણી મોટી રહેવાની જેથી એક સાયન્સ કૉલેજ ઘણી સારી રીતે ચાલી શકે માટે સાથેસાથે સાયન્સ કૉલેજ પણ કાઢવી એમ અમે સૂચના કરી. આર્ટ્સ કૉલેજમાં તો ખાસ મોટું ખર્ચ થવાનું નહિ જેથી ભેગાભેગી તે પણ શરૂ કરવી એમ અમે વાત કરી. આ સભામાં હાજર રહેવા, સુરત કૉલેજના પ્રિન્સિપાલ શ્રી એન. એમ. શાહ આવેલા હતા. એમની પણ આર્ટ્સ કૉલેજ કાઢવાની સલાહ હતી.

સભામાં ચારેક ભાઈઓએ ચરોતરમાં કૉલેજોની જરૂર નથી એવો સુર કાઢેલો. એક ભાઈ પોતાને ચુસ્ત ગાંધીવાદી માનતા હતા. એમણે તો ભારપૂર્વક જણાવ્યું કે કૉલેજની કેળવણીથી વિદ્યાર્થીઓ બગડી જાય છે માટે આ દેશમાં નવી કૉલેજો બિલકુલ થવી જ ના જોઈએ, એમનું જો ચાલે તો ચાલુ કૉલેજોને પણ બંધ કરાવી દે; જોકે એ

ભાઈ પોતે તો ગ્રેજ્યુએટ હતા. બીજા ભાઈનું કહેવું એવું હતું કે શહેરના છોકરાઓ વધારે ચાલાક હોય છે અને ગામડાના છોકરાઓ જો શહેરની કૉલેજોમાં ભણે તો તેઓ વધારે હોશિયાર થાય. ગામડાઓમાં કૉલેજો કાઢવાથી ગામડાઓના છોકરા કૉલેજોમાં ભણવા છતાંય જડ રહેશે.

એ ભાઈ શ્રીમંત હતા, શહેરમાં રહેતા; એટલે ગામડાના ગરીબ માણસોના છોકરા શહેરમાં જઈ શી રીતે ભણી શકે એનો ખ્યાલ એમને ઓછો હતો. બીજા એક ભાઈનું કહેવું એવું હતું કે ચરોતરમાં કૉલેજોને બદલે (પોલીટેકનીક) હુન્નરશાળાઓ જુદેજુદે સ્થળે ઊભી કરો જેથી છોકરાઓ જીવનનિર્વાહનું કામ શોધી લે. આ બધા વાંધાઓનો જવાબ તે વખતે આપેલો અને સૂચન કરેલું કે કૉલેજોની પાછળ ડીપ્લોમાના કોર્સ અને સર્ટીફિકેટ કોર્સ પણ આસ્તેઆસ્તે શરૂ થશે. કોઈપણ જુવાન કામધંધા વિના રખડતો ના રહે એ અમારું ધ્યેય છે.

સભાના મોટા ભાગે કૉલેજોની આ યોજના વધાવી લીધી. તે માટે આણંદમાં જમીન મેળવવા માટે એક કમિટી પણ નીમી હતી. આ સભાનું પરિણામ એકંદર રીતે બહુ સારું આવ્યું. ત્યાર પછીના અઠવાડિયામાં ભાઈશ્રી ભીખાભાઈએ આણંદમાં એકેક સભાઓ ભરીને ગામ લોકોને સારી પેઠે જાગ્રત કર્યા. બીજે મહિને કમિટીના મેમ્બરો સાથે જઈ ને જાગનાથ મહાદેવ આગળ કૃષિગોવિદ્યાભવન જોડેની બસો વીઘાં જમીન અમે પસંદ કરી. એક ભાઈએ જમીનના નકશા બનાવ્યા, ખાતેદારોનાં નામ મેળવ્યાં અને દરેક ખાતેદાર પાસે કેટલી જમીન છે તેના આંકડા તૈયાર કર્યા. ખાતેદાર પાસે જમીનનો કબજો ન હોય તો કબજેદારનાં નામ પણ મેળવ્યાં.

આણંદ ગામની પેલી કમિટીના સભ્યોને અમે વિનંતી કરી કે આ બસો વીઘાં જમીન આણંદ ગામ તરફથી મેળવીને કૉલેજો બાંધવા માટે અમને કબજો અપાવો. આ બસો વીઘાંમાંથી લગભગ સાઠ વીઘાં જમીન પાટીદાર અને ખેડાવાળોની માલિકીની હતી. એ જમીનના

માલિકો તો જમીન મફત આપી દેવા તૈયાર થએલા હતા; પણ બાકીની એકસોચાલીસ વીઘાં જમીનના માલિકો ગરીબ સ્થિતિવાળા ક્ષત્રિય ભાઈઓ હતા. આણંદ ગામ ફંડ ભેગું કરી એ જમીનો વેચાતી લઈ આપે તો જ તે કામ બની શકે તેમ હતું. મહિના પછી મહિના જવા લાગ્યા પણ આ જમીનનું કંઈ ઠેકાણું પડ્યું નહિ

સને ૧૯૪૫ના માર્ચ માસમાં સોસાયટીમાં કાર્યવાહક મંડળની સભા હતી. ભાઈશ્રી ભીખાભાઈ સભાના કામકાજ માટે આવેલા એટલે અમે વાતો કરી અને નિર્ણય લીધો કે આણંદની જમીનની આશા હવે છોડી દેવી અને આણંદથી પાંચ માઈલની ત્રિજ્યામાં જે ગામ જમીન આપે ત્યાં આપણી પ્રવૃત્તિની શરૂઆત કરવી. આણંદમાં ફક્ત કૉલેજને માટે જ જમીનની જરૂર હતી.પણ જો આણંદથી દૂર જઈએ તો કૉલેજના સ્ટાફનાં છોકરાં માટે હાઈસ્કૂલની જરૂર પડે અને કૉલેજ તથા હાઈસ્કૂલના શિક્ષકોનાં છોકરાં માટે પ્રાથમિક શાળાની અને બાળમંદિરની જરૂર પડે; જેથી આણંદની બહાર બસોને બદલે અઢીસો વીઘાં જમીનની માગણી કરવી એમ અમે ઠરાવ્યું.

ભાઈશ્રી ભીખાભાઈએ એક બે દિવસમાં આ અંગેનો સારી રીતે પ્રચાર કરી દીધો. પોતે યુનિવર્સિટીના કામે મુંબઈ ગયા. હું સોસાયટીમાં રહેલો. એક બે દિવસમાં નાપાડના ભાઈશ્રી ઉમેદભાઈએ મારી સમક્ષ એક સુંદર પ્રસ્તાવ રજુ કર્યો. એમણે એવી માગણી મૂકી કે અમો તમને પાંચસો વીઘાં જમીન આપીએ. તમે તેમાંથી અઢીસો વીઘાં રાખો. બાકીના અઢીસો વીઘાંનું ટાઉન પ્લાનીંગ કરી આપો. ટાઉન પ્લાનીંગમાં રસ્તા અને ખુલ્લી જગ્યાઓ બાદ કરતાં જે જમીન રહે તેના પ્લૉટ પાડીને જમીન માલિકોને વધારે પડતા પ્લૉટ પાછા આપો તો તમને સંસ્થા માટે મફત જમીન મળે અને અમને રહેવાનાં મકાનો બાંધવા માટેનો અમારો પ્રશ્ન ઉકલી જાય.

સૂચના ઘણી જ સુંદર હતી અને મેં તરત જ હા પાડી. સામાન્ય રીતે શહેરમાં લોકોની એવી માન્યતા હોય છે કે શહેરમાં જમીનોની કિંમત બહુ ભારે હોય છે; પણ આ વાત ઘણી ભૂલભરેલી છે. વીસમી સદીમાં બધા પ્રવાહો ઉલટા જ વહે છે. શહેરમાં મધ્યમ વર્ગના માણસો સહકારી મંડળીઓ સ્થાપી શકે છે, એમના ઓળખીતા કે સગાઓ ઑફિસોમાં હોવાથી તે જલ્દી રજીસ્ટર થાય છે. મહેસુલી ખાતાની મારફતે જમીન ઝપાટાબંધ મેળવી શકાય છે અને દોઢ બે રૂપિયા વારે કે તેથી પણ સસ્તી જમીન મળી રહે છે. અમદાવાદ જેવા શહેરમાં નદીને સામે કાંઠે બે ત્રણ હજાર એકર જમીન આ રીતે બહુ જ સસ્તા દરે કામની શરૂઆત કરનારાઓએ ખેડૂતો પાસેથી મેળવી હતી.

ગામડાંઓની સ્થિતિ આથી તદ્દન જુદી છે. સહકારી મંડળીઓ કર્યા પછીથી તે રજીસ્ટર થતાં વરસો નીકળી ગયાના દાખલા છે. જમીન મેળવવા માટે બાપની જીંદગી પૂરી થાય ત્યાં રેવન્યુ ખાતે કામનો નિકાલ ન થયાના દાખલા મળે છે. જેથી ગામડાના લોકોને જો ઘરો બાંધવાં હોય તો ગામની અંદર જ ગામડાણમાં નાનો મોટો ટુકડો ખોળી લેવો પડે છે. એને માટે વારના સોથી પણ વધારે રૂપિયા આપવા પડે છે. આમ છતાંય મનપસંદ જમીનનો ટુકડો મળતો નથી. નાપાડ ગામમાં આવી પરિસ્થિતિ હોવાને લીધે ભાઈશ્રી ઉમેદભાઈએ ઉપર જણાવ્યા પ્રમાણેની માગણી કરેલી. મને પણ એમાં બીજા ઘણા ફાયદા દેખાયાથી મેં તે દરખાસ્ત સહર્ષ વધાવી લીધી.

માર્ચની ૨૮મી તારીખે સાંજના પાંચ વાગ્યે હું અને ભાઈશ્રી ઉમેદભાઈ જમીન જોવા નાપાડ ગયા. આણંદથી નાપાડ જતાં બોરસદ રસ્તાથી નાવલી જવાના ફાંટા આગળ બસ અટકી પડી. અમે પગે ચાલીને નાપાડ પહોંચ્યા. બીજે દિવસે સવારના એક બળદગાડી કરીને નાપાડ, વડોદ અને નાવલીના ત્રિભેટા ઉપરની જમીન અમે જોઈ.

જમીન રેતાળ હતી, ઊંચી હતી, મકાનો બાંધવા માટે આ સુંદર સ્થળ હતું. સેંકડો વર્ષોથી ખાતરપુંજે મળેલો નહિ હોવાથી ખેતી માટે એ સ્થળ માફક આવે એવું નહોતું. માલિકોને એ જમીન છોડવામાં બહુ આંચકો લાગે તેમ નહોતું, છતાંય કોઈ માણસ આડો થાય તો એને બદલામાં ગામની ભાગોળ ઉપરની જમીન આપવાની શ્રી ઉમેદભાઈ અને તેમના મિત્રમંડળની તૈયારી હતી. આ સ્થળ કૃષિગોવિદ્યાભવનની હદથી ફક્ત દોઢ જ માઈલ દૂર હતું, જેથી દરેક રીતે સ્થળ મને બહુ પસંદ-પડ્યું. શ્રી ઉમેદભાઈને આગળનો વિધિ પૂરો કરવા માટે મેં સૂચના કરી.

ત્યાંથી મને શ્રી ઉમેદભાઈ બળદગાડીમાં આણંદ મુકી ગયા અને આ શુભ સમાચારની ખબર ભાઈશ્રી ભીખાભાઈને મોકલાવી આપી. ત્રણેક દિવસની અંદર શ્રી ઉમેદભાઈએ આ જમીનનો નકશો તૈયાર કર્યો. અને એક પત્રકમાં જમીનના સર્વે નંબરના માલિકોનાં નામ ભર્યાં. અને "સંસ્થાને અડધી જમીન મફત આપી બાકીની અડધી જમીનમાંથી રસ્તાઓ, ખુલ્લી જગ્યાઓ વિગેરે કાઢતાં જે જમીન રહે તેના પ્લૉટ પાડી તે પ્લૉટ આપેલી જમીનના વરાડે જમીનના બદલામાં લેવાની શરતે કબુલ છીએ." એ મતલબની બધા જમીન માલિકોની અરજીઓ ઉપર સહીઓ પણ લઈ લીધી. તા ૩૧મી માર્ચ સુધીમાં એટલે ફક્ત ત્રણ દિવસમાં આ કામ પૂરૂ કર્યું.

અંકલેશ્વરથી ભાઈશ્રી ભીખાભાઈ આણંદ આવ્યા. આ યોજનાની નાનીમોટી વિગતો સંબંધે તો મહીનાઓથી ચર્ચાઓ ચાલતી. અને આખી યોજના હસ્તામલકવત્ અમારી સામે સ્પષ્ટ અંકિત થઈ હતી, જેથી ભાઈશ્રી ભીખાભાઈએ તાબડતોબ યોજનાનું બંધારણ ઘડવાનું કામ શરૂ કર્યું. દરરોજ સવારે સાડાત્રણથી ચાર વાગે એઓ લખવાનું કામ શરૂ કરી દેતા. રોજ જેટલું લખાયું હોય તેટલું રાત્રે મને વાંચી સંભળાવતા. આ રીતે સાત આઠ દિવસમાં તો એમણે સંસ્થાનું બંધારણ

ઘડી, જોઈની નકલો ટાઈપ કરાવી અને ૧૮૬૦ના ૨૧મા રજીસ્ટ્રેશનના કાયદા પ્રમાણે રજીસ્ટર થવા મોકલી આપ્યું.

તા ૧૧મીએ મારે સુરત જવાનું હતું અને ભાઈશ્રી ભીખાભાઈને યુનિવર્સિટીના કામ સારૂ મુંબઈ જવાનું હોવાથી અમે ત્રણ વાગ્યાની લોકલ પકડી. તે દિવસોમાં ગાડીઓમાં સેકન્ડ કે ફર્સ્ટ ક્લાસની ટિકિટ મળતી જ નહિ. મેઈલમાં મુસાફરી માટે ટિકિટો મેળવવી અશક્ય હતી. એક્ષપ્રેસ ગાડીઓ તો બંધ હતી. જનતા જેવી પણ કોઈ ગાડી નહોતી; જેથી જ્યારે મુંબઈ જવું હોય ત્યારે આણંદથી બપોરે ત્રણ વાગે ઉપડતી મુંબઈ લોકલ અમે પસંદ કરતા. થર્ડ ક્લાસની ટિકિટ લઈને ગાડીમાં બીજા કે પહેલા વર્ગમાં જ્યાં જગ્યા મળે ત્યાં બેસતા અને વધારાનું ભાડું આપીને જે તે ક્લાસની રસીદ લેતા.

આ રીતે અમે પહેલા વર્ગની ટિકિટ બદલાવી હતી. મોગરના ઠાકોરના નાના ભાઈ શ્રી મહેન્દ્રસિંહજી અમારા ડબ્બામાં આવ્યા. હાઈસ્કૂલના અભ્યાસ દરમ્યાન ભાઈશ્રી ભીખાભાઈના એ વિદ્યાર્થી હતા. દાદાભાઈ નવરોજજી હાઈસ્કૂલમાંથી મેટ્રીક પાસ થઈ એ બી. એ. એલએલ. બી. સુધી પહોંચ્યા હતા. ભાઈશ્રી ભીખાભાઈને જોતાં જ નમન કરીને તેઓ એમની પાસે બેઠા. ભાઈશ્રી ભીખાભાઈએ કૉલેજો કાઢવા સંબંધે વાતો કરી અને નાપાડ ગામેથી પાંચસો વીઘાં જમીન મળી છે એ હકીકત જણાવી. પેલા ભાઈએ તુરત જ ભાઈશ્રી ભીખાભાઈને કહ્યું કે નાપાડ કૉલેજો માટે સ્ટેશનથી બહુ દૂર કહેવાય. હું આપને નાવલી સ્ટેશન ઉપર જ જમીન અપાવવાની વ્યવસ્થા કરી શકું એમ છું. અમારા ગામના ચરામાંથી હજાર વીઘાં જમીન અમે આપને આપી શકીશું. જમીન ઇનામી છે, સરકાર ભરત ભરવાનું નથી, વળી અમે ફક્ત બે જ ભાગીદારો છીએ; જેથી બહુ માણસોને સમજાવવાની તકલીફ પડે તેમ નથી. બદલામાં અમારે પ્લૉટ પણ જોઈતા નથી. તમારે વેચવા હોય તો તમે વેચજો અને નાણાંનો ઉપયોગ કૉલેજો બાંધવામાં કરજો. ચરામાં

જે ઝાડ ઉગેલાં છે એનો ઉપયોગ ઈંટો અને ચુનો પકવવામાં કરી શકાશે. જમીન સ્ટેશનથી એક ફર્લાંગ દૂર છે. વચમાં જે ખાનગી ખેતરો છે તેમાંથી તમારે સાઈડીંગ નાંખવા માટે જોઇતી જમીન અમે અપાવીશું.

અમારે પોતાને તો એ લાભ થાય કે કૉલેજોની આજુબાજુ પ્લૉટોમાં મકાનો બાંધવાથી વૉટર વર્કસ અને ડ્રેનેજ તમારે કરવાં પડે જેનો લાભ ઓછા ખરચે અમારા ગામને પણ મળે. તમારે વિજળી પેદા કરવી પડે તેનો લાભ પણ અમારા ગામને મળે. કૉલેજોના શિક્ષણનો લાભ મળે. ગામ સંસ્કારી થાય અને ગુજરાતની ઠકરાતોમાં અમારી ઇજ્જત વધે કે અમારા ઈનામી ગામમાં કૉલેજોની સ્થાપના થએલી છે. ઠાકોરની આ દીર્ઘદૃષ્ટિથી અમે બહુ ખુશ થયા અને એમના ભાગીદાર સાથે વાત કરીને અમને ખબર આપવા માટે જણાવ્યું.

મેની શરૂઆતમાં એક દિવસ સોસાયટીના અતિથિગૃહમાં હું બેઠો હતો ત્યાં બાકરોલના ભાઇશ્રી પુરુષોત્તમદાસ દેવજીભાઇ આવી પહોંચ્યા અને મને કહેવા લાગ્યા કે તમે મોગરમાં કૉલેજો કરવાની ભૂલ કેમ કરી રહ્યા છો? એમને નાપાડ અને મોગરમાં જમીનો આપવાની માગણી થએલી છે એની ખબર પડેલી. એમના મતે એ બન્ને સ્થળો નકામાં હતાં, કારણ તે બન્ને સ્થળ જિલ્લાના એક ખૂણે આવેલાં હતાં. મેં જવાબ આપ્યો અમારે તો ગમે ત્યાં જમીન જોઇએ છીએ. જમીન સિવાય અમારૂં કામ આગળ ધપે શી રીતે? શ્રી પુરુષોત્તમદાસે કહ્યું કે એટલા માટે તો હું અહીં આવ્યો છું. નીચે મોટર તૈયાર છે, ચાલો તમને જમીન બતાવું. આણંદ–નડિયાદ સડક લગોલગ એ જમીન આવેલી છે, જેથી ચરોતરના દૂરદૂરના વિદ્યાર્થીઓ પણ રેલ્વે કે મોટરબસથી કૉલેજોમાં આવી શકશે. જમીનનો એક ભાગ લાંભવેલના હનુમાનને અડીને આવેલો છે. ત્યાંથી બાકરોલ જવાની સડક સુધીમાં લગભગ દોઢ પોણા બે માઇલમાં તમારે જોઇએ એટલી જમીન લઈ લો.

અમે તરતજ લાંભવેલના હનુમાનના મંદિરે ગયા. ત્યાંથી પગે ચાલીને જમીન જોતા જોતા અમે બાકરોલ ગયા. જમીન સારી ગોરાડુ હતી. આણંદ–નડિયાદ સડકની લગોલગ ને ઉંચાણમાં હતી, જેથી મને તે પસંદ પડી. ગામમાં ચોરા આગળ શ્રી પુરુષોત્તમદાસે ગામજનો ભેગા કર્યા અને કૉલેજને માટે જમીન આપવાની સૌને વાત કરી. ગામલોકોએ આ વાત સહર્ષ વધાવી લીધી. તલાટી પાસેથી શ્રી પુરુષોત્તમદાસે ગામનો નકશો લઇ મારા હાથમાં મૂક્યો, એક પેન્સિલ આપી, અને કહ્યું કે તમારે જોઇએ એટલી જમીનની હદની લીટી દોરી દો. એ જમીન અમે ગામલોકો તમને સોંપી દઇશું. મારા હર્ષનો પાર નહોતો. આ બહાદુર લોકોની ખેલદીલીથી મને બહુ જ આનંદ થયો. બાકરોલની આ જમીન અમારી યોજના માટે અમે પસંદ કરી. જોતજોતામાં આ વાત ચરોતરભરમાં વહેતી થઈ ગઈ.

---

## પ્રકરણ ૩ જું.

## યોજના ઉપર સરદારશ્રીએ મહોર મારી

બાકરોલની જમીન તા. ૧૩મી મે ૧૯૪૫ના રોજ પસંદ કરી બીજે દિવસે સાંજે લોકલમાં હું સાબરમતિ હરિજન આશ્રમમાં ગયો. અહીં આશ્રમ ધોવાતો હતો તેના બચાવ માટે જરૂરી બાંધકામ કરવાનું હતું. તા. ૧૫મી મેના દિવસે અમે કામની શરૂઆત કરી. આગલી સાલ બાપુની પ્રાર્થનાભૂમિમાંથી દશ બાર ફૂટ જમીન ધોવાઈ ગઈ હતી. નદીનું વહેણ આ બાજુ ધસતું હતું. જો તાત્કાલિક બચાવનાં પગલાં ન ભરાય તો પ્રાર્થનાભૂમિ ધોવાઈ જવા ઉપરાન્ત મહાત્માજી જે મકાનમાં રહેતા હતા તે મકાન પણ નદીમાં ખેંચાઈ જવાની બીતિ હતી.

ભાઈશ્રી પરિક્ષીતલાલે બાપુને સેવાગ્રામમાં આ સંબંધે માહિતી આપેલી. જે દિવસે બાપુને પરિક્ષીતલાલનો પત્ર મળ્યો તે જ દિવસે કર્મધર્મ સંજોગે શેઠશ્રી કસ્તુરભાઈ પણ ત્યાં હતા, જેથી પ્રાર્થનાભૂમિ ન ધોવાય તેની ભાળવણી બાપુએ તેમને કરી હતી. એ ઉપરાન્ત બાપુએ શ્રી દાદાસાહેબ માવલંકરને પણ પત્ર લખ્યો હતો. શ્રી દાદાસાહેબે આ કામ પૂરૂં કરવાનું મને સોંપ્યું હતું. વખત ટૂંકો હતો જેથી તે સાલ પ્રાર્થનાભૂમિના બચાવ માટે પાંત્રીસ હજાર રૂપિયા ખરચવાનું નક્કી થયું. બાકીનું બીજું કામ બીજે વરસે કરવાનું ઠર્યું.

સાબરમતિ ઉપરનો રેલ્વે પુલ પહેલાં તો લોખંડના ગોળ થાંભલા ઉપર હતો. વખત જતાં આ થાંભલાઓ કમજોર થતાં મજબુત કરવા

માટે એમની આસપાસ કોન્ક્રીટની દિવાલ બાંધી લેવામાં આવી છે. આ કોન્ક્રીટની દિવાલને ઇંગ્લિશમાં Pier કહે છે. નદીમાં આવી જાતના 'પીઅર' થવાથી પાણીના વહેણે આ પીઅરની દિશા લીધી જેથી જે વહેણ દુધેશ્વર બાજુ વહેતું હતું તે વહેણ આશ્રમ તરફ આવ્યું. આથી કરીને દુધેશ્વર બાજુ રેતી વધારે પડવા માંડી અને નદીમાં ઉતારેલા મ્યુનિસિપાલિટીના કૂવામાં પાણી આવતું બહુ કમી થઇ ગયું.

આ વખતે મ્યુનિસિપાલિટીના વૉટર વર્ક્સનો વહીવટ પબ્લિક વર્ક્સ ખાતા પાસે હતો. મ્યુનિસિપાલિટીને નદીની અંદરના કૂવામાં પાણી લાવવા માટે ખાતાને દર સાલ નદીમાં એક કાંસ ખોદી પાંચ સાત હજાર રૂપિયા ખર્ચવા પડતા. આ વાર્ષિક ખર્ચનો બચાવ કરવા માટે પબ્લિક વર્ક્સ ખાતાએ રૂપિયા પાંત્રીસ હજાર ખરચીને આશ્રમ તરફના કિનારે પાકા ગ્રોઇન્સ બંધાવ્યા હતા. પહેલે જ વરસાદે આ બધા ગ્રોઇન્સ ખેંચાઇ ગયા. આ કામ સને ૧૯૧૭-૧૮માં બનેલું. ત્યાર પછીથી હરસાલ આશ્રમની જમીન ધીરેધીરે ધોવાતી હતી.

સને ૧૯૩૫માં વૉટર વર્ક્સનો વહિવટ મ્યુનિસિપાલિટીના હાથમાં હતો તે વખતે બહુ મજબુત ગ્રોઇન્સ બનાવવાનો નિર્ણય કર્યો અને પચાસ હજાર રૂપિયાના ખરચે નદીમાં કુવા ઉતારી રેઇન્ફોર્સ્ડ કોંક્રીટના ગ્રોઇન્સ બનાવ્યા. આ વખતે બધાને ખાતરી હતી કે આ ગ્રોઇન્સ નદીના વહેણ સામે ટક્કર ઝીલશે પણ પહેલે જ વરસાદે એ ગ્રોઇન્સ રેતીમાં ક્યાં ખૂપી ગયા એનો હજુ પણ પત્તો મળતો નથી. શ્રી. કસ્તુરભાઇને અને શ્રી. દાદા સાહેબને આ જૂના ઇતિહાસની ખબર હતી, છતાંય એમણે મારામાં વિશ્વાસ મૂકીને આ કામ મને સોંપ્યુ હતું; એટલું જ નહિ પણ તે વખતે દરેક ચીજના ભાવ પાંચગણા વધી ગયા હતા, સીમેન્ટ અને લોઢું તો સમખાવાને મળતું નહોતું, તે વખતે એ કામ માટે ફક્ત રૂપિયા પાંત્રીસ હજારની મારી માગણી હતી. મારા ઉપર

અતિશય ભરોસાને લીધે એ કબુલ થયા. અને આવા જોખમભરેલા કામની શરૂઆત અમે મેની પંદરમી તારીખે કરી. ગુજરાતમાં જુનની પંદરમી તારીખે વરસાદ આવવાનો સંભવ ખરો, જેથી આ કામ અમારે એક જ મહિનામાં પૂરૂં કરવાનું હતું.

કામની બધી વ્યવસ્થા શ્રી. નાથાકાકાના હાથમાં હતી. સસ્તાં અને સારાં કામ કરવા માટે ગુજરાતમાં એમનો કોઈ જોટો નહોતો. પોતાના બન્ને દીકરા સાથે એમણે એમનું જીવન મહાત્માજીની સેવામાં અર્પણ કર્યું હતું. હરિજન આશ્રમનાં ઘણાંખરાં મકાનો એમની જ દેખરેખ નીચે બંધાયાં હતાં. એ ઉપરાન્ત બોચાસણમાં વલ્લભ વિદ્યાલયનાં મકાનો પણ એમની દેખરેખ નીચે થયાં હતાં. રાસનું કસ્તુરબા હૉસ્પિટલ પણ એમણે બંધાવ્યું હતું. નદીમાં હરિજન આશ્રમનો બચાવ કરવાનું કાર્ય શ્રી. નાથાકાકાને માથે હતું; જેથી આ બાબતની મને સંપૂર્ણ રાહત હતી.

સને ૧૯૪૫નો અમારો પ્રોગ્રામ પ્રાર્થનાભૂમિ પાસેનો એકસો દસ ફુટ પહોળો ઘાટ બાંધવાનો હતો અને ઘાટની ઉપરવાસ લગભગ દોઢસો ફુટ લાંબી દિવાલ કરવાની હતી, અને એમાં ગ્રોઈન્સ (હાથણીઓ) ગોઠવવાના હતા. નીચેની બાજુએ પ્રાર્થનાભૂમિ અને મહાત્માજીના બંગલાનું રક્ષણ થાય એટલી લગભગ દોઢસો ફૂટ લાંબી દિવાલ બાંધવાની હતી અને દિવાલની આગળ પણ યોગ્ય સ્થળે ગ્રોઈન્સ ગોઠવવાના હતા. માલ સામાનમાં અમારી પાસે ઈંટો, મેટાં અને ચૂનો હતો.

તા. ૧૫મી મેએ અમે રેતીમાં પાયો ખોદવાની શરૂઆત કરી. રેતીમાં એક ફૂટ ખોદતાં જ પાણી આવ્યું. પાણી કાઢવા માટે અમારી પાસે પમ્પ પણ ન હતા. તગારાંથી પાણી ઉલેચીને જેમતેમ કરી અમે ત્રણેક ફૂટ ઊંડો પાયો કર્યો. તેમાં પણ ચારે બાજુથી રેતી ધસી આવતી. જ્યારે જોયું કે હવે પાયો ઊંડો જાય તેમ નથી ત્યારે મહાત્માજીનું નામ લઈને અમે કૉન્ક્રીટ નાંખવાનું શરૂ કરી દીધું. અમારા પાયામાં ચૂનાનો

કોન્ક્રીટ હતો અને તે પણ રેતી ઉપર હતો. એ પાયા ઉપર નદીની પેલી દિવાલ અને ગ્રોઈન્સનું કામ શરૂ કર્યું. અમારે તો વખત સામે લડવાનું હતું જેથી કામ રાતદિવસ ચાલતું હતું. નદીના તળેથી કાંઠો લગભગ પાંત્રીસ ફુટ ઊંચો હતો. દિવાલ કાંઠાના માથા સુધી લેવાની હતી. વધારામાં ઉપર પેરાપેટ પણ બાંધવાની હતી. એ ઉપરાન્ત ઘાટનાં લગભગ સિત્તેર પંચોતેર પગથીયાં એકસો દસ ફુટ લાંબાં અને સવા ફુટ પહોળાં કરવાનાં હતાં. વચ્ચે વચ્ચે ૭ ૭ ફુટ પહોળા પડથાર અને બન્ને બાજુ એટલા પણ કરવાના હતા.

આ બધું કામ દસમી જુને પૂરૂં થયું. આ પચીસ દિવસમાં એટલું સખત કામ કરવું પડ્યું હતું કે શ્રી નાથાકાકાનું ખડતલ શરીર પણ શિથિલ થયું અને એમને દોઢ બે મહિના પથારીવશ રહેવું પડ્યું. અમારે પહેલો વરસાદ સાચવવાનો હતો એટલા માટે સ્થળ ઉપર અમે બસો બરાસ ગેડાં રાખી મૂકયાં હતાં. પહેલા પૂર વખતે એ રોડાં ગ્રોઈન્સના છેડા આગળ ઠાલવવાનાં હતાં. મારી સૂચનાઓનું અક્ષરશઃ પાલન થયું હતું અને પરિણામે પહેલા ચોમાસામાં દિવાલ આગળ દસ ફુટ કાંપ બેસી ગયો હતો. વગર મહેનતે આ બાંધકામનો પાયો જમીનમાં તેર ફુટ ઊંડો ગયો અને કાયમને માટે હરિજન આશ્રમ સલામત બની ગયો. શ્રી નાથાકાકાએ એ બધું કામ રૂપિયા અઠાવીસ હજારમાં પૂરૂં કર્યું હતું.

તા. ૧૧મી જુને હું પાછો આણંદ આવ્યો. ભાઈશ્રી ભીખાભાઈ પણ ત્યાં આવી ગયા. રજીસ્ટર થવા અમે મોકલાવેલું બંધારણ પાછું ફર્યું હતું. અમારા બંધારણમાં શિક્ષણ સંસ્થાઓ સાથે ઉદ્યોગોને અમે ગૂંથ્યા હતા, ઉદ્યોગોમાંથી થતું ઉત્પન્ન શિક્ષણ સંસ્થામાં વપરાય એવી અમારી ગોઠવણ હતી. શિક્ષણ સંસ્થાઓને સ્વાવલંબી બનાવવાની અમારી મુરાદ હતી. રજીસ્ટ્રારે આ સામે વાંધો લીધો. એમણે લખ્યું કે Earning and Learning cannot be combined – શિક્ષણ

સંસ્થાથી દ્રવ્ય ઉપાર્જન કરી શકાય નહિ. તમારે જો બંધારણ રજીસ્ટર કરાવવું હોય તો આમાંથી ઉદ્યોગની વાતો કાઢી નાખો.

અમારે તો કોઈપણ રીતે કામ જ કરવું હતું. જેથી ચારૂતર વિદ્યામંડળ નામનું ફક્ત શિક્ષણ આપનારૂં એક મંડળ બનાવી તેનું સ્વતંત્ર બંધારણ ઘડ્યું. અમારી આખી યોજના ગામડાંને સ્વાવલંબી બનાવવા માટે જ હતી; એથી અમે ઉદ્યોગો માટે સહકારી ખાતાનો આશ્રય લીધો અને ચરોતર ગ્રામોદ્ધાર સહકારી મંડળ લિ. નામના એક બીજા મંડળનું બંધારણ ઘડી કાઢ્યું. આ બન્ને બંધારણના મુદ્દા છપાવી દીધા અને સહકારી ખાતા સાથે પત્રવ્યવહાર શરૂ કર્યો.

આ કામ ચાલતું હતું તે અરસામાં કરમસદના યુવાન કાર્યકર્તા શ્રી નટુભાઈ રેવાભાઈ અને એમના મિત્રોનો ભાઈશ્રી ભીખાભાઈ સાથે મેળો થઈ ગયો અને શ્રી ભીખાભાઇએ એમને ટકોર કરી કે ભૂતકાળમાં જ્યારે જ્યારે કરમસદને આગળ વધવાના પ્રસંગો આવ્યા ત્યારે કરમસદ ગામના લોકોએ તે ગુમાવ્યા. લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે આપણે હમેશાં મોં ધોવા જઈએ છીએ. બી. બી. સી. આઈ. રેલ્વે જ્યારે કરમસદની ભાગોળ આગળ થઈને જવાની હતી ત્યારે આપણે ઝઘડો કરીને એને આણંદ તરફ કઢાવી. એમાં આપણે બહાદુરી સમજ્યા હતા અને છેવટે ખંભાતની પ્રાન્ચ લાઇનમાં એક માઇલ દૂર સ્ટેશન મેળવવા માટે આપણે લાળો ઢળાવી હતી. આવા બીજા પણ નાના પ્રસંગો બનેલા છે.

"અત્યારે આ કૉલેજોની વિચારણા ચાલે છે. જે ગામમાં કૉલેજો થશે તે ગામનું નસીબ જરૂર ઉઘડી જવાનું. છોકરાઓ ઘેર રોટલા ખાઈને ઊંચું શિક્ષણ મેળવી શકશે અને ગામની ઉન્નતિનો પાર નહિ રહે. બાકરોલના લોકો જમીન આપે છે તે વખતે તમે લોકો કેમ ઊંઘો છો તે મને સમજાતું નથી!" કરમસદના જુવાન કાર્યકર્તાઓ માટે આટલી ટકોર બસ હતી. સદ્ભાગ્યે ગામમાં તે વખતે શ્રી મનુભાઇ

તલાટી હાજર હતા. તેમણે ઘણાં વરસ વડોદરા રાજ્યમાં તલાટીનું કામ કરેલું હોવાથી તેઓ ખેતીની જમીન અને ઘરથાળની જમીન વચ્ચેનું અંતર બહુ સારી રીતે સમજતા હતા. ટાઉન પ્લૅનિંગના ફાયદા પણ તેઓ જાણતા હતા. અમદાવાદમાં જ્યાં સોસાયટીઓ થએલી ત્યાં શું લાભ મળ્યા તે પણ તેઓ જાણતા હતા. ગામમાં કૉલેજો આવે તો ગામનું ભાગ્ય ઉઘડી જાય એ પણ તે સમજતા હતા. એમણે તાબડતોબ પાંચસો વીઘાં જમીનનો નકશો તૈયાર કર્યો, અને તા. ૧૫મી જુન ૧૯૪૫ના દિવસે શ્રી નટુભાઇ, શ્રી મનુભાઇ તલાટી, શ્રી વિઠ્ઠલભાઇ, વગેરે બીજા ચાર પાંચ ભાઇઓ મારી પાસે આવ્યા.

બધાએ મને વિનંતી કરી કે કરમસદ ગામમાંથી આ નકશા પ્રમાણે અમે પાંચસો વીઘાં જમીન આપીએ. તમે કૉલેજોનું કામ આ જમીનમાં શરૂ કરો. નકશામાં બતાવેલી જમીન આણંદ ખંભાત રેલ્વે લાઇનથી સહેજ દૂર હતી, જેથી મેં એમને કહ્યું કે રેલ્વે લાઇન સુધીમાં બીજો પાંત્રીસ ચાલીસ વીઘાંનો ટુકડો જો આમાં ઉમેરી આપો તો અમે વિચાર કરીએ. ભવિષ્યમાં આ સ્થળે સ્ટેશન થશે, અને સ્ટેશન માટે કદાચ જમીન આપવી પડે તો તે જમીન સંસ્થાની હોય તો કામ સરળતાથી ઉકલી જાય. શ્રી મનુભાઇ તલાટીએ આ વાત કબુલ કરી અને બીજે દિવસે બીજાં ચાલીસ વીઘાં ઉમેરી ૫૪૦ વીઘાંનો નકશો તૈયાર કરી લાવ્યા.

શ્રી મનુભાઇ તલાટી બુદ્ધિશાળી માણસ હતા. જે જમીનનો એમણે નકશો બનાવ્યો હતો તે જમીન આણંદ, કરમસદ, બાકરોલ અને મોગરીના ચાર સેઢા ઉપર આવેલી હતી. આ સ્થળ આડા માર્ગ તરીકે ઓળખાતું અને ચોરી તથા લૂટ માટે આ સ્થળ પ્રખ્યાત હતું. ચરોતરનો પ્રખ્યાત બહારવટીઓ બાબર દેવા આ સ્થળનાં ઝૂંપડાંમાં દોઢ વર્ષ સુધી રહ્યો હતો. ખંભાતમાં આશુ તાલીમનો ગ્રેજ્જો લૂટનાર અને ધોળે દિવસે ખંભાતની જેલ તોડીને શહેર વચ્ચે થઇને પસાર

થનાર. પ્રખ્યાત બહારવટીઓ ધોળકાનો કૈંઝ પણ આ સ્થળે જ મહિના સુધી રહેલો.

કરમસદ ગામથી માઈલ સવા માઈલ દૂર આ સ્થળ હતું; સીમાડાની જમીન હતી, ખેડૂતો બધા પાટણવાડીઆ હતા જેમને આશ્રયે ચોરડાકુ અને બહારવટીઆઓ રહેતા. જમીનમાંથી જમીનમાલિકને નહિ જેવું ઉત્પન્ન મળતું હતું. કેટલીક જમીનમાં બોરડીઓ અને હિંગોળા ઊગેલા હતા. કોઈ કોઈ જમીનમાં કુશ અને દર્ભની જડો બાઝેલી હતી. કોઈ કોઈ ખેતર જૂનાકાળમાં મંદિર, મહાદેવ, ગોર કે ફકીરને દાનમાં નિર્વાહ માટે અપાયલાં હતા અને કોઈ કોઈ જમીન માલિક તો ડરને લીધે પોતાના ખેતરમાં આવી શકતા નહોતા. કોઈ હિંમતથી આવતા તેમને પણ આ જમીનમાંથી ખાસ ઉત્પન્ન મળતું નહોતું; જ્યાંય આ તો કરમસદ ગામની જમીન હતી. મરેલા ઢોરની ગાયનું પણ દાન ન કરવું એવી સમજવાળા પણ કોઈ કોઈ હતા.

શરૂઆતમાં શ્રી મનુભાઇ તલાટીને અમુક માણસોની સમ્મતિ મળેલી નહિ; જેથી એમણે સ્પષ્ટ કહી દીધું કે વખત નહિ હોવાથી આજે પાંત્રીસ ટકા માણસોની સહીઓ અમે મેળવેલી છે. કેટલાક ભાઇઓ બહારગામ છે, કેટલાક આફ્રિકા છે, ને બધાની સમ્મતિ આવી જશે એની અમે બધા તમને ખાત્રી આપીએ છીએ. ફક્ત પાંચેક ટકા માણસો ખુશીથી જમીન નહિ આપે, એમની જમીન માટે આપણે 'ખેંચતું પલાણવું' પડશે. તમે અમારા ઉપર વિશ્વાસ રાખજો. વહેલેમોડે આ નકશા પ્રમાણેની બધી જમીન તમને મળી જશે અને તમારા કામમાં કોઈપણ જાતનો હરકતહેલો નહિ આવે.

અમારો એક સિદ્ધાન્ત હતો કે જમીન એક્વાયર કરીને લેવી નહિ. જે સ્થળે લોકસંગ્રહના કામની સ્થાપના કરવી હતી તે સ્થળે કોઇ પણ વ્યક્તિનું દિલ દુભાવીને એની જમીન ન લેવી એવો અમે નિશ્ચય કર્યો હતો; જેથી મને પણ ખાત્રી થઈ કે આટલા માર્ગ નક્કની

આ ફાસફુસીયા જમીન છોડવામાં કોઇપણ વ્યક્તિ બહુ આનાકાની નહિ કરે. અમારી યોજના એવી હતી કે જમીન આપે તે દાન તરીકે ગણાય અને બદલામાં જે ત્રીજા ભાગની જમીન પાછી મળે તેની કિંમત આખી જમીનની અસલ કિંમત કરતાં દસ બાર ગણી થઇ જાય; જેથી આ જમીનનો સ્વીકાર કરવામાં મને કંઇ ખાસ વાંધો દેખાયો નહિ. પણ મારે શ્રી પુરુષોત્તમદાસ દેવજીભાઇની આ ફેરબદલી માટે સમ્મતિ મેળવવાની હતી; કારણ તેમણે દેખાડેલી ખેલદિલીનો કોઈ જોટો નહોતો.

કરમસદથી આવેલા ભાઇઓને મેં કહ્યું કે ભાઇશ્રી પુરુષોત્તમદાસ દેવજીભાઇ સાથે વાત કરીને હું તમને છેવટનો જવાબ આપીશ. મારી અને ભાઇશ્રી ભીખાભાઇની દૃષ્ટિએ કરમસદની જમીન એ અમારા કામ માટે સારામાં સારૂં સ્થળ હતું. આણંદ શહેરને એક છેડેથી તે ફક્ત દોઢ માઇલ અને આણંદ સ્ટેશનથી સીધે રસ્તે ફક્ત ત્રણ જ માઇલ દૂર હતું. કરમસદ, મોગરી અને બાકરોલ અહીંથી એક માઇલ દૂર હતાં, જેથી આ ચારેય ગામ સંસ્થાઓનો સંપૂર્ણ લાભ લઇ શકે તેમજ બાકરોલ અને મોગરીના છોકરા છોકરીઓને તો સંસ્થાની હાઇસ્કૂલનો પણ લાભ મળી શકે તેમ હતું. આ દૃષ્ટિએ આગળ જણાવેલાં બધાં સ્થળો કરતાં આ સ્થળનું મહત્ત્વ વધારે હતુ.

. આ સિવાય એક બહુ અગત્યનું કારણ હતું. નાપાડ, મોગર કે બાકરોલના લોકોની આર્થિક સ્થિતિ એવી નહોતી કે જેથી તેઓ પ્લૉટ ઉપર જલદીથી મકાનો બાંધી શકે પણ કરમસદના અનેક માણસો આફ્રિકામાં રહેતા હતા. બહારગામ ધંધાર્થે પણ અનેક કુટુંબો હતા. લોકોની આર્થિક સ્થિતિ પણ ઘણી સારી હતી. ગામતળમાં જમીનની કિંમત વારના સો રૂપિયા સુધી ગણાતી અને તે પણ મળવી બહુ જ મુશ્કેલ હતી, જેથી કરમસદની જમીનના પ્લૉટ ઉપર મકાનો જલદીથી બંધાય એમ હતું. ગામની વધાગની શ્રીમંત વસતિ માટે ઘર બાંધવાની

શ્રી ગિરીશચંદ્ર મ્યુનિસિપાલિટીમાં વરસો સુધી ટાઉન પ્લૅનિંગ ઑફીસર હતા અને ટાઉન પ્લૅનિંગનું બહોળું જ્ઞાન અને અનુભવ ધરાવતા હતા. શ્રી રાવજીભાઈ મ્યુનિસિપાલિટીમાં એન્જીનિયર હતા. બન્ને ભાઈઓએ સને ૧૯૪૨ની લડત વખતે મ્યુનિસિપલ હડતાળમાં આગેવાનીભર્યો ભાગ લઈ મ્યુનિસિપાલિટીના બીજા અધિકારીઓ સાથે એમણે પણ જેલ ભોગવી હતી. જેલમાંથી છૂટ્યા પછીથી ટાઉન પ્લૅનિંગનાં કામ કરવા માટે તથા જમીન અને મકાનોની કિંમત નક્કી કરનારા નિષ્ણાતોની એક પેઢી ખોલી હતી.

મારો પત્ર મળતાંજ આ બન્ને ભાઈઓ આણંદ આવી પહોંચ્યા. સ્થળ ઉપર જઈ બધી જમીન જોઈ લીધી. વડોદરા રાજ્ય અને બ્રિટીશ રાજની હદો તપાસી લીધી અને બધા નકશાઓ લઈને અમદાવાદ પાછા ગયા. અમારી ઇચ્છા યુનિવર્સિટી ટાઉન કરવાની હતી તેની એમણે નોંધ લીધી અને તા. ૧૫ મી જુલાઈએ તો એમણે વિદ્યાનગરની રચનાનો પ્રથમ નકશો મોકલી આપ્યો. આ અરસામાં જમીનનો પ્રશ્ન ઉકલી ગયો હતો અને હવે કરમસદ, બાકરોલની જમીનમાં કૉલેજો તથા ગ્રામોદ્ધારની યોજનાઓ થશે એવી હકીકત સૌ પ્રથમ નવસૌરાષ્ટ્ર પત્રે મેળવી અને એક સુંદર લેખ છાપ્યો. આ લેખ શ્રી ઇન્દુલાલ યાજ્ઞિકના વાંચવામાં આવ્યો. ચરોતરમાં ચાલતી આ પ્રવૃત્તિની સંપૂર્ણ માહિતી મેળવવા માટે તેઓ નેનપુરથી આણંદ આવી પહોંચ્યા. તે વખતે ભાઈશ્રી ભીખાભાઈ મુંબઈ ગયેલા અને હું સોસાયટીના અતિથિગૃહને મેડે હતો.

શ્રી ઇન્દુભાઈએ આવતાંવેંતજ ધડાકો કર્યો કે આ વળી શું તૂત ઊભું કરી રહ્યા છો. મેં એમને બેસાડ્યા, ચા મંગાવી અને ચા પી કંઇ પડ્યા પછીથી મેં વાતની શરૂઆત કરી. એમને આખી યોજના સમજાવી. અમારી વાતો લગભગ બે કલાક ચાલી. હંડે હલેકે યોજનાની વિગતો સમજ્યા પછીથી તેમના આનન્દનો પાર ન રહ્યો. નેનપુર ગયા બાદ તેમણે એક નવું વિદ્યાનગર સરજાય છે એ મતલબનો બહુજ સુંદર

લખિો લેખ લખી ગુજરાતના દરેક વર્તમાનપત્રને મોકલી આપ્યો. આ રીતે જે નગરનું અમે માનસિક સર્જન કર્યું હતું તે નગરનું નામ 'વિદ્યાનગર' પાડવાનું કામ શ્રી ઇન્દુભાઈએ કર્યું, અને કાયમને માટે વિદ્યાનગરની ફોઇનું સ્થાન પ્રાપ્ત કર્યું. આગળ જણાવ્યા પ્રમાણે અમારો જે પ્રથમ નકશો થયો તે વિદ્યાનગર યુનિવર્સિટીના પ્લૅાન તરીકે ઓળખાયો.

આ અરસામાં અન્ય નેતાઓ સાથે સરદારશ્રી અહમદનગરના કિલ્લામાંથી છૂટી મુંબઈ આવી ગયા. મેં એમને અત્યાર સુધીમાં શું શું કામ થઈ ગયું છે તે સંબંધીનો વિગતવાર હેવાલ લખ્યો. યોજનાની રૂપરેખા આપી. દેશની પરિસ્થિતિનો ખ્યાલ આપ્યો અને એ પરિસ્થિતિના જવાબ રૂપે જ આ યોજના ઘડી છે એમ લખ્યું. સાથે સાથે ભાઈશ્રી ભીખાભાઈએ છપાવેલાં કામચલાઉ યાદનર વિદ્યામંડળ અને ચરોતર ગ્રામોદ્ધાર સહકારી મંડળનાં બંધારણો મોકલી આપ્યાં, અને એમને મળવાનો વખત માગ્યો. મુંબઈ આવ્યા પછીથી તુરત જ એમનો અમદાવાદનો પ્રોગ્રામ ગોઠવાયો; જેથી એમણે મને લખ્યું કે મારે એમને તા. ૩જીથી ૬ઠ્ઠી ઑગસ્ટ સુધીમાં અમદાવાદમાં મળવું. હું તા. ૪થી ઑગસ્ટે સવારે અમદાવાદ જઈ એમને ભાઈશ્રી મગનભાઈ ભીખાભાઈને બંગલેથી ફોન કર્યો. સરદારશ્રીએ મને તાબડતોબ બોલાવ્યો જેથી શ્રી મગનભાઈની મોટરમાં હું અને શ્રી મગનભાઈ ડૉ. કાનુગાને બંગલે ગયા. સરદારશ્રી લાંબે વખતે જેલમાંથી છૂટીને અમદાવાદ આવેલા, જેથી મુલાકાતીઓની ઠઠ ડૉ. કાનુગાના ડ્રોઇંગ રૂમમાં જામેલી હતી. કોને મુલાકાત કરાવવી એ માટે પણ શ્રી મોરારજીભાઈનો સખત ચોકીપહેરો હતો. હું ગયો કે તુરત જ સરદારશ્રીએ મને બોલાવ્યો અને કહ્યું કે તમે મુંબઇ આવો તો ઠીક, અહીં તો એટલો બધો ભારે પ્રોગ્રામ ગોઠવાયલો છે કે મને એક મિનિટની પણ ફુરસદ મળે તેમ નથી. હું અહીંથી તા. ૬ ઠ્ઠીએ રાત્રે પાછો જવાનો છું. મારે પણ શાન્તિથી વાતો કરવાની હતી, જેથી તા. ૭ મીએ સાંજે હું મુંબઇ આવીશ એમ કહી સરદારશ્રીની

જમીનની બહુ જરૂર હતી, જેથી આ સ્થળ આ દૃષ્ટિએ પણ બહુ ઉપયોગી હતું.

વળી કરમસદ ગામ ચરોતરમાં કુળવાન ગણાતાં મોટાં ગામ પૈકીનું એક ગામ હતું, જેથી કરમસદની શીમમાં જો નવું ગામ વસે તો ચરોતરના કોઇપણ ગામનો માણસ ત્યાં વગર આનાકાનીએ ઘર બાંધી શકે એમ હતું. આથી કરીને બહાર ગામના માણસો પણ કરમસદ ગામના પ્લૉટ ઘણી ખુશીથી વેચાતા લે અને મકાન બાંધે એવો સંભવ હતો. ચોર લુટારાનો તો અમને ડરજ નહોતો કારણ એ તો આપણી સામાજિક રચનાનું જ પરિણામ હતું. बुभुक्षितः किम् न करोति पापम्। એ ન્યાયે ભૂખના દુઃખમાંથી છુટવા જ માણસોને ચોરી અને લુટ જેવા ધંધા કરવા પડે છે. અમારો ઉદ્દેશ તો આ રોગના મૂળને જ ડામવાનો હતો.

આ બધા ઉપરાન્ત કરમસદ સરદારની જન્મભૂમિ હોવાથી અમારે મન એ પવિત્ર ભૂમિ હતી. એ ભૂમિમાં સરદારશ્રીના પિતાનું એક દોઢ વીઘાનું ખેતર આવેલું હતું; જેથી સરદાર નાનપણામાં ત્યાં રમ્યા હતા અને એ ખેતરમાં કામ કર્યું હતું, અને તે જમીનમાં ઉગેલાં રાયણ અને આંબાના ઝાડ ઉપર ફળ ખાવા ચઢ્યા હતા. સરદારશ્રીના આદેશથી અમે આ આખી યોજના ઉપાડી હતી અને કરમસદ ગામના આ બે બહાદુર ભાઇઓ—સરદારશ્રી અને એમના વડીલ બંધુ શ્રી વિઠ્ઠલભાઇ—જેઓ રોમન સામ્રાજ્યને ઉથલાવી પાડનાર બે રોમન ભાઇઓની પેઠે બ્રિટીશ સામ્રાજ્યના પાયાને હચમચાવી નાખવામાં સફળ થયા હતા; તેમનું યોગ્ય સ્મારક કરવા માટે અમે નિર્ણય કર્યો હતો, અને એવું સ્મારક એમની જન્મભૂમિમાંજ થાય એ યોગ્ય હતું.

તેજ દિવસે હું ભાઇશ્રી પુરુષોત્તમદાસને મળ્યો અને કરમસદની જમીન આપવા સંબંધી માગણીની વાત કરી અને જમીનનો નકશો બતાવ્યો. આ વાત જાણી તેઓ બહુ ખુશી થયા. એમણે બાકરોલની

આપવા કહેલી જમીન આકરોલ ગામથી દોઢ માઇલ દૂર હતી, જ્યારે કરમસદની આ જમીન આકરોલ ગામથી અર્ધો માઇલ દૂર હતી; જેથી આકરોલના ઠાકરડાઓના હિતની દૃષ્ટિએ આ જમીન એમને બહુ પસંદ પડી. એમણે ફક્ત એક જ માગણી કરી કે આકરોલ ગામના લોકો કૉલેજને માટે જમીન આપવાના છે એવી વાત વહેતી થઇ ગઇ છે અને તમે જો હવે એકલા કરમસદ ગામની જમીન લ્યો તો લોકો કહેશે કે જમીન આપવાની વાત કરીને શ્રી પુરુષોત્તમદાસે અંગુઠે કમાડ દેતી મહ્યું, જેથી કરમસદની જમીન સાથે તેને લાગુ પડતી આકરોલની જમીન પણ લ્યો.

આ વાત મેં કબુલ કરી. એમણે આકરોલ ગામનો નકશો મંગાવ્યો અને કરમસદની જમીનને લાગુ પડતી લગભગ ત્રણસો વીઘાં જમીન લેવાનું નક્કી કર્યું. આ વિસ્તારમાં પચાસેક વીઘાં જમીન સરકારી માલિકીની હતી, એને માટે પણ સરકારમાં માગણી કરી. આ બધી જમીન ભેગી કરતાં આણંદ તરફ થોડોક ખાંચો રહેતો હતો, જે મેળવી લેવા માટે આણંદના લોકો પાસે લગભગ પચાસ વીઘાંની માગણી કરી, જે એમણે આપી. આ રીતે અમારી પાસે લગભગ સવા નવસો વીઘાં જમીન થઈ ગઈ; જેમાં લગભગ છસો વીઘાં જમીન બ્રિટીશ હદની હતી અને સવા ત્રણસો વીઘાં ઉપરાંત જમીન વડોદરા રાજની હતી. બ્રિટીશ હદ અને વડોદરા હદ વચ્ચે એક રસ્તો હતો અને બન્ને હદનાં પાકાં નિશાન હતાં.

અમારે કેટલી જમીન લેવી એનો છેવટનો ઉકેલ આ રીતે આવી ગયો અને ત્રણેય ગામના નકશા ભેગા કરીને તેમાંથી અમારે જોઇતો નકશો તા. ૨૦મી જુને તૈયાર થયો. તરત જ અમદાવાદની અમીન દેસાઈની ટાઉન પ્લૅનિંગ કંપનીને એક પત્ર લખ્યો. એ કંપનીના બન્ને ભાગીદારો શ્રી ગિરીશચંદ્ર દેસાઈ અને શ્રી રાવજીભાઈ અમીનને આણંદ બોલાવ્યા. આ બન્ને ભાઇઓએ અમદાવાદ મ્યુનિસિપાલિટીમાં મારી સાથે કામ કરેલું.

રજા લીધી. બહાર ઊભેલા શ્રી મોરારજીભાઈને પેલા કામચલાઉ બંધારણોની નકલો આપી તેમની વિદાય લઈ હું ઘેર ગયો.

તા. ૭મી ઑગસ્ટની સાંજે હું મુંબઈ પહોંચ્યો. સરદારશ્રી ૬૮, મરીનડ્રાઈવ ઉપર હેમપ્રભા મકાનમાં ચોથે માળે એમના સુપુત્ર શ્રી ડાહ્યાભાઈ સાથે રહેતા હતા. કુ. મણિબેન પણ ત્યાં હતાં. એ જ મકાનમાં ત્રીજે માળે મારા મિત્ર શ્રી પશાભાઈ પટેલ રહેતા હતા. હું તેમને ત્યાં ઉતરતો હતો. હું ત્યાં ગયો કે તરત જ સરદારશ્રી ઉપરથી આવ્યા અને અમારી વાતોની શરૂઆત થઈ. આ વાતો તા. ૮–૯ અને ૧૦ સુધી ચાલી. સરદારશ્રીએ પેલાં બન્ને બંધારણ વાંચ્યાં હતાં; એટલું જ નહિ પણ વકીલની રીતે તેનો અભ્યાસ કર્યો હતો. આટલી બધી પ્રવૃત્તિમાં આ બન્ને બંધારણોની એકેએક વિગતનો ખ્યાલ રાખવો એ કામ તો સરદાર જેવા વિરલ પુરુષ જ કરી શકે. ત્રણ દિવસ સુધી એમણે મને પ્રશ્નો જ પૂછ્યા કર્યા હું એમના પ્રશ્નોના ઉત્તરો આપતો ગયો; જે એ મોં ઉપર કોઈપણ જાતનો ભાવ લાવ્યા વગર સાંભળ્યે જતા હતા. અમારી આ પ્રશ્નોત્તરી દરમ્યાન ઘણોખરો વખત શ્રી પશાભાઈ પટેલ હાજર રહેતા. એઓ પણ આ યોજના સંબંધે ખુલાસા મેળવવા કંઈ કંઈ પ્રશ્નો પૂછતા હતા.

આ વખતે શ્રી જવાહરલાલજી લંડન ગયેલા હતા, ત્યાં સ્વરાજ સંબંધે વાટાઘાટો ચાલતી હતી. તેમને જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે તેઓ ટેલિફોન ઉપર સરદારશ્રીનો સમ્પર્ક સાધતા હતા, અને ઉભી થતી ગુંચોનો ઉકેલ સરદારશ્રી કરતા હતા. કોઈ કોઈ વખત તો અરધા અરધા કલાકે જવાહરલાલજીના ફોન આવતા અને અમારી પ્રશ્નોત્તરી દરમ્યાન ઊઠીને તેઓ તેમની સાથે વાતચીત કરી લેતા. આ રીતે તા. ૧૦મી ઑગસ્ટના સાંજના સાડા પાંચ વાગતા સુધી અમારી વાતો ચાલી અને છેવટે સરદારશ્રીએ એમનો અભિપ્રાય નીચેના શબ્દોમાં આપ્યો:—

"ભાઈલાલભાઈ! ત્યારે આ તો તમે કરમસદનું કામ કરતા નથી, ચરોતરનું કરતા નથી, ગુજરાતનું કરતા નથી, પણ તમારી યોજના જો સફળ થાય, અને આજે મને ખાત્રી થઇ છે કે તે સફળ થવી જોઇએ તો વહેલેમોડે એક દિવસ એવો જરૂર આવશે કે જ્યારે કરમસદ હિન્દુસ્થાનનું કેન્દ્ર બનશે. જાઓ, ફત્તેહ કરો, મારા તમને આશિર્વાદ છે."

આ વખતે શ્રી પશાભાઇ પટેલ પણ હાજર હતા. અમારી વાતો ચાલુ હતી ત્યારે શ્રી પશાભાઇએ પણ એક સૂચક પ્રશ્ન પૂછેલો કે આવી મોટી યોજના કેટલે વરસે પૂરી થઇ શકે? મેં જવાબ આપેલો કે એનો આધાર તો પ્રજાના સહકાર ઉપર છે. જો સારો સહકાર મળે તો ત્રીસ ચાલીસ કે પચાસ વરસ લાગે અને સહકાર થોડો હોય તો કદાચ સો વરસ પણ લાગે. પણ આ રીતે જો આપણે દેશની શિકલ ફેરવી શકીએ તો પ્રજાજીવનમાં સો વરસનો શો હિસાબ છે! સરદારશ્રીએ તે વખતે ટાપસી પૂરેલી કે બરાબર છે. જો આવું કામ થતું હોય તો સો વરસનો હિસાબ નથી. તે વખતે તો અંગ્રેજોનું રાજ હતું જેથી સરકારની મદદ વગરજ આ બધાં કામો કરવાની યોજના હતી.

ટુંકા વખતમાં આપણું રાજ થવાનું હતું અને આપણું રાજ થયા પછીથી પણ આ સંસ્થાઓને સરકાર તરફથી જોઇતી મદદ ન મળી શકવાને લીધે કદાચ સંસ્થાઓ જન્મતાંજ દૂધપીતી થઈ જાય એ સ્થિતિ અટકાવવા માટેજ ઇશ્વરે અમને એવી પ્રેરણા આપી હતી કે સરકારની મદદ ન મળે તો પણ આ સંસ્થાઓ ચાલી શકે એવી યોજના ઘડવી. આપણું રાજ થયું ત્યારે પણ રાજસત્તા તો શહેરના લોકોના હાથમાં આવી, જેથી રાજનો પૈસો એમણે શહેરોના હિતમાંજ ખર્ચવા માંડ્યો, અને દેશને માટે અતિ ઉપયોગી એવી આ યોજનાઓ જેની પ્રેરણા સરદારશ્રી તરફથી મળી હતી અને જેના ઉપર સરદારશ્રીની છત્ર-

છાયા હતી એવી આ યોજનાઓ ગામડામાં થતી હોવાથી સ્વરાજ મળ્યા છતાંય આ યોજનાઓને સરકાર તરફથી કોઈપણ જાતનું ઉત્તેજન ન મળ્યું. અમને તો જો કે ખાત્રી છે કે વહેલેમોડે આ સ્થિતિનો પલટો આવશે અને લોકરાજમાં કોઈપણ સરકારથી લોકમતની અવગણના થઈ શકે એમ નથી.

તા. ૧૧મી ઑગસ્ટે મુંબઈથી નીકળી હું આણંદ આવ્યો અને ચરોતર એજ્યુકેશન સોસાયટીના સ્વયંસેવકો, શિક્ષકો, શ્રી ઈશ્વરભાઈ હેડમાસ્તર તથા શ્રી રાવજીભાઈ સેક્રેટરીને આ સમાચાર આપ્યા. બધાને ઘણોજ આનન્દ થયો અને એમની આ કામે અંગેની શ્રદ્ધા દૃઢ થઈ. એ અરસામાં ભાઈશ્રી ભીખાભાઈ પણ શુક્લતીર્થથી આવી ગયા. ત્યાં સુધીમાં અમે ચારૂતર વિદ્યામંડળનું બંધારણ ફરીથી રજીસ્ટર કરાવવા મોકલેલું તે થોડાક ફેરફાર સાથે સને ૧૮૬૦ના ૨૧મા રજીસ્ટ્રેશન એક્ટ પ્રમાણે તા. ૧૦–૮–૪૫ના રોજ મંજુર થઈને આવી ગયું; જેથી ભાઈશ્રી ભીખાભાઈએ છેવટના રૂપમાં તે છપાવી દીધું.

તાબડતોબ વિદ્યામંડળના સભ્યો નોંધવા માટે ભાઈશ્રી ભીખાભાઈ, રાવજીભાઈ અને ગોરધનભાઈ અમોને આણંદમાં ફરવાનું શરૂ કરી દીધું. સોસાયટીમાં જતા આવતા મહેમાનોને પણ અમે વાતો કરતા, અને તેમના તરફથી પણ સારો સહકાર મળવા લાગ્યો. બાકરોલવાળા શ્રી પુરુષોત્તમદાસ દેવજીભાઈ આણંદમાં રહેતા. એમને ઘેર તો મહેમાનોનો મોટો દરોડો રહેતો હતો. તેઓ દરેક મહેમાનને એમના ગજા પ્રમાણે ચારૂતર વિદ્યામંડળના સભ્યો બનાવતા હતા. મોગરીના શ્રી ચતુરભાઈ ભાઈલાલભાઈએ પણ મોગરીમાં અમને લઈ જઈને સારી રકમ આપનારા સભ્યો નોંધાવ્યા હતા. આ રીતે બે ત્રણ અઠવાડિયામાંજ લગભગ દોઢેક લાખ રૂપિયા આપનારા સભ્યોનાં નામ નોંધાઈ ગયાં અને અમે ચારૂતર વિદ્યામંડળની પ્રથમ સભા તા. ૯–૯–૪૫ના રોજ ચરોતર એજ્યુકેશન સોસાયટીના વ્યાયામ મંદિરમાં બોલાવી.

આ સભાએ સુધારા સાથેનું રજીસ્ટર થએલું બંધારણ મંજુર કર્યું. વડોદરા રાજ્યમાં સંવત ૧૯૬૫ના લોકોપકારક મંડળ નિબંધના આધારે આ બંધારણને નોંધાવવા માટે જરૂરી તજવીજ કરવાનો ઠરાવ કર્યો, અને બંધારણના નિયમ ૧૨ મુજબ હોદ્દેદારોની વરણી કરી. સરદારશ્રી મંડળના પ્રથમ પ્રમુખ થયા.

ચરોતર ગ્રામોદ્ધાર સહકારી મંડળનું બંધારણ ઘડવા માટે અમને શ્રી છોટાભાઈ અમીન, અમદાવાદના સહકારી ખાતાના ડેપ્યુટી રજીસ્ટ્રારે બહુ સારી મદદ કરી. એમણે અમારી બધી જરૂરિયાતો સાંભળી લીધી અને જરૂરી સુચનાઓ આપીને બે અનુભવી માણસોને આણંદ મોકલ્યા, જેમણે અમારી સાથે વાટાઘાટો કરી આખી યોજનાને છેવટનું સ્વરૂપ આપ્યું. ભાઈશ્રી ભીખાભાઈએ એને રજીસ્ટર થવાને મોકલાવી આપ્યું. ચરોતર ગ્રામોદ્ધાર મંડળ તો સહકારી મંડળ હતું જેથી શરૂઆતના બંધારણના ખરડા ઉપર વીસ પચીસ ભાઈઓની સહીઓ લઈ લીધી. એમની પાસે શેર લેવડાવ્યા અને રૂપિયા પંદર હજારની રકમ ઓમ્બે પ્રોવિન્સિયલ કો-ઓપરેટીવ બેન્કમાં જમા મુકી, બેન્કની પાવતી ડેપ્યુટી રજીસ્ટ્રારને મોકલાવી આપી. શ્રી છોટાભાઈ અમીનની સહાનુભૂતિથી આ બંધારણ તાબડતોબ મુંબઈ રાજ્યના સન ૧૯૨૫ના છમા એક્ટ પ્રમાણે તા. ૭-૯-૪૫ના રોજ રજીસ્ટર થયું અને બીજા શેર ઉઘરાવવાની શરૂઆત કરી.

લગભગ એકેક માસમાં અમે ચોપન શેરહોલ્ડરો નોંધ્યા અને વીસેક હજારની રકમ ઉઘરાવી લીધી. મંડળની પ્રથમ સભા ચરોતર એજ્યુકેશન સોસાયટીમાં તા. ૧૦-૧૧-૪૫ના રોજ બોલાવી અને હોદ્દેદારોની નિમણૂક કરી. પ્રમુખ અને મંત્રી તરીકે હું અને ભાઈશ્રી ભીખાભાઈ નિમાયા.

---

# પ્રકરણ ૪ થું.

## મહાત્માજીની મુલાકાત

સપ્ટેમ્બર મહિનામાં સરદારશ્રીની તબિયત બગડી. એમને આંતરડાનું દર્દ હતું, જેથી મહાત્માજીએ પોતાની જાતિ દેખરેખ નીચે તેમને પૂનામાં ડાક્ટર મહેતા પાસે નિસર્ગોપચારની સારવાર કરવા માટે બોલાવ્યા. ત્યાં લગભગ એક મહિનો રાખ્યા. આ અરસામાં સરદારશ્રીએ બાપુજી સાથે ચારુતર વિદ્યામંડળ અને ચરોતર ગ્રામોદ્ધાર મંડળની પ્રવૃત્તિ સંબંધે વાત કરી. મહાત્માજીએ તુરત જ જવાબ આપ્યો કે આવી મોટા પાયા પરની યોજનાઓ યુરોપમાં પણ થઈ નથી તો પછીથી હિન્દુસ્થાનમાં તે કેવી રીતે અમલમાં આવી શકે? ઑક્ટોબરની શરૂઆતમાં સરદારશ્રીનો મારા પર પત્ર આવ્યો કે મહાત્માજીનો અભિપ્રાય તમારી યોજના માટે આ પ્રમાણેનો છે જેથી તમે પૂના આવી મહાત્માજીને રૂબરૂ મળો તો ઠીક.

મેં સરદારશ્રીને જવાબ આપ્યો કે આ જાતની યોજના યુરોપમાં તો શું પણ જગતના કોઈ ભાગમાં નથી. આપણા જેવા પ્રશ્નો જગતના બીજા દેશોમાં ઊભા થયા નથી, જેથી ત્યાં આવી યોજના કરવાનો પ્રશ્ન જ નથી. આપણા પ્રશ્નનો ઉકેલ આપણે આપણી રીતે હલ કરવો પડશે. આપ કહો તે તારીખે મહાત્માજીને મળવા માટે હું પૂના આવું. સરદારશ્રીનો જવાબ મળ્યો કે તમે તારીખ ૧૫મી ઑક્ટોબરે બાપુને મળી શકશો. આ પહેલાં હું મહાત્માજીને કોઈ વખત મળ્યો નહોતો, કારણ એવા કોઈ પ્રશ્નો ઉપસ્થિત થયા નહોતા કે જેના ઉકેલ માટે મારે

એમનો કિંમતી વખત લેવો પડે. સને ૧૯૪૨ના ફેબ્રુઆરીના પહેલા અઠવાડિયામાં કોન્ગ્રેસની વર્કિંગ કમિટીની સભા બારડોલીમાં હતી તે વખતે સરદારશ્રીએ મને અમદાવાદથી ત્યાં બોલાવેલો. મહાત્માજી પણ તે વખતે ત્યાં હતા. એમની સાંજની સભાના પ્રવચન વખતે હું હાજર હતો પણ એમને મળવા પ્રયત્ન કરેલો નહિ. બીજે દિવસે સવારમાં સિંધના શ્રી જેરામદાસ દોલતરામ મને મળ્યા ત્યારે એમણે મને પૂછેલું કે તમે બાપુને મળ્યા? ત્યારે મેં જવાબ આપેલો કે હું એમને જીંદગીમાં કોઈ વખત મળ્યો નથી. તેમણે મને કહ્યું કે ચાલો હું તમને બાપુને મેળવી આપું. મેં તે વખતે જવાબ આપેલો કે દેશ આજે કટોકટીમાંથી પસાર થઈ રહ્યો છે, બાપુની એકેએક ક્ષણ કિંમતી છે, તે વખતે મારે એમનો વખત બગાડવાનું પાપ શા માટે કરવું? હું એમનાં દર્શન કરૂં છું અને એથી મને સંતોષ છે. શ્રી જેરામદાસે કહ્યું કે તમારી વાત સાચી છે. મારી અમદાવાદની કામગીરીથી સંતોષ પામી મહાત્માજીએ વગર ઓળખ્યે એક પત્ર લખ્યો હતો, તેમાં એક વાક્ય હતું કે તમારા આવા કામનો બદલો પ્રભુ જરૂર આપશે. આ પત્ર જ મારો હમેશાને માટે માર્ગ-દર્શક હતો.

અમે આજ સુધી બંધારણ, પાવતી બુકો વિગેરે છપાવવાના ખર્ચ સિવાય સંસ્થાઓ ખાતે કોઈપણ રકમ ઉધારી ન હતી અને બનતાં સુધી જરૂરી કામના ખર્ચ સિવાય કોઈપણ રકમ ન ખરચવી એ અમારી નીતિ હતી. કોઈપણ સ્થળે જવા આવવાનું ખર્ચ હું અને ભાઈશ્રી ભીખાભાઈ જાતે જ ભોગવી લેતા. પૂના જવા આવવાનું ખર્ચ મારે માટે ભારે હતું, એટલામાં મોગરીના શ્રી ચતુરભાઈ ભાઈલાલભાઈ ત્યાં આવી પહોંચ્યા. મેં એમને સરદારના પત્રની વાત કરી. તેમણે મને કહ્યું કે ચાલો હું પણ તમારી સાથે આવીશ અને મહાત્માજીનાં દર્શન કરીશ. હું ખુશી થયો. પૂના જવા આવવાના ખર્ચનો પ્રશ્ન આમ ઉકલી ગયો અને અમે બન્ને તા. ૧૪મી ઑક્ટોબરે પૂના પહોંચ્યા.

તા. ૧૫મીએ બપોરના ચારે બન્ને સરદારશ્રીને મળ્યા. ડૉ. મહેતાની સારવારથી એમની તબિયતમાં કંઈ ખાસ સુધારો જણાયો નહોતો; અલબત્ત આરામ મળવાનાં કંઈક ફાયદો થયો હતો. મહાત્માજીનો મુકામ બાજુની ઓરડીમાં હતો. કુ. મણિબેન સરદારશ્રીની દેખરેખ રાખતાં અને ડૉ. સુશિલા નાયર મહાત્માજીની તહેનાતમાં હતાં. હું આવ્યો છું એ ખબર સરદારશ્રીએ મહાત્માજીને મોકલાવ્યા કે તુરત જ એમણે મને બોલાવ્યો. હજારો વરસે ક્વચિત જગતમાં જન્મ લે એવા પુરુષના સાન્નિધ્યમાં હું જીવનમાં પહેલી વાર જ બેઠો. એમના પેટ ઉપર માટીની પોટલી મુકેલી હતી છતાંય તેઓ રેંટીઓ ફેરવી રહ્યા હતા. ડૉ. સુશિલા નાયર તે દિવસની ટપાલના જવાબ આપી રહ્યાં હતાં.

હું બેઠો કે તુરત જ મહાત્માજીએ પૂછ્યું કે કહો તમારે શું કરવું છે? મેં જવાબ આપ્યો કે મારે તો ગામડાંમાં કામ કરવું છે અને એમાં આપના આશિર્વાદ જોઈએ છે. મહાત્માજીએ કહ્યું જે યોજનાને મારી મંજુરી ના મળી હોય તેને હું આશિર્વાદ આપતો નથી. મેં જવાબ આપ્યો કે તો બહુ સારૂં. મારી યોજના આપ સમજી લો અને એને મંજુર કરો. મહાત્માજીએ કહ્યું હું તા. ૧૭મીએ સેવાગ્રામ જવાનો છું એટલે તમારી સાથે ચર્ચા કરવાનો હમણાં મને વખત નથી. મેં કહ્યું હું આપની સાથે સેવાગ્રામ આવવા તૈયાર છું. તેમણે કહ્યું કે ત્યાં તો મને ઘણા માણસો મળવા આવશે અને મને બહુ વખત નહિ મળે. મેં કહ્યું હરકત નહિ, આપ કહેશો તેટલા દિવસ હું ત્યાં રહીશ અને આપની સાથે ફરીશ. અને આપને જ્યારે જ્યારે વખત મળે ત્યારે ત્યારે બોલાવજો. આ કામ સિવાય હવે મારે બીજું કંઈ કામ નથી, જેથી આપ કહેશો તેટલો વખત હું ફાજલ પાડી શકીશ.

મહાત્માજી હસ્યા એ બધું તો ઠીક પણ તમે ગામડે ગામડે વૉટર વર્ક્સ કરવાની વાતો કરો છો એ શી રીતે બને? હમણાં જ એક સ્થળે દશ છોકરીઓનું છાત્રાલય છે ત્યાંના વૉટર વર્ક્સ માટે મેં નકશા

કરાવ્યા તેનો અંદાજ ખર્ચ રૂપિયા દસ હજાર આવ્યો છે, તો ગામેડે ગામડે વૉટર વર્કસ કરવાના પૈસા ક્યાંથી લાવશો? મેં જવાબ આપ્યો કે સસ્તાં વૉટર વર્કસ શી રીતે કરવાં અને પૈસા શી રીતે ઊભા કરવા એ મારા ઉપર છોડો. મેં સરદારશ્રીને કહ્યું હતું અને આપને પણ કહું છું કે પૈસા માટે હું આપની પાસે નહિ આવું.

મારી યોજના દેશના હિતમાં છે એની આપ ખાત્રી કરી લો. સરદારશ્રીને મેં ખાત્રી કરાવી છે અને આપની ખાત્રી થાય એટલે મારું કામ પત્યું. યોજનાનો અમલ શી રીતે કરવો એ જવાબદારી મારી અને મારા સાથીઓની છે. આ જવાબ સાંભળી મહાત્માજી ગંભીર બન્યા. આ બધો વખત રેંટીઓ તો ચાલુજ હતો. એક પાસે થાકે કે બીજું પાસું બદલતા હતા. રેંટીઓ ફરીથી ગોઠવાતો હતો અને સુતરના તાર વાતો કરતાં કરતાં ખેંચાતા હતા. મહાત્માજીએ મને કહ્યું કે તમારી વાત જલદીથી પતે તેમ નથી. મારે તમને વખત આપવો પડશે. હું સેવાગ્રામ જવાનું બંધ રાખું છું. હમણાં તો મારા ઉપર કામનું દબાણ છે પણ તમે એમ કરો. સરદારને સિત્તેર વરસ પૂરાં થયાં એનો ઉત્સવ ઉજવવાનો હોઈ સરદાર મુંબઈ જવાના છે, હું અહીંયાં રહીશ. તા. ૨૫મી ઑક્ટોબરે તમે ફરીથી અહીં આવો. હું બીજો કાર્યક્રમ નહિ રાખું. આપણે બન્ને એક અઠવાડિયા સુધી માથાં કુટીશું. એમ કહીને તેઓ હસ્યા. મારા આનન્દનો પાર ન હતો. જગતનો સર્વશ્રેષ્ઠ સંત પુરુષ મને એક અઠવાડિયા સુધી વાતો કરવાની છૂટ આપે એ મારે માટે ધન્ય પ્રસંગ હતો. તે વખતે જીવન સફળ થયું એમ મને લાગ્યું અને હું મહાત્માજીને પગે પડ્યો. તા. ૨૫મી ઑક્ટોબરે હું હાજર થઈશ એમ કહીને મેં એમની વિદાય લીધી. ભાઈશ્રી ચતુરભાઈ પણ એમને પગે લાગ્યા. અમે બન્ને સરદારશ્રી પાસે ગયા.

મહાત્માજી સાથે થયેલી બધી વાતચીત મેં સરદારશ્રીને કહી સંભળાવી અને કહ્યું તા. ૨૫મી ઑક્ટોબરે હું પાછો ફરીથી મહાત્માજીને

મળીશ. બધી હકીકત સાંભળીને કુ. મણીબેને મને પ્રશ્ન પૂછ્યો કે તમે 'હિન્દ સ્વરાજ' વાંચ્યું છે? મેં કહ્યું, ના. એમણે ફરી પૂછ્યું કે જે. સી. કુમારપ્પાએ લખેલું "ગ્રામોદ્યોગ પ્રવૃત્તિ"નું પુસ્તક વાંચ્યું છે? મેં કહ્યું ના. એટલે તેમણે કહ્યું કે બાપુજીને ફરીથી મળવા પહેલાં આ બન્ને પુસ્તકો ગુજરાત વિદ્યાપીઠમાંથી મંગાવી તમે જરૂર વાંચી જજો, જેથી કરીને મહાત્માજીની વિચારસરણીનો તમને સંપૂર્ણ ખ્યાલ આવે અને વાતચીતમાં મહાત્માજીને ઓછામાં ઓછી તકલીફ પડે. મેં પુસ્તકો વાંચી જવાનું કબુલ કર્યું. સરદારશ્રીની રજા લઇને અમે બન્ને પૂના કેમ્પમાં ધર્મજવાળા શ્રી કાશીભાઇના ઘેર ગયા જ્યાં અમે ઉતર્યા હતા. શ્રી. કાશીભાઇના ફ્લૅટ સાથેજ બીજા ફ્લૅટમાં વસોના શ્રી. મગનભાઈ રહેતા હતા. એમની પાસે ગાંધીજીનું લખેલું 'હિન્દ સ્વરાજ'નું પુસ્તક હતું જે મેં લીધુ અને રાત્રે વાંચી નાખ્યું.

બીજે દિવસે સવારે હું અને શ્રી. ચતુરભાઈ સરદારશ્રીને મળવા ગયા, કારણ તે દિવસે અમે પૂના છોડવાના હતા. વાતવાતમાં મેં સરદારશ્રીને કહ્યું કે મેં 'હિન્દ સ્વરાજ'નું પુસ્તક વાંચી નાખ્યું છે, પણ એમાં દર્શાવેલા મહાત્માજીના વિચારો મને તો અશક્ય લાગે છે. એમાં લૉજીક નથી. It is full of falacies. આ પુસ્તકમાં દર્શાવેલા તર્કશાસ્ત્રમાં ઘણી ત્રુટીઓ છે. આ સાંભળી સરદારશ્રી હસ્યા અને કહ્યું કે તમે ફીકર ના કરતા. 'મહાત્માજી' કદાચ તમારી સાથે સમ્મત ના થાય તોપણ તમારી યોજના પ્રમાણે તમારે કામ કરવાનું છે. આ સાંભળી મને ખૂબજ ટાઢક વળી. આ મારી આ વાતો ચાલતી હતી ત્યારે મહાત્માજીને ખબર પડી કે હું ત્યાં આવ્યો છું જેથી એમણે ડૉ. સુશિલા નાયર મારફત શ્રી ભારતન્ કુમારપ્પાએ લખેલી પ્રત નામે 'Capitalism, Socialism and Villageism' (મૂડીવાદ, સામ્યવાદ અને ગામડાંવાદ) મને વાંચવા માટે મોકલાવી આપી.

સરદારશ્રીની રજા લઈ અમે બન્ને આણંદ પાછા આવ્યા. ચરોતર એજ્યુકેશન સોસાયટીની લાયબ્રેરીમાં જે. સી. કુમારપ્પાનું 'ગ્રામોદ્યોગ

પ્રવૃત્તિનું પુસ્તક હતું તે મેં વાંચી લીધું. શ્રી ભારતન્ કુમારપ્પાનું ટાઇપ કરેલું મહાત્માજીએ આપેલું પુસ્તક પણ વાંચ્યું. બન્ને ભાઇઓ વિદ્વાન છે, વિચારક છે અને મહાત્માજીના અર્થશાસ્ત્રમાં શ્રદ્ધા ધરાવનારા છે. શ્રી જે. સી. કુમારપ્પાના કરતાં શ્રી ભારતન્ કુમારપ્પાનું પુસ્તક ગામડાંના પ્રશ્નોના ઉકેલ માટે મને વધારે પસંદ પડ્યું. એમનો સ્પષ્ટ મત હતો કે ભલે જગતમાં મૂડીવાદ, સમાજવાદ કે સામ્યવાદ પ્રમાણે રાજ્યવ્યવસ્થા ચાલતી હોય, પણ હિન્દુસ્થાનના પ્રશ્નોના ઉકેલ માટે એમાંનો એકેય વાદ કામ આવવાનો નથી. હિન્દુસ્થાનને તો ગામડાંવાદ નામનો એક વાદ દાખલ કરવો પડશે. ગામડાંના ઉદ્ધાર સિવાય હિન્દુસ્થાનનો ઉદ્ધાર થવાનો નથી.

આપણી સેંકડો વરસની સંસ્કૃતિ અને રીતરિવાજને અનુસરીને આપણા લોકોને માફક આવે એવા ગામડાંના ઉદ્ધાર માટે આપણે નવા જ રસ્તા લેવા પડશે. એમની વિચારસરણી પ્રમાણે શહેરના મોટા ઉદ્યોગોનું વિકેન્દ્રીકરણ કરીને તે ઉદ્યોગો ગામડાંઓમાં દાખલ કરવા પડશે. યંત્રવાદ સામે એમને સૂગ હતી, પણ યંત્રો જો ગામડાંમાં બનાવી શકાય અને માણસના હિત માટે એ યંત્રો વપરાય તો એવાં યંત્રો સામે એમનો વાંધો નહોતો.

અમારી આખી યોજનામાં વિજ્ઞાનનો પૂરેપૂરો ઉપયોગ ગામડાં સ્વાવલંબી કરવા માટે અને રહેવાલાયક બનાવવા માટે હતો; છતાં અમે એક ખાસ નિયમ રાખ્યો હતો કે યંત્ર એવું મોટું ના હોવું જોઇએ કે જેથી એક વ્યક્તિ એ યંત્ર ચલાવવા માટે અનેક માણસો રોકી તેમનું શોષણ કરી શકે. અમારી યોજનાનું યંત્ર ગામડાંના ઘરમાં ગોઠવાય અને યંત્ર વાપરનારનો જીવનનિર્વાહ સારી રીતે ચાલી શકે. આ યંત્રો બનાવવા માટેનાં સાધનસામગ્રી સહકારી મંડળીઓ મારફત પૂરાં પાડી શકાય અગર તો યંત્રો આવી મંડળીઓ મારફત બનાવી શકાય. એ યંત્રો એટલાં સસ્તાં વેચાવાં જોઇએ કે કોઇપણ મૂડીવાદી વ્યક્તિ કે કારખાનું એની સામે હરીફાઇમાં ઉતરી શકે નહિ.

ગામડાંના કારીગરોને જોઈતી કેળવણી આપી તેઓને આવાં યંત્રો બનાવવા માટે તૈયાર કરવા જોઈએ અને શહેરોના મોટા મોટા ઉદ્યોગોનું વિકેન્દ્રીકરણ કરવા માટે જરૂર પડે તો દરેક જિલ્લામાં બે ત્રણ કે વધારે કેન્દ્રો સહકારી મંડળીઓ મારફત ખોલતાં જેથી મૂડીવાદનાં ઘણાંખરાં અનિષ્ટો દૂર કરી શકાય. બન્ને કુમારપ્પાભાઈઓનાં પુસ્તકો વાંચતાં મને લાગ્યું કે અમારી યોજના એમની વિચારસરણીના ચોકઠામાં બરાબર ગોઠવાઈ જશે. માણસ યંત્રોનો ગુલામ બને તે સામે અમારો પણ વિરોધ હતો. મોટાં મોટાં શહેરોમાં અનેક ઉદ્યોગો કેન્દ્રિત થયેલા હોવાથી ત્યાં મજૂરી કરવા આવેલા ગામડાંના લોકોની થતી દુર્દશાનું વર્ણન મેં મારા પુસ્તક 'ગામડાના વાસ્તવ દર્શન'માં કરેલ છે, જેથી શહેરોની નવી આવૃત્તિ અમારે ગામડાંમાં દાખલ કરવી નહોતી.

શહેરોની બધી સગવડો ગામડાંમાં લાવવાનો અમારો ઉદ્દેશ હતો. ગામડાંના માણસો સ્વાવલંબી બની પોતાના ઘરમાં જ પોતાની માલિકીનું યંત્ર ચલાવી સારી રીતે પોતાનું ગુજરાન કરી શકે એ સ્થિતિ ઊભી કરવાનો હતો. ગામડાંમાં અત્યારે તો વૈતરું કરવા છતાં ય માણસો પેટપૂર અન્ન મેળવી શકતા નથી. આ સ્થિતિ મિટાવવા માટે ઘરમાં યંત્રો મૂકવા સિવાય બીજો કોઈ સરલ માર્ગ અમને દેખાતો ન હતો; જેથી યંત્ર માણસનું ગુલામ બની રહે એવી યોજના અમે વિચારી હતી. ફક્ત જ્યાં ગૃહ ઉદ્યોગ શકય ન હોય ત્યાં મોટા ઉદ્યોગોનું વિકેન્દ્રીકરણ કરવા માટે ગ્રામ ઉદ્યોગ કે તાલુકા ઉદ્યોગ સ્થાપવાની અમારી ધારણા હતી, અને તે પણ સહકારી મંડળી મારફત કરવાની અમારી ગોઠવણ હતી. આ રીતે કુમારપ્પાભાઈઓની વિચારસરણી મને બહુ અનુકૂળ લાગી.

તા. ૧૯મી ઑક્ટોબરે મેં મહાત્માજીને એક લાંબો પત્ર લખ્યો અને જણાવ્યું કે હું બન્ને કુમારપ્પાભાઈઓનાં પુસ્તકો વાંચી ગયો છું અને મારી યોજના મેં એમનીજ વિચારસરણીના ચોકઠામાં ગોઠવી છે. જો કુમારપ્પાભાઈઓના અર્થશાસ્ત્રને આપની મંજુરી

હોય તો મારી યોજના આપ જરૂર મંજુર કરશો એવી મને ખાત્રી છે. ગામડાં રહેવા લાયક બનાવવા માટે પાણીના નળ અને ગટર અત્યારે ગુજરાત માટે બહુ જ આવશ્યક ચીજ છે. જે રીતે અત્યારે સરકારી કામો ચાલે છે તે ઘણાંજ ખર્ચાળ છે અને હું સમજું છું કે એ પદ્ધતિએ ગામડાંના આ પ્રશ્નોનો ઉકેલ આવી શકશે નહિ. મારી યોજનામાં આ બન્ને કામો સસ્તામાં સસ્તાં થાય એવી વ્યવસ્થા છે.

વૉટર વર્ક્સ એ કંઈ ફક્ત આ જમાનાની ચીજ નથી. આપણા દેશમાં પુરાણા કાળમાં અનેક સ્થળે વૉટર વર્ક્સ થયેલાં હતાં. મોગલાઈ કાળમાં તૈયાર થયેલું વૉટર વર્ક્સ આજેય પણ ઔરંગાબાદમાં કામ આપી રહેલું છે. ખાનદેશના સુલતાનોએ બુહ્રાનપુરમાં બનાવેલું વૉટર વર્ક્સ હજુ પણ ચાલુ છે. દોલતાબાદમાં પણ વૉટર વર્ક્સ હતું. પુનામાં પેશ્વાએ બનાવેલાં વૉટર વર્ક્સનું પાણી આજે પણ સદાશીવ પેંઠના હૉજમાં આવે છે અને વિંચુરમાં સીમના એક કુવામાંથી નળ વાટે ગામમાંના એક હૉજમાં લાવવામાં આવ્યું છે જે વગર ખરચે ચોવીસે કલાક પાણી આપી રહ્યું છે. ગુજરાતમાં પણ ખુદ અમદાવાદમાં કેલીકો મીલ અને સુવેઝ ફાર્મની વચ્ચે જૂના વૉટર વર્ક્સના ચિહ્નો મોજુદ છે.

આ બધાં વૉટર વર્ક્સમાં માઇલો લાંબી નળીઓ પથ્થર, ચૂનો કે ઈંટ ચૂનાથી બનાવેલી હતી. સિંધ હૈદરાબાદમાં તો આવી ત્રણ માઈલ લાંબી ઈંટ ચૂનાની નળી વાટે નદીમાંથી પાણી પમ્પ કરીને શહેરમાં આવેલી ટાંકીમાં પહોંચાડાય છે. ભૂતકાળમાં સ્થળ ઉપરના માલસામાન વડે આ રીતે સસ્તાં વૉટર વર્ક્સ થયા હતાં. અત્યારે તો વિજ્ઞાન આગળ વધ્યું છે, હિન્દુસ્થાનમાં સીમેન્ટ અને લોખંડ બને છે અને વૉટર વર્ક્સના નળ માટે સ્પન સીમેન્ટ પાઇપોનો ઉપયોગ થઈ રહ્યો છે. ઉપરાન્ત વૉટર વર્ક્સને જોઇતી દરેક ચીજો સહકારી સંસ્થાઓ મારફતે ગામડાંમાં બનાવી શકાય તેમ છે. એ રીતે ગામડાંના લોકોને પોષાય એવા ખર્ચમાં વૉટર વર્ક્સ થઈ શકે એમ છે.

ગામડાંઓ માટે વૉટર વર્કસ મોજશોખની વસ્તુ છે એવી ભૂલ કોઇ ન કરે એમ હું ઇચ્છું છું. અત્યારે તો શહેરો કરતાં ગામડાંમાં ઘરમાં પાણી લાવવાનું ખર્ચ વધારે થાય છે. આર્થિક દૃષ્ટિએ પણ ગામડાંમાં વૉટર વર્કસની બહુ જરૂર છે. મારા ગામમાં સને ૧૯૧૫માં વૉટર વર્કસ થયું. હરિજન વાસમાં લગભગ ૨૦૦ ઘર હતાં. એમને માટે જાહેર બે સ્ટેન્ડ પોસ્ટ મૂક્યા હતા. કામકાજ છોડીને સ્ટેન્ડ પોસ્ટથી પાણી લઈ આવવું એ એમને આર્થિક દૃષ્ટિએ મોંઘું પડ્યું જેથી આજે દરેક ઘરમાં પાણીના નળ લીધેલા છે. સ્ટેન્ડ પોસ્ટથી પાણી લાવવામાં કલાક બગડે એ કલાકના કામના પૈસા કરતાં મ્યુનિસિપાલીટીનો પાણી વેરો ઓછો છે.

હવે આપણે આરોગ્યની દૃષ્ટિએ વિચાર કરીએ. ગુજરાત તો સપાટ પ્રદેશ છે. નદીઓ દૂર દૂર છે જેથી ઘણાં ખરાં ગામો અને થોડાંક શહેરો પણ ધોરી રસ્તાઓ ઉપર વસ્યાં જ્યાં નદીના પાણીની સગવડ ન હતી. આવાં સ્થળોએ પીવાના અને વાપરવાના પાણી માટે સરોવરો અને તળાવો બંધાયાં હતાં. તેમાં ઢોર પાણી પીતાં અને કપડાં વિગેરે ધોવાતાં. તળાવને કાંઠે વીસ પચીસ હાથ દૂર કુવાઓ બંધાતા. આ કુવામાં તળાવનું પાણી ધરતીના છિદ્રોમાં ગળાઇને આવતું. આ છિદ્રોમાં રહેલી હવાથી પાણી શુદ્ધ થઈ માણસોને પીવાના કામમાં આવતું. તળાવમાં પણ પાણી અશુદ્ધ ન બને તે માટે દરેક તળાવ સાથે પાણી આવવાના રસ્તા ઉપર એક થોયું ખોદાવવામાં આવતું. મોટા સરોવરો માટે બે કે ત્રણ થોયાં ખોદાતાં.

ચોમાસામાં આ થોયાંમાં ગામડાણ અને શીમનું બધું પાણી એકઠું થતું. વરસાદ વખતે પાણી જવાના રસ્તા સાંકડા અને વધારે ઢાળ હોવાથી પાણીના વહેણની ગતિ વધારે રહેતી જેથી પાણીના વહેણ સાથે કાંપ, કચરો અને ઝાડનાં પાન ખેંચી લાવતું. આ પાણી જ્યારે થોયાંમાં આવતું ત્યારે થોયાંનો વિસ્તાર ઘણો મોટો હોવાથી પાણીની

ગનિ કુંઇનિ થઈ જતી જેથી પાણીમાં આવેલો બધો કાંપ કચરો ઘોયાંમાં ઠરતો અને નીતર્યું પાણી ઘોયાંમાંથી બીજી બાજુએ એક કાંસ મારફતે તળાવ કે સરોવરમાં આવતું. આ પાણી ગળાઇને કુવામાં આવતું જેથી ગામડાંઓનું આરોગ્ય બહુ સારી રીતે સચવાતું. અમદાવાદમાં કાંકરીયા સરોવર માટે શુક્કર અને દેડકી નામનાં બે ઘોયાં હતાં. વરસાદનું અને નહેરનું પાણી પ્રથમ આ ઘોયાંમાં આવતું અને તેમાં બધો કાંપ કચરો ઠરીને નીતર્યું પાણી કાંકરીયામાં પેસતું. સને ૧૯૪૨માં કાંકરીયાનું પાણી પમ્પ કરીને જ્યારે ખાલી કરવામાં આવ્યું હતું ત્યારે અસલના કોદાળીના ઘા તળીયે દેખાયા હતા. લગભગ પાંચસો વરસના ચોમાસાનું પાણી કાંકરીયામાં ભરાયું જ્યાંય તેમાં કાંપ કચરો ભરાયો નહોતો.

ઘોયાંમાં દર સાલ જે કાંપ કચરો ભરાતો તે હોળી પછી ઘોયાંનું પાણી સુકાઈ ગયા બાદ કાંપ કચરો ખોદીને ખેડૂતો ગાડાં ભરી ખેતરોમાં નાખતા. આ એક બહુ સારી જાતનું ખાતર બનતું અને આ રીતે ઘોયાં એમની અસલ સ્થિતિમાં રહેતાં. બ્રિટીશ અમલ થતાં સુધી ઘોયાંની માલિકી ગામ લોકોની હતી. અંગ્રેજી રાજ્યમાં દરેક ગામની સર્વે થઈ, માલિકીના ખેતરોના નંબર પડયા અને ખેતરોની જમીન જેનેતેને નામે થઈ. આ સિવાયની બાકીની જમીન જેવા કે ચરા, ખરાબા, રસ્તા, તળાવ, તળાવડીઓ, ઘોયાં વિગેરે સરકારી માલિકીનાં થયાં. ગામેગામ સરકારી તલાટીઓ નિમાયા અને એમના ઉપર દેખરેખ રાખનારા સર્કલ ઈન્સ્પેકટરો પણ આવ્યા અને રાજનાં ફેલાં ગામડાંના ચુલા સુધી પેઠાં.

ઘોયાં તો સરકારી માલિકીનાં બન્યાં અને યોગ્ય અધિકારીની પરવાનગી સિવાય જો ઘોયાં ખોદાય તો સરકારી ગુન્હો ગણાયો. અંગ્રેજી અમલમાં યોગ્ય અધિકારીઓની પરવાનગીઓ મેળવવી એ પણ સહેલું કામ ન હોવાથી ગામેગામ ઘોયાં ખોદાતાં બંધ થયાં ને આસ્તે આસ્તે ચોમાસામાં આવતા કાંપ કચરાથી પુરાવા લાગ્યાં. મોટાં ગામોમાં

કે મ્યુનિસિપાલિટીવાળાં નાનાં શહેરોના ગણનર વગરના ભણતરવાળા અમલદારોએ આ ખાડાઓમાં પાણી ભરાય તો મચ્છર થાય એવું સમજી તેને ગામના કે શહેરના કચરાથી પુરાવ્યાં. પરિણામ એ આવ્યું છે કે આજે ગુજરાતભરમાં એકપણ ધોયું રહ્યું નથી. બધાંય કાંપ કચરાથી પુરાઈ ગયાં છે અને આ રીતે તૈયાર થએલી સપાટ જમીન ગામડાણ નજીક હોવાથી કિંમતી બનેલી; જેથી અમલદારોએ એની હરાજી કરી સરકારનું ઉત્પન્ન વધાર્યાનો લ્હાવો લીધો છે. ગામેગામની ચોયાંની જમીન ઉપર આજે ખેતરો થયાં છે કે મકાનો બંધાયાં છે.

આનું પરિણામ એ આવ્યું છે કે વરસાદનું પાણી હવે સીધું તળાવમાં આવે છે. ગામની વરસભર ભેગી થયેલી ગંદકી ચોમાસામાં સીધી તળાવમાં ખેંચાય છે. સીમ તરફથી આવતું પાણી કાંપ કચરા સાથે મૂળીઆં અને પાંદડાં તળાવમાં ખેંચી લાવે છે. આ બધો કચરો વરસભર તળાવમાં સડે છે. આ સડાવાળું દુષિત પાણી પીવાના પાણીના કૂવામાં આવે છે. કૂવા અને તળાવ વચ્ચે રહેલું ટૂંકુ અન્તર આ દુષિત પાણીને સાફ કરી શકતું નથી. સડાથી ઉત્પન્ન થએલા ગૅસ પાણી સાથે મિશ્ર થયા હોય છે. લોકોને ઉકાળીને પાણી પીવાની ટેવ ન હોવાથી તેમજ ગરીબોને પાણી ઉકાળવાનું પોષાય પણ નહિ તેથી લોકો આવું દુષિત પાણી પીએ છે ને પરિણામે કાયમ રોગના ભોગ બને છે. ગામડાંઓમાં મેલેરીઆ અને આંતરડાનાં દરદો આ દુષિત પાણીને લીધે છે.

પહેલાંના વખતમાં ગામડાંનું જીવન તંદુરસ્તી માટે પ્રખ્યાત હતું. આયુષ્ય મર્યાદા ઘણી લાંબી હતી. મારા ગામમાં સંવત ૧૬૮૩નો લેખ છે જેમાં મારાથી નવમી પેઢીના વકીલ સવાસભાઈનું નામ છે. નવ પેઢીમાં ૩૩૦ વરસ થયાં છે, હજી હું જીવું છું. હિન્દુસ્થાનના ઈતિહાસમાં ભારે અભિમાન લેવા જેવી આ વય મર્યાદા છે. આજે તો ગામડાંમાં સાઠ વરસની ઉપરના માણસો આંગળીને વેઢે ગણાય

એટલા હોય છે. આ સ્થિતિ સરજવા માટે પીવાના પાણીની બેદરકારીએ ભાગ ભજવ્યો છે. હવે નવાં ઘોળાં થઇ શકે તેમ નથી, જેથી ઊંડાં બોરીંગ કરાવી નીચેના થરોમાં મળતું શુદ્ધ પાણી પીવા માટે ગામ લોકોને આપવું એ એક જ રસ્તો છે. આટલા માટે વૉટર વર્કસ ગામડાં માટે બહુ અગત્યની વસ્તુ છે; વૉટર વર્કસ સિવાય ગામડાં રહેવા લાયક બનવાનાં નથી.

ગામડામાં એકલું વૉટર વર્કસ થાય તો ગંદકી થવાનો સંભવ છે. આર્થિક સંજોગોને લઇને લોકો ઘેરઘેર નળ લેવાના છે. જ્યાં જ્યાં વૉટર વર્કસ થયાં છે ત્યાં તેનો અનુભવ બતાવે છે કે વૉટર વર્કસ સાથે ડ્રેનેજની પણ જરૂર છે. ડ્રેનેજના ખરચથી ગભરાવાનું કંઈ કારણ નથી. આમાં પણ સરકારી રીતરસમો બદલવી જોઇએ; કારણ કે એ પદ્ધતિ વધારે પડતી ખરચાળ છે. સસ્તી રીતે ડ્રેનેજનું કામ જરૂર થઇ શકે. દુનિયા જ્યારે પથ્થરનાં હથિયાર વાપરતી, લોઢું ગાળવાનું મનુષ્યોને જ્ઞાન નહોતું તે જમાનામાં સિંધમાં મોહન જો ડેરોમાં મેલા પાણીના નિકાલ માટે બ્રાઉંસ નળો ગામના રસ્તાઓમાં નંખાયા હતા. આ નળો ઈંટ ચૂનાથી તૈયાર કરવામાં આવ્યા હતા. નાના નળ માટે અર્ધા નળવાળી ઈંટો પાડવામાં આવતી. એક ઉપર એક ઊંધી ઈંટ મૂકવાથી આખો નળ થતો હતો. આ રીતે ઈંટ સાથે ઈંટ ગોઠવવાથી લાંબો નળ તૈયાર થઈ જતો. મહોલ્લાના નળ અને રસ્તાના નળના જોડાણ સ્થળે અત્યારની પદ્ધતિ પ્રમાણે મેનહોલ કરવામાં આવતાં. મોટા નળ ઈંટ ચૂનાના ચણતરથી બનાવવામાં આવતા. મોહન જો ડેરોમાં બે ફૂટ પહોળો અને ૭ ફૂટ ઊંચો મોટામાં મોટો નળ હતો. તેનું મથાળું કમાનથી બાંધી લીધેલું હતું. આ બધા નળ જમીનની અંદર હોઈ એના ઉપર વાહનવહેવાર ચાલતો. મોહન જો ડેરો તો અત્યારના ચરોતરના મોટા ગામડા જેવડું હતું. પાંચ હજાર વરસ પહેલાં જો ત્યાં ડ્રેનેજ થયેલી તો આધુનિક સાધનસામગ્રી સાથે અત્યારે ગામડાંમાં ડ્રેનેજનાં કામ કરવાં એમાં કંઈ ખાસ મુશ્કેલી દેખાતી નથી.

ગામડાંઓમાં આપણે જ્યાં સુધી માણસને જોઈતી ઓછામાં ઓછી સગવડો નહિ આપીએ ત્યાં સુધી શહેરોની સગવડોથી ટેવાયેલો ભણેલો વર્ગ ગામડાંઓમાં રહી શકનાર નથી. હિન્દુસ્થાનનાં ગામડાંને જો આપણે રહેવા લાયક નહિ બનાવીએ તો તે સંસ્કારી અને સમૃદ્ધ કદી નહિ બને. દેશને મદદરૂપ થવાને બદલે બોજારૂપ થશે. આટલા માટે જ મારી યોજનામાં મેં ગામડાંનાં વૉટર વર્કસ અને ડ્રેનેજને પ્રથમ સ્થાન આપ્યું છે. વળી એકલા હાથ ઉદ્યોગથી ગામડાંનો પ્રશ્ન ઉકલવાનો નથી. આપણે અરધા ભૂખ્યા લોકોને કદાચ પાભૂખ્યા બનાવી શકીશું પણ તેથી એ ઊંચું ડોકું રાખી સ્વમાન સાથે ફરનારો નાગરિક બની શકનો નહિ. એ લોક ઇજ્જતભેર દહાડા કાઢી શકે, છોકરાંને ભણાવી શકે, આવ્યા-ગયા કારવહેવારને માટે નાણું ફાજલ પાડી શકે, એટલી કમાઈ થાય એવાં સાધન આપણે અપાવીએ તો જ ગામડાં સમૃદ્ધ બને અને દેશ આબાદ થાય.

ગામડાંના કેન્દ્રમાં ખેતી અને ખેડૂત રહેલો છે. એના ઉદ્ધાર માટે આજ સુધી મોટી મોટી વાતો થએલી છે પણ એના અમલ માટે કંઈપણ સંગીન કાર્ય થયું નથી. જૂનાં હથિયારો અને જૂની રીત-રસમોથી ખેતી અને ખેડૂતની સ્થિતિ સુધરવાની નથી. तातस्य कूपोयम् इति ब्रुवाणी कॊ नरः क्षारम् जलम् पिबति। બાપનો કૂવો છે એવું કહીને કયો પુરુષ ખારૂં પાણી પીએ છે? હું પણ એજ કહું છું કે આપણે આ યંત્રયુગમાં હાથે કામ કરવાનો આગ્રહ ક્યાં સુધી રાખીશું? ગામડાંના ઉદ્યોગો અત્યારે તો મરી ગએલા છે. જો નવા ઉદ્યોગો ઊભા કરવા હશે તો વિજ્ઞાનની મદદ અવશ્ય લેવી પડશે. આપણે ફક્ત એટલું જ જોવું પડશે કે એ વિજ્ઞાન ગામડાંના શોષણને બદલે પોષણનું કામ કરે. કુમારપ્પાભાઈઓની વિચારસરણીના ચોકઠામાં મેં મારી યોજના આ રીતે ગોઠવી છે. કંઈક આવી મતલબનો પત્ર મેં મહાત્માજીને લખ્યો અને જણાવ્યું કે આપને હું તા. ૨૫મીએ પૂના આવી મળીશ.

હું અને ભાઇશ્રી બીખાભાઇ તા. ૨૫મી ઑક્ટોબરે ડૉ. મહેતાની નિસર્ગોપચાર હૉસ્પિટલમાં મહાત્માજીને મળ્યા. એમને પગે લાગીને અમે બેઠા. શ્રી ભારતન્ કુમારપ્પાનું પુસ્તક 'Capitalism, Socialism and Villageism' મહાત્માજીને પરત કરીને મેં કહ્યું કે બન્ને ભાઇઓનાં પુસ્તક હું વાંચી ગયો અને એ ઉપર સમ્પૂર્ણ વિચાર કર્યો છે. મહાત્માજીએ પૂછ્યું, પુસ્તક તમને કેવાં લાગ્યાં? મેં જવાબ આપ્યો કે બન્ને ભાઇઓ ભારે વિદ્વાન અને વિચારક છે. આ પુસ્તકો માનસિક મન્થનને અન્તે લખાયાં છે જેથી મનન કરવા જેવાં અને આચરણમાં મૂકવા જેવાં છે. મહાત્માજીએ કહ્યું બરાબર છે, અને તેથી જ બન્ને ભાઇઓ મારા વિશ્વાસને પાત્ર છે. મેં પૂછ્યું એમની વિચારસરણી આપને પૂરેપૂરી મંજુર છે? તેમણે કહ્યું કે એ તો મારા વિચારનો જ પડઘો છે. મારું અર્થશાસ્ત્ર એ બન્ને ભાઇઓ બરાબર સમજ્યા છે.

મેં મહાત્માજીને કહ્યું કે તો પછીથી હું આપના કિંમતી વખતનો શું કામ વ્યય કરું? આપ બન્ને ભાઇઓ ઉપર પત્ર લખો કે જેથી તેઓ મારી સાથે મારી યોજના સંબંધે વિગતવાર ચર્ચા કરે અને એમના અભિપ્રાય આપના ઉપર મોકલાવી આપે. એ બન્ને ભાઇઓ મારી યોજના મંજુર કરે તો આપની મજુરી મળી એમ હું માનીશ અને આપના આશિર્વાદ માટે માગણી કરીશ. મહાત્માજીએ કહ્યું, હા એ વાત ઠીક છે. ડૉ. સુશિલાબેન ત્યાં જ બેઠાં હતાં, એમને બન્ને ભાઇઓ ઉપર પત્ર લખવાનું કહ્યું. શ્રી ભારતન્ મુંબઇમાં કચ્છ કેસલમાં રહેતા હતા. મને કહ્યું કે પાછા ફરતાં તમે એમને મુંબઇમાં મળજો. એ પ્રમાણે એમના ઉપર પત્ર લખ્યો. શ્રી જે. સી. કુમારપ્પા તે વખતે વર્ધામાં હતા એમને પત્ર લખ્યો કે તમે આણંદ જજો અને શ્રી ભાઇલાલભાઇની યોજના સંબંધે એમની સાથે ચર્ચા કરીને તમારો અભિપ્રાય મને લખી જણાવજો. બન્ને પત્રો ઉપર મહાત્માજીએ સહીઓ કરી.

"શ્રી ભારતનનો પત્ર મારા હાથમાં આપ્યો અને શ્રી જે. સી. કુમારપ્પાનો પત્ર ટપાલથી મોકલવાનું ડૉ. સુશિલા નાયરને કહ્યું. પછીથી થોડો વિચાર કરીને મહાત્માજીએ મને કહ્યું કે ભાઈલાલ! ધારો કે તમારી યોજના મંજુર થાય જ્યાંય તે અમલી બની શકવાની નથી. મેં કહ્યું: બાપુ! એમ શાથી કહો છો? મહાત્માજીએ કહ્યું તમારી યોજના અમલમાં મૂકવા માટે સેંકડો સ્વાર્થત્યાગી મનુષ્યોની જરૂર પડશે જે આ દેશમાં તમને મળવાના નથી અને તેથી જ તમારી યોજના નિષ્ફળ જશ એમ મને લાગે છે. મેં જવાબ આપ્યો, બાપુ! કુદરતે માણસને સ્વાર્થી પ્રાણી સરજ્યું છે અને તેમાંય આ બે વિશ્વયુદ્ધોની અસરને લીધે માનવ અધોગતિને તળીએ બેઠેલો છે. તે વખતે હું સ્વાર્થત્યાગી સાથીઓની અપેક્ષા રાખતો નથી. જો કે દરેક નિયમને અપવાદ હોય છે તેમ મને થોડાક સ્વાર્થત્યાગી માણસો તો જરૂર મળી રહેશે.

મહાત્માજીએ પૂછ્યું તો પછી આવડી મોટી યોજના શી રીતે પાર પાડશો? મેં જવાબ આપ્યો, મેં જુદા જ સિદ્ધાન્ત ઉપર મારી યોજના ગોઠવી છે. There is something like enlightened self interest. આ યોજનામાં જે જે વ્યક્તિ જોડાશે તેનો સ્વાર્થ કંઈક અંશે સધાશે અને સાથે સાથે યોજનાને આગળ ધપાવવામાં તે સહાયભૂત બનશે આ સાંભળીને મહાત્માજી ખડખડ હસ્યા. આવું મુક્ત હાસ્ય મેં તો પ્રથમવાર જ જોયું. થોડીવારે મને કહ્યું કે શું સ્વાર્થી માણસો ભેગા થઈને આવી મોટી યોજનાને પાર પાડશે! હવે તો મારી ખાત્રી થઈ કે તમારો સંઘ કાશીએ નહિ જાય! મેં કહ્યું બાપુ! આપની સાથે Argument (વાદવિવાદ) કરવાની મારામાં શક્તિ નથી, પણ આપ મને એક વચન આપો. મહાત્માજીએ પૂછ્યું, શું? મેં કહ્યું, હું આજે જાઉં છું, ફરીથી આપને નહિ મળું કે આપને પત્રવ્યવહારથી પણ તકલીફ નહિ આપું. અહીંથી જઈ પાંચ વરસ સુધી મારા આ સિદ્ધાન્ત પ્રમાણે કામ કરીશ અને પાંચ વરસમાં Enlightened self Interestના સિદ્ધાન્તથી કેટલું કામ થઈ શકે

છે એ જોવા માટે આજથી પાંચ વરસ પછી હું વિનંતી કરીશ અને આપને જરૂર આવવું પડશે.

મહાત્માજીએ કહ્યું જરૂર સ્વાર્થી માણસોનો શંભુમેળો ભેગો થઈ જે આવી સુંદર યોજનાઓ પાર પાડે તો તે જોવા માટે હું જ્યાં હઈશ ત્યાંથી આણંદ આવીશ. મને મહાત્માજીનું વચન મળ્યું પણ એ પાંચ વરસ પૂરા થતા પહેલાં જ મહાત્માજી પ્રભુના દરબારમાં પહોંચી ગયા અને વલ્લભવિદ્યાનગરમાં એ સદેહે ના આવી શકયા પણ એમનો મુક્ત આત્મા તો જરૂર વલ્લભવિદ્યાનગર ઉપર આશિર્વાદ વરસાવતો હશે. મહાત્માજીને પગે લાગી અમે વિદાય લીધી.

અમે તો અઠવાડિયાની તૈયારી કરીને પૂના આવ્યા હતા, પણ અમારૂં કામ જલ્દી પૂરૂં થયું હોવાથી અમે એક બે દિવસ પૂનામાં વધારે રોકાયા અને ત્યાં ચારૂતર વિદ્યામંડળના સભ્યો નોંધવાનું શરૂ કર્યું. પૂનામાં રહેતા ચરોતરના ભાઇઓ તરફથી સારો જવાબ મળ્યો. આ કામ પતાવીને અમે મુંબઇ પાછા ફર્યા. સરદારશ્રીને બધી હકીકત કહી. એમને પણ ખૂબ સંતોષ થયો. તા. ૨૯મી ઑકટોબરે સવારમાં અમે બન્ને શ્રી ભારતન્ કુમારપ્પાને મળ્યા, અને એમને મહાત્માજીનો પત્ર આપ્યો. પત્ર વાંચી એમણે અમારી સાથે ચર્ચાની શરૂઆત કરી.

બપોરે ફક્ત જમવાના વખત પુરતા જ છુટા થયા તે દિવસે અમારી ચર્ચા લગભગ દસ કલાક સુધી ચાલી. શ્રી ભારતન્ અમારી આખી યોજનાનું હાર્દ સમજ્યા અને એક બે દિવસમાં મહાત્માજીને રિપોર્ટ કરવાનું વચન આપ્યુ અને એની નકલ આણંદ મોકલવા માટે અમારૂં સરનામું લીધું. અમારી ચર્ચા દરમ્યાન શ્રી ભારતન્નું કહેવું એવું થયું હતું કે આ યોજના ફત્તેહમંદ રીતે આગળ ધપી શકે તેનો મને સંશય નથી. તમારી યોજનાના પરિણામે તમારો પ્રદેશ કેવો થશે એનું ચિત્ર હું જોઇ શકું છું; પણ તમારી યોજનામાં મને એક જ વાંધો દેખાય છે. આવી જાતની યોજનાથી દેશમાં ખપ કરતાં વધારે માલ તૈયાર થં

એ માટે આપણે યુદ્ધની તૈયારી કરવી પડશે. હિન્દને અહિંસક-દેશ મટીને યુરોપ, અમેરિકા અને જાપાનની પેઠે આક્રમક દેશ થવું પડશે.

મેં એમને કહ્યું કે સો વર્ષ પછી દેશમાં કેવી પરિસ્થિતિ આવશે તેથી આપણે ગભરાવાનું નથી. આજે તો દેશને માલની તંગી છે, પ્રજાશરીરને અજગરના ભરડાની જેમ અંકુશોનો ભરડો ચૂસી રહ્યો છે, જનતા રિબાઈ રહી છે, તે વખતે તો આપણે રોજની જરૂરિયાતનો માલસામાન ઉત્પાદન કર્યે જ છૂટકો છે. જ્યારે વધુ માલ ઉત્પન્ન થશે ત્યારે દેશનાં આર્થિક બળો આપોઆપ કામ કરતાં થઈ જશે અને ખપ કરતાં વધારે માલનું ઉત્પાદન આપોઆપ કમી થઈ જશે. આ સીધી સાદી દલીલ શ્રી. ભારતન્‌ને ગળે ના ઉતરી. બીજા વિશ્વ યુદ્ધે મનુષ્યો ઉપર વરસાવેલી આફતથી એમનું ખ્રિસ્તી હૃદય ઘવાયું હતું. લડાઈની સંભાવનાથી તેઓ ત્રાસના હતા; જેથી એમણે કહ્યું કે આપણું કોઈપણ કાર્ય એવું ન હોવું જોઈએ કે જે કાર્યથી સો વરસ પછીથી પણ ભવિષ્યની લડાઈનાં બીજ વવાય.

શ્રી ભારતન્‌ના આ દીર્ઘસૂત્રી વિચારોથી મને થોડું આશ્ચર્ય થયું પણ એમના માનવપ્રેમી વિચારો માટે થોડું માન પણ ઉપજ્યું. મેં એમને કહ્યું કે આપનું મસ્તક આકાશમાં છે અને વિચારો ઘણા ઉન્નત છે એની હું કદર કરું છું. હું આપને એક વિનંતી કરું છું કે આપ આપના પગ જમીન ઉપર રાખો તો આ જગતનું બહુ કલ્યાણ કરી શકશો. અત્યારે તો આપના પગ હવામાં અદ્ધર લટકે છે. આ વખતે તો આપણે કોઠાસૂઝથી (Common sense) કામ લેવાનો વખત છે. દેશની પરિસ્થિતિ વિકટ છે. એનો વ્યાવહારિક ઉકેલ લાવવાનો છે, જેથી એ દૃષ્ટિએ ફરીથી અમારી યોજના પર વિચાર કરજો; એટલું કહી અમે આનન્દપૂર્વક એમની રજા લીધી. તે વખતે મદ્રાસથી રાજાજી સરદારશ્રીને મળવા આવ્યા હતા, અને શ્રી. પશાભાઈ પટેલના મહેમાન બન્યા હતા, જેથી ત્યાં વધુ ના રોકાતાં અમે આણંદ પાછા આવી ગયા.

## પ્રકરણ ૫ મું.

## કામના શ્રીગણેશ મંડાયા

આગળ જણાવ્યું છે તેમ અમીન દેસાઇની કંપનીએ ટાઉન પ્લૅનિંગનું અમારૂં પ્રથમ ડોળીયું બનાવ્યું હતું. એમાં વડોદરા અને બ્રિટીશ રાજની સરહદો જ્યાં મળતી હતી ત્યાં અમે ૮૦ ફૂટનો રસ્તો રાખ્યો હતો. રસ્તાની મધ્યમાં એ સરહદને ગોઠવી હતી. સરહદ વાંકીચુંકી હોવાથી વચલો ભાગ કાચો રાખ્યો હતો જેથી સરહદના પથ્થરો સાચવી શકાય. એની બન્ને બાજુ વીસ વીસ ફૂટ પહોળા પાકા રસ્તા કરવાનો અમારો ઇરાદો હતો. અમારી જમીન ઉત્તર દક્ષિણ લાંબે પટે હતી, જ્યારે આ રસ્તો વાયવ્ય ખૂણા તરફ જતો હતો જેથી આ રસ્તો ત્રાંસો રાખીને અમારૂં ટાઉન પ્લૅનિંગ થયું હતું. ટાઉન પ્લૅનિંગમાં જમીનની વચમાં યુનિવર્સિટી ગોઠવી હતી અને આજુબાજુ રહેવાનાં મકાનો ગોઠવ્યાં હતાં.

નગર માટે અમારે વૉટર સપ્લાય અને ડ્રેનેજના એસ્ટીમેટ કરવાનાં હતાં, જેથી જમીનના કાન્ટુર (સમ તટ માપ) લેવાનાં હતાં. અત્યાર સુધીનું કામ તો અમે લગભગ વગર ખરચ કર્યે ધપાવ્યું હતું, પણ હવે તો કામની શરૂઆત કરવાનો વખત આવ્યો હતો, અને તેમાં તો એન્જીનિયરની પ્રથમ જરૂર પડતી હતી. તે વખતે ખેડા જિલ્લા લોકલ બૉર્ડની નડીઆદની ઑફીસમાં શ્રી રાવજીભાઇ દેસાઇ કામ કરતા હતા. તેમણે અમદાવાદ મ્યુનિસિપાલિટીમાં મારા હાથ નીચે કામ કરેલું હતું અને તે પત્રીસ ફૂટ નીચે ડ્રેનેજના નળ નાંખવાનું ઘણું જ જોખમ

ભરેલું કામ કર્યું હતું. તે ભાઈ બુદ્ધિશાળી, ભાવનાશાળી અને મહેનતુ હતા. સને ૧૯૪૨ની લડતમાં તે અમદાવાદ મ્યુનિસિપાલિટીમાંથી છુટા થયા હતા.

મેં એ ભાઈને ઑગસ્ટ આખરે બોલાવ્યા અને કહ્યું કે હવે ચારૂતર વિદ્યામંડળનાં કામ શરૂ થાય છે અને આશા રાખું છું કે કામની શરૂઆત કરવા માટે તમે મંડળની નોકરી સ્વીકારી લો. એમણે તુરત જ હા પાડી. નડીઆદ જઈને એમની ચાલુ નોકરી ઉપર હક્ક રાખી બે વર્ષની રજા લઈ તા. ૧લી ઑક્ટોબરે એ ચારૂતર વિદ્યામંડળમાં જોડાઈ ગયા. સાથે સાથે એમના ઓળખીતા શ્રી સોનીને ડ્રાફ્ટ્સમેન તરીકે લેતા આવ્યા. શ્રી. સોની અનુભવી, કામના ઉકેલવાળા અને હોશિયાર ડ્રાફ્ટ્સમેન હતા. અમારા સ્થળથી ચરોતર એજ્યુકેશન સોસાયટીનું મકાન ત્રણ માઇલ દૂર હતું. જ્યારે કરમસદ એક માઇલ દૂર હતું તેથી એ બન્ને ભાઈઓએ રહેવા માટે કરમસદમાં ઘર રાખ્યું. ત્યાંથી સવારમાં દહાડો ઊગતામાં જ નીકળી જતા હતા, બપોરનું ટીફીન સાથે લાવતા હતા અને સાંજે દહાડો આથમતાં કરમસદ પાછા જતા હતા.

આ વખતે લણવાનું કામ પૂર જોસમાં ચાલતું હતું. વરસાદ સારો થયેલો હોવાથી પાક સારો હતો. મજૂરોને સહેજે દોઢ રૂપિયો મજૂરી મળતી હતી. ઉપરાન્ત બપોરના રોટલા અને સાંજના પહોરની ચા મળતી હતી, જેથી સર્વે કામ કરવા માટે અમને મજૂર મેળવવાનું અશક્ય બન્યું હતું; પણ કરમસદ ગામમાં ભંગીઓની સારી વસ્તી હતી એ લોકોને એનીના કામ ઉપર કોઈ લઈ જતું નહોતું. એમને એનીના કામ માટે નહિ લઈ જવાનાં બે કારણ હતાં. એક તો ભંગીઓ સખત કામ કરવા ટેવાયલા નથી. ભંગીનું કામ એટલે ગામમાં સવારમાં બે ત્રણ કલાક ઊભા ઊભા સાવરણો ફેરવવો. કોઈ જગ્યાએ મેલું હોય તો ઉઠાવી લેવું અને સાંજના જરૂર પડે તો કલાક દોઢ કલાક આંટા મારવા. આવી રીતે તેઓ ટેવાયલા હોવાથી એની કામમાં ખેડૂતો તેમને

લઈ જતા નથી. બીજું કારણ એ છે કે ખેતી કામમાં સારામાં સારું કામ દેડ લોકો આપતા હોય છે. ખેત મજૂર તરીકે તેમને પસંદ કરવામાં આવે છે અને આ લોકો ભંગીઓ સાથે બેસીને કામ કરવા હજુ તૈયાર થયા નથી.

અમને ખબર મળી કે સર્વે કામ કરવા માટે ભંગી સિવાય બીજા કોઇ માણસો મળી શકે તેમ નથી અને ભંગીઓ બેકારી ભોગવે છે તેનાં કારણ ઉપર જણાવ્યાં છે. આ વાત જાણી અમારા કામનું મુહૂર્ત ભંગીને હાથે કરાવવાનું અમે નક્કી કર્યું અને કામ માટે જોઇતા મજૂરો તરીકે ભંગીઓને રોકવાની સૂચના આપી. શ્રી સના દલા ભંગીના હાથે અમે સર્વે કામની પ્રથમ ખૂંટી મરાવી. તેને ચાંલ્લો કર્યો, શ્રીફળ વધેર્યું અને કામની શરૂઆત કરી. સવારમાં ભાઇશ્રી રાવજીભાઈ ભંગી-વાડામાં જઈ જોઇતા માણસોને સાથે લઈ કામ પર આવતા. એક વાગ્યા સુધી સર્વેનું કામ કરતા, પેલા ભંગી મજુરોને છુટી આપી દેતા અને બપોરે જમી એ અને શ્રી સોની થયેલા કામના નકશા કાગળ ઉપર તૈયાર કરતા.

બપોરે જમવા માટે અને ડ્રૉઇંગ બોર્ડ મૂકવા માટે મકાનની જરૂર હતી જેથી એમણે એક રાયણના ઝાડનાં ડાળ કપાવી તેની ઝૂંપડી બંધાવી દીધી. છાપરા ઉપર ઝાડનાં ડાળ-પાંદડાંનો ઉપયોગ કર્યો. ઝૂંપડીની અંદર ઝાડની ડાળીઓ વડે એક માંચો બનાવ્યો, તેના ઉપર કોદરાનું પરાળ નંખાવી શેતરંજી પાથરી દીધી. આ રીતે ઝૂંપડીમાં માંચાનો ઉપયોગ ડાઇનિંગ ટેબલ અને ડ્રૉઇંગ ટેબલ તરીકે થવા લાગ્યો. માંચો મોટો હતો જેથી શ્રી રાવજીભાઇ અને શ્રી સોની માંચા ઉપર બેસીને કામ કરી શકતા હતા. ડ્રૉઇંગ બોર્ડ લેવલ અને સર્વેઇંગનો બીજો સામાન રાત્રે આ ઝૂંપડીમાં રહેતો હતો જેથી એક પાટણવાડીઆ ભાઇને ચોકીદાર તરીકે રાખી લીધો હતો. આ ભાઇ ચોકીના કામ ઉપરાન્ત પીવાના પાણીનું માટલું પણ ભરી લાવતા હતા, જે પેલી

ઝૂંપડીને એક ખૂણે ગોઠવ્યું હતું. આ રીતે સને ૧૯૪૫ના ઑક્ટોબરમાં વલ્લભ વિદ્યાનગરના કામની શરૂઆત થઈ.

આ અરસામાં ઈંટો પડાવવાના કામની પણ તૈયારી કરી હતી. એક હરિજન મુકાદમ સાથે કાચી ઈંટો પડાવવાના ભાવ નક્કી કર્યા હતા, અને દશેરાના દહાડે એમને હાથે ઈંટો પડાવવાનું મુહૂર્ત કરાવ્યું હતું. આ મુકાદમનું નામ શ્રી ભેચર કોયા હતું. વલ્લભ વિદ્યાનગરમા અત્યાર સુધીમાં વપરાયલી લગભગ બધી ઈંટો આ ભાઈની મારફત તૈયાર થએલી છે. સને ૧૯૪૮માં જ્યારે દુકાળ હતો અને જે કોઇ આવે તેને કામ આપવાની જરૂર હતી ત્યારે આ ભાઈ દરરોજ લાખ ઈંટ પાડતા હતા.

કારતક માસમાં લાભપાંચમથી ઇંટો પાડવાનું અમારૂં કામ શરૂ થવાનું હતું, જેથી ભઠ્ઠાનું કામ અમારે તાબડતોબ શરૂ કરવાનું હતું. લણવાના કામમાંથી મજુરો છૂટા થયા હતા, જેથી ભઠ્ઠો (Bull's Kiln) ખોદાવવાનું કામ અમે શરૂ કરી દીધું. સર્વે કામ ઉપરાન્ત શ્રી રાવજીભાઇ અને શ્રી સોની ભઠ્ઠાની લાઇન આઉટ આપવાનું કામ તથા ખોદાવવાનું કામ કરાવતા હતા. ખોદકામ ઉદ્ધડ માપથી આપ્યું હતું, તેથી માપ લઇ બીલ કરી તેના પૈસા ચુકવવાના હતા. આ કામ પણ શ્રી રાવજીભાઇજ કરતા હતા.

આ અરસામાં ફોર્થ–ફીફ્થ સુધી ભણેલા બે ત્રણ છોકરાઓ નોકરી માટે આવ્યા હતા તેમને કામ પર ચઢાવી દીધા હતા. તે છોકરાઓને શ્રી રાવજીભાઈએ સર્વે કરવાનું કામ શીખવાડી દીધું હતું. સાંકળ માપનાં, દૂરબીન વાંચનાં, વિગેરે સર્વેનાં સામાન્ય કામોમાં એ ત્રણ છોકરાઓ પાવરધા થઈ ગયા હતા અને દુરબીનનું ટેમ્પરરી એડજસ્ટમેન્ટ પણ તેઓ શીખી ગયા હતા. સર્વેનું કામ ઑક્ટોબર આખરમાં તો પૂરૂં થઈ ગયું હતું અને આ અરસામાં અમે વાસદ ગામમાં વૉટર વર્કસનું કામ કરવાનું હાથ ઉપર લીધું હતું.

વાસદમાં એક સભા ભરાઈ હતી. ભાઈશ્રી રાવજીભાઈ મણીભાઈ અને શ્રી નટવરલાલ દવેએ વૉટર વર્કસ માટે લોકોને સમજુતી આપી. મેં તેમને ખર્ચનો અંદાજ રૂપિયા એક લાખ ચાલીસ હજાર જણાવ્યો, તે રાત્રે ગામના આગેવાનોની એક નાની સભા મળી અને લગભગ લાખેક રૂપિયા ભેગા કરી શકાય એવી શક્યતા લાગી. તરતમાં એમણે પચાસ હજારના ચરોતર ગ્રામોદ્ધાર સહકારી મંડળના શેરો લેવાનું નક્કી કર્યું અને વાસદ ગામના વૉટર વર્કસ અંગે નકશા અને અંદાજો તૈયાર કરવાની ખબર આપી દીધી. પેલા નવા તૈયાર થએલા છોકરાઓમાંથી બે જણને અમે વાસદ ગામની સર્વે કરવા મૂકયા. એમણે ગામના રસ્તાઓનાં માપ લીધાં અને સાથે સાથે ગામનાં લેવલ પણ લઈ લીધાં. આ બધું કામ ૧૯૪૫નું વરસ પૂરું થતાં પૂરું થઈ ગયું.

હું અને ભાઈશ્રી ભીખાભાઈ મહાત્માજીને મળ્યા, પછીથી મુંબઈમાં શ્રી ભારતન્ કુમારપ્પાને મળ્યા હતા અને અમારે જે ચર્ચાઓ થઈ હતી તે સંબંધીની બધી માહિતી મુંબઈમાં 'નેશનલ હેરલ્ડ' પત્રે મેળવી હતી અને તે સંબંધે સઘળી હકીકત નવેમ્બરની શરૂઆતમાં આપી હતી. આ હકીકત વાંચીને 'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા'એ મારી મુલાકાત લેવા માટે મુંબઈથી એક ખાસ પ્રતિનિધિ મોકલ્યો હતો આણંદમાં એ પ્રતિનિધિએ મારી સાથે ચાર પાંચ કલાક સુધી ચર્ચા કરી હતી અને વાસદ જેવા નાના ગામડામાં વૉટર વર્કસ થવાનું છે, એ હકીકત સૌથી પ્રથમ ટાઈમ્સ ઑફ ઇન્ડિયામાં આવી હતી. ગુજરાતી અને અંગ્રેજી પત્રકારિત્વમાં આ એક મોટો તફાવત છે. ગુજરાતી પત્રો જ્યારે કોઈ સમાચાર મોકલે છે ત્યારે તે જો એમને છાપવા જેવા લાગે તો જ છાપે છે, જ્યારે અંગ્રેજી પત્રો સમાચારો શોધી લાવે છે. લોકોને જાણવા જેવી ચીજને સારી પેઠે મહત્વ આપે છે. આ રીતે વલ્લભ વિદ્યાનગરની યોજનાને દેશભરમાં જાણીતી કરવાનો મોટો યશ ટાઈમ્સ ઑફ ઈન્ડિયાને ફાળે જાય છે. અમારે એ પત્ર સાથે કોઈપણ જાતનો સંબંધ ન હતો અને આજે પણ નથી.

સને ૧૯૪૬ના જાન્યુઆરીની શરૂઆતમાં શ્રી જે. સી. કુમારપ્પા આણંદ આવ્યા અને ચરોતર એજ્યુકેશન સોસાયટીના અતિથિગૃહમાં બે દિવસ રહ્યા. યોજના સંબંધે બહુ વિગતવાર ચર્ચાઓ થઈ. તે વખતે ગુજરાતમાં કે ચરોતરમાં વીજ આવશે એવો કોઈને ખ્યાલ ન હતો. પણ ગામડાના ઉદ્યોગો વિજળીથી ચલાવવાની અમારી યોજના હતી. અમારી યોજનામાં આઠ દસ ગામનું એકમ કરી એક મધ્યસ્થ સ્થળે જોઈતી શક્તિવાળું ઑઇલ એન્જીન ગોઠવવું અને તેના વડે વિજળી ઉત્પન્ન કરી પેલાં આઠ દશ ગામોમાં મોકલવી; જ્યાં તે વિજળી વડે વૉટર સપ્લાય અને ડ્રેનેજના પમ્પો ચલાવવા, શીમના કુવા ઉપરના પાણીના પમ્પો ચલાવવા, ગામમાં રોશની આપવી અને ગામના ગૃહ અને ગ્રામ ઉદ્યોગો માટેનાં યંત્રો ચલાવવા માટે વિજળી આપવી.

શ્રી કુમારપ્પાને વિજળીથી ચાલતાં નાનાં યંત્રો સામે વાંધો ન હતો પણ વિજળી ઉત્પન્ન કરવા માટે જે ઑઇલ એન્જીન ચલાવવાં પડે તે ચલાવવા માટેનું મીટીતેલ (crude oil)તો પરદેશમાંથી જ આવે એ સામે એમને ખાસ વાંધો હતો. આપણે ઉદ્યોગોને માટે જોઈતી મૂળભૂત ચીજ માટે જો પરદેશો ઉપર આધાર રાખવો પડે તો વહેલે મોડે એ લડાઈનું કારણ બનવાનું છે. માટે ક્રુડ ઑઇલ ઉપર ચાલતા કોઈપણ યંત્ર ઉપર આપણી યોજનાનો આધાર ન હોવો જોઈએ. મારો જવાબ એ હતો કે આપણા દેશમાં કુદરતે અનેક સ્થળે ગિરિમાળાઓ સરજી છે. આ ગિરિમાળાઓમાં મોટાં મોટાં સરોવરો બાંધી વરસાદનું પાણી સંઘરી તેમાંથી વિજળી ઉત્પન્ન કરવાનું કામ મોટા પાયા ઉપર થઈ શકે એમ છે. આપણા દેશમાં વિજળી ઉત્પન્ન કરવાની જે શક્યતાઓ પડેલી છે તેના ફક્ત એક જ ટકાનો આપણે ઉપયોગ કરેલો છે. જ્યારે આપણે ગિરિમાળા આડા બંધ બાંધી વિજળી ઉત્પન્ન કરીશું ત્યારે ઑઇલ એન્જીનોની જરૂર નહિ પડે અને પરદેશથી આપણે તે કામ માટે ક્રુડ ઑઇલ પણ મંગાવવું નહિ પડે. ત્યાં સુધી તો આપણને બેસી રહ્યે પાલવે તેમ નથી.

શ્રી. કુમારપ્પાને ગળે આ દલીલ ઉતરી નહિ. શ્રી. ભારતનની પેઠે તેઓ પણ બીજા વિશ્વયુદ્ધનાં પરિણામોથી ત્રાસી ગએલા હતા, જેથી જ્યાં યુદ્ધની સંભાવના દેખાય ત્યાં તેઓ ત્રાસ અનુભવતા હતા. મારી તો એક જ દલીલ હતી કે અત્યારે ગામડાં શહેરોની ગુલામીમાં સપડાઇ ગયેલાં છે, ગામડાંની દુર્દશાનો પાર નથી, તે વખતે ધર્મ–અધર્મના સુક્ષ્મ ભેદોમાં અટવાઇ જવાનું દેશને પરવડે એમ નથી. અમારે તો ગામડાંના પરાવલંબીપણાનો શીઘ્ર ઉકલ જોઇએ છીએ અને એવું કંઈ આપની પાસે હોય તો બતાવો! અને છેવટે આપને ખોટું ના લાગે તો એક વાત કહી દઉં કે પરદેશી ક્રુડઓઇલથી ચાલતાં એન્જીનો લડાઇનાં બી વાવે છે માટે એ ના વાપરવાં એ કહેવાનો આપને અધિકાર નથી. તેમણે પૂછ્યું કેમ? મેં કહ્યું, આપ મોટરમાં ફરો છો એ મોટર ચલાવનારૂં પેટ્રોલ પરદેશથી આવે છે. જે દિવસે આપ પેટ્રોલથી ચાલતી મોટરમાં બેસવાનું બંધ કરી ફક્ત પગે ચાલતા થશો ત્યારે જ ધર્મ–અધર્મના આવા સુક્ષ્મ ભેદો સમજાવવાના અધિકાર આપને પ્રાપ્ત થશે. આનો જવાબ તો તેમની પાસે ન હતો.

શ્રી. ભારતનની પેઠે એમને પણ લાગ્યું હતું કે અમારી યોજનાથી માલનું ખૂબ ઉત્પાદન વધી જશે અને તેમને આપેલા જવાબ આમને પણ આપ્યા હતા. બન્ને ભાઇઓએ મહાત્માજીને એમના રીપોર્ટો કર્યા અને જેની એકએક નકલ મને મોકલાવી આપી. આ મળ્યા પછી મહાત્માજીનો જવાબ આવ્યો કે તમે શ્રી. કુમારપ્પાભાઇઓને તો ઠીક સમજાવી દીધા, પણ મને સમજાવવું એટલું સહેલું નથી! એમ ટકોર કરીને એમણે ખેતીમાં ટ્રેક્ટર વાપરવા સંબંધે ના-પસંદગી બતાવેલી. જો કે ટ્રેક્ટર વાપરવુ એ અમારી યોજનાનો મુખ્ય ભાગ ન હતો. પછીથી એકાદ બે પત્રો લખાયા અને ફેબ્રુઆરી આખરે મને મહાત્માજીના આશિર્વાદ મળ્યા. સરદારશ્રીને બધા જરૂરી કાગળોની નકલો મોકલાવી આપી હતી, અને અમે જે જે પ્રવૃત્તિઓ કરતા હતા તેની હકીકત લગભગ દર અઠવાડિયે સરદારશ્રી તરફ જતી હતી.

ટાઇમ્સ ઑફ ઇન્ડિયાનો એક પ્રતિનિધિ સરદારશ્રીને મળ્યો હતો અને એમને વિનંતિ કરી હતી કે એ જ્યારે વિદ્યાનગરનાં કામ જોવા આણંદ જાય ત્યારે ટાઇમ્સ ઑફ ઇન્ડિયાને ખબર આપવી. ટાઇમ્સ ઑફ ઇન્ડિયાએ એક ઘણા જ બાહોશ માણસને સરદારશ્રી સાથે મોકલવાની તૈયારી રાખી હતી. અત્યાર સુધીમાં શ્રી. ઇન્દુલાલે પાડેલું નામ વિદ્યાનગર જનસમાજમાં જાણીતું થઈ ગયું હતું. સરદારશ્રીએ જાન્યુઆરીમાં મને એક પત્ર લખ્યો હતો કે ટાઇમ્સ ઑફ ઇન્ડિયાનો એક પ્રતિનિધિ એમને મળી ગયો હતો અને એમની સાથે વિદ્યાનગર આવવાની ઇચ્છા દર્શાવી હતી. જેથી તેઓ વિદ્યાનગર ક્યારે આવે, એ સંબંધે મને ક્યારે અનુકૂળતા આવશે એમ પુછાવ્યું હતું. મેં જવાબ આપ્યો હતો કે અત્યારે તો આપને બતાવવા જેવું કંઇ જ કામ થયું નથી. જુદી જુદી યોજનાઓના નકશાઓનું કામ ચાલે છે, ઈંટો માટે ભઠ્ઠો ખોદાય છે અને કાચી ઈંટો પાડવાનું કામ શરૂ થયું છે. આપ જો માર્ચ માસમાં આવો તો ઈંટોના ભઠ્ઠાનું કામ ચાલતું થયેલું દેખાય. આપના આવવાથી હજારો લોકો ભેગા થવાના જેથી યોજનાનો પ્રચાર પણ સારી રીતે થાય અને કંઇ કામ થતું દેખે તો એમને પૈસા આપવાનું કંઇક મન થાય. માટે માર્ચમાં આવે તો ઠીક. એમનો જવાબ આવી ગયો હતો કે હું જરૂર માર્ચમાં આવીશ.

આ વખતે બજારમાં કોઇપણ જાતનો માલસામાન સીધેસીધો મળતો ન હતો. ચીજોના ભાવ વધી રહ્યા હતા અને જે ચીજો ઉપર અંકુશ આવતો હતો તે ચીજો સંતાઇ જતી હતી. એન્જનો અને યંત્રો ઉપર અંકુશો આવી ગયેલા હતા, પણ અંકુશિત ભાવે કોઇપણ યંત્ર મેળવવું એ લગભગ અશક્ય હતું. સારે નસીબે અમને બે મોટર લૉરીની પરવાનગી મળી અને પચીસ હજારના ખર્ચે બે ડૉજ લૉરી મિલિટરી ડીસ્પોઝલમાંની ખરીદ કરી. વાસિન્દાઓ અને પાસેનાં છોટાઉદેપુરથી થયુ વેમનો મળ્યાં અને સ્થળ ઉપર કામચલાઉ સૂંપડાં

બાંધવા માટે અમને આ રીતે માલસામાન મળી ગયો. સીમેન્ટનો કન્ટ્રોલ આ વખને નીકળી ગયો હતો જેથી અમે બસો ટન સીમેન્ટનો ઓર્ડર આપ્યો અને એસોસીએટેડ સીમેન્ટ કંપનીને લખ્યું કે અમે આર્ટ્સ એન્ડ સાયન્સ કૉલેજ બાંધવા માગીએ છીએ; અને એમાં વિઠ્ઠલભાઈ પટેલનું સ્મારક કરવા માટે એમનું નામ આપવાના છીએ, જેથી આપ અમને થોડો સીમેન્ટ દાન તરીકે આપશો તો મોટી મહેરબાની થશે.

એ. સી. સી. કંપનીના ડાયરેક્ટરોએ અમારા પત્રના જવાબ રૂપે અમને સો ટન સીમેન્ટ દાનમાં આપ્યો. આ રીતે અમારી પાસે ૭ હજાર થેલી સીમેન્ટ આવી ગયો. આ બધો સીમેન્ટ પાલાના ઝૂંપડામાં જમીન ઉપર ઈંટો પાથરીને ગોઠવી દીધો. અમે સીમેન્ટના પતરાં માટે દસ વેગનનો ઑર્ડર આપ્યો હતો. અમારી જમીનમાં ઘણા ઊંડા રસ્તા પડી ગએલા હતા. એક જગાએ તો લગભગ હજાર ફૂટ લંબાઈમાં રસ્તાની ઊંડાઈ ૧૮ ફૂટ હતી. બન્ને બાજુએ કોતરો પડી ગયાં હતાં અને આ કોતરો બન્ને બાજુ દોઢસો ફૂટ લંબાયાં હતાં. આ જમીન સરખી કરવા માટે અમારે એક બુલડોઝરની જરૂર હતી, જે ખરીદવા માટે અમે ત્રીસ હજાર રૂપિયા ડીપોઝીટના ભરી દીધા હતા આ બુલડોઝર ન મળી શકવાથી અમે દોઢ વરસ પછી એ રકમ કંપની પાસેથી વગર વ્યાજે પાછી લીધી હતી. યંત્રો મેળવવામાં કેટલી મુશ્કેલી પડતી હતી તે માટે આ દાખલો આપ્યો છે.

ઑઇલ એન્જીનની તો અમારે ઘણી જરૂર હતી પણ તે કાળે તે મેળવવું તો અશક્ય હતું. ઑઇલ એન્જીનોની કિંમત ત્રણસો ટકા જેટલી વધી ગઈ હતી. મુંબઈને બારે એન્જીન ઉતરતાંજ તેઓ કાળાબજારે વેચાઈ જતાં હતાં. કાગળ ઉપર કાયદા પ્રમાણે બધી વ્યવસ્થા થતી હતી; પણ વાપરનાર ધણીને તે કોઈ દિવસ સીધાં મળતાં ન હતાં. કોઈને જો સીધે-સીધું અંકુશિત ભાવે મળે તો તે માણસ બહુ ભાગ્યશાળી ગણાતો.

તાંબા પીત્તળનાં વાસણ અને ચાના પ્યાલા રકાબીઓની પણ આજ સ્થિતિ હતી. બજારમાં તે કોઈપણ દુકાનમાં દેખાતાં ન હતાં. જાન્યુઆરી અને ફેબ્રુઆરી માસમાં અમે આણંદ અને નડિયાદમાં વાસણો ખરીદવા પ્રયત્નો કર્યા પણ તે અમને કોઈ સ્થળે ન મળ્યાં. ઇંટોના ભઠ્ઠાનું કામ ચાલુ થઈ ગયું હતું, અમારે સ્થળ ઉપર રહેવા જવું હતું અને રસોડું ખોલવું હતું, માટે વાસણની જરૂર પડી હતી.

છેવટે અમે શ્રી રાવજીભાઈ દેસાઈને વાસણ ખરીદવા નડિયાદ મોકલ્યા. એમનો પગાર રોજના દસ રૂપિયા હતો પણ નડિયાદ શહેર એમનું વતન હોવાથી એ ગમે તે ઓળખીતા પાસેથી વાસણ મેળવી શકે એટલા માટે અમે એમને મોકલ્યા હતા. એમણે એક બે દિવસમાં થોડાંક વાસણ મેળવ્યાં અને તે લઈ આણંદ પાછા આવ્યા. બાકીનાં ખુટતાં વાસણ ભાઈશ્રી ભીખાભાઈ કરમસદ જઈ પોતાના ઘરમાંથી લઈ આવ્યા. આ રીતે સ્વતંત્ર રસોડું ખોલવાનો અમારો સરંજામ ભેગો થયો. ચાના પ્યાલા રકાબીઓ કે કીટલીઓ તો આ રીતે પણ ન મળી અને પ્રથમના છ મહિના સુધી તો ચા પીવા માટે અમારે પીત્તળની વાડકીઓનો ઉપયોગ કરવો પડતો હતો. કોઇ મહેમાન આવ્યા હોય તેમને પણ અમે વાડકીમાં ચા આપતા હતા.

સ્થળ ઉપર આવવા માટે એક બીજી પણ મુશ્કેલી હતી. અમારું કામ કરવાનું સ્થળ કરમસદની સીમમાં હતું; અમારાં રહેવાનાં ઝૂંપડાં પણ કરમસદની સીમમાં બંધાયાં હતાં. પણ કરમસદમાં રેશનીંગમાં ઘઉં ચોખા મળતા ન હતા, જ્યારે ખાંડ માણસ દીઠ મહિને દોઢ પાશેર મળતી હતી. આણંદના રેશનીંગમાં પ્રમાણમાં ઘઉં ચોખા ઠીક ઠીક મળતા હતા, જ્યારે ખાંડ દર મહિને માણસ દીઠ દોઢ શેર મળતી હતી. જેથી અમે અમારું રસોડું આણંદની હદમાં એક કૂવાવાળા ખેતરમાં બાંધ્યું હતું. એ ખેતરમાં ઘણું સારું આંબાવાડીયું હતું જેથી સ્થળ દરેક રીતે લાયક હતું. ખેતરના માલિકે વગર ભાડે જમીન આપી હતી.

જમીનના ઉપયોગ માટે વખતની પણ કોઈ હદ ન હતી. આખું ખેતર અને કૂવો અમને વાપરવા માટે સોંપી દીધાં હતાં. અમારૂં રસોડું, નોકરોની ઓરડીઓ અને ડ્રાઇવરોને રહેવાનાં મકાનો તથા જમવાનો ઓરડો એટલાં અમે વાંસ, વળીઓ અને પાલાથી બાંધ્યાં હતાં, જેથી અમને આણંદનું રેશનીંગ મળતું હતું, પણ આ સ્થળ અમારા કામના સ્થળથી અરધો માઈલ દુર હતું

ફેબ્રુઆરી આખર સુધીમાં અમારાં આ કામચલાઉ ઝૂંપડાં બંધાઈ ગયાં હતાં અને તા. ૩૭ માર્ચે ૧૯૪૬ના દિવસે હું અને ભાઇશ્રી ભીખાભાઈ ચરોતર એજ્યુકેશન સોસાયટીના અતિથિગૃહમાંથી અમારો મુકામ ઉઠાવી પ્રભુનું નામ લઇને વિદ્યાનગરમાં રહેવા આવ્યા. અમારી ઝૂંપડીમાં નીચે ધૂળ હતી, ત્યાં પાણી છંટાવતા હતા. રૂમમાં બન્નેના બે ખાટલા ગોઠવાયા હતા. વચમાં એક ડાઇનિંગ ટેબલ હતું. જમ્યા પછીથી લખવા માટે પણ એનો ઉપયોગ કરતા હતા. બે કપડાંની આરામ ખુરશીઓ હતી. જમવાની ખુરસીઓની જગ્યાએ ખાટલાઓનો ઉપયોગ કરતા હતા. આ રહેવાની ઓરડી સાથે સીમેન્ટ ભરવાનો પાલાંનો ઓરડો બાંધ્યો હતો. તેનું દ્વાર અમારી ઓરડીમાંજ પડતું હતું, એટલે અમારી જાણ બહાર સીમેન્ટની એકપણ થેલી બહાર જાય તેમ નહોતું. અમારી રહેવાની ઓરડીની બીજી બાજુ પાલાંની એક ઓરડી બાંધી હતી, જેમાં અમારા એન્જીનિયરની ઓફીસ હતી. નકશા બનાવવાનું કામ ચાલતું હતું. સર્વેઈંગ અને લેવલિંગના બધાં હથિયારો અને અમારી શિલક પણ ત્યાંજ રહેતી હતી. એ ઓરડામાં પેસવાનું બારણું પણ અમારી ઓરડીમાં પડતું હતું. પાલાની ભીંતો અને પાલાનું છાપરૂં હોવાથી વગર બારીબારણે પુરતું અજવાળું આવતું હતું અને સહન થાય તેથી પણ વધારે લુના ઝપાટા આવતા હતા. વગર બારીબારણે હવા આવવા માટે પૂરતાં કાણાં હતાં.

માર્ચની ૧૮મી તારીખે અમારા ભઠ્ઠામાંથી ઈંટો નીકળવી શરૂ થઈ. એ વખતે આણંદમાં હજાર ઈંટના રૂપિયા પીસતાલીસ ભાવ હતો.

અમે આણંદ પહોંચની ચોવીસ રૂપિયે ઈંટો આપવાની શરૂઆત કરી. આણંદના ઈંટો પાડનાર કરતાં અમારે ત્રણ માઇલની લાંબી વાહતુક (ખેંચામણ) હતી છતાં પણ અમે આટલી સસ્તી ઈંટો આપી શકતા; કારણ ભાગ્યમાં જ્યમેલાં કાળાં બજાર તોડવાનો આ એક જ રસ્તો હતો. અમે ઈંટો વેચવાનું જાહેર કર્યું કે તુરત જ લોકોએ એમની જરૂરિયાત પ્રમાણે માગણી નોંધાવી અને તેની કિંમતના પૈસા આગળથી ભરી દીધા. આ રીતે અમારી ઈંટો આણંદ, મોગરી, બાકરોલ અને કરમસદ એ ચારે ગામોમાં જવા લાગી. સાથે સાથે અમારાં મકાનોનું કામ પણ ઝપાટાબંધ શરૂ થયું.

હજુ સુધી ચુનો પાડવા માટે ચુનાના પથ્થર લાવવા બહારથી વેગનો મળતાં ન હતાં, જેથી અમે વાલવોડથી મરડીયા લાવવાનું નક્કી કર્યું. વાલવોડ વિદ્યાનગરથી ચોવીસ માઇલ દૂર હતું. વચ્ચે ખરાબ રસ્તા હતા અને મહીસાગરની ભેખડોમાંથી ખોદેલો મરડીયો દોઢ માઇલ છેટેથી ગધેડાં મારફત વાલવોડમાં લાવવાનો હતો. પેટ્રોલનું કડક રેશનીંગ હતું છતાંય દાહોદથી વેગનો ન મળવાથી વાલવોડથી મરડીઓ લાવવાનું પસંદ કર્યું. અમારી ટ્રકો મારફત એપ્રિલ માસમાં મરડીઓ લાવવાની તજવીજ કરી. શરૂઆતમાં ચુનો પકવવા દસ ગજના ભઠ્ઠા બાંધ્યા. વાસદથી ટ્રકો મારફત ચુનો લાવવાનું મોંઘું પડતું હતું, જેથી અમે અમારી સ્વતંત્ર વ્યવસ્થા કરી લીધી.

કાચી ઈંટો પાડવા માટે પાણીની જરૂર હતી. અમારા ભઠ્ઠાથી ૭ ફર્લાંગ દૂર શ્રી મોતીભાઇને કૂવે પમ્પ ચાલતો હતો, એ પમ્પનું પાણી અમુક અંતર સુધી તો પાઇપમાં આવતું હતું અને જ્યાં પાઇપો પૂરી થઇ ત્યાંથી ઢાળીઓ કરી અમે મોગરીથી બાકરોલ જવાની નેળ સુધી લાવ્યા. નેળ લગભગ સાત આઠ ફૂટ ઊંડી હતી જેથી ત્યાં કોઠા કરીને નેળની બીજી બાજુ અમે અમારા ભઠ્ઠાવાળા ખેતરમાં પાણી લાવી શક્યા. પણ આ બધા ખટાટોપમાં પાણીનું લેવલ અમારે જોઇએ તેથી ત્રણ

ફૂટ નીચું ગયું, જેથી ત્યાં અમે એક ખાડો ખોદી નાખ્યો. આ રીતે પમ્પનું પાણી અમારા ખેતરમાં કરેલા ખાડામાં આવવા લાગ્યું. આ પાણી ખાડામાંથી ઉલેચી પાંચ ફૂટની ઉંચાઇએ કરેલા બીજા ખાડામાં રેડવા માંડયું અને ત્યાંથી ઢાળીઆ વાટે ઈંટો પાડનાર પાટલાવાળાને આપવાની ગોઠવણ કરી.

નેળમાં જે કોઠા કર્યા તે કોઠા કરવા માટે અમે બાકરોલથી કડીઆ બોલાવ્યા હતા. ગામડાંઓના કડીઆ અગીઆર વાગે કામ ઉપર આવે, બે વાગે આરામ કરે, ત્રણ વાગે કામ શરૂ કરી સાડા પાંચ વાગતામાં તો ઘર તરફ ચાલવા માંડે. ઈંટો આંગળીઓએ બચ્ચાં ભરતી હોય તેમ બહુ સાવચેતીથી ધીમે ધીમે ઈંટ પકડે અને હળવે રહીને ઈંટને દુઃખ ના થાય તેમ ઈંટને થર ઉપર મૂકે. શ્રી રાવજીભાઇ એન્જીનિયર તો કામકરંદા માણસ હતા. તેમને આવી રીતનું કામ તો કેમ પરવડે! એએક દિવસ તો ખૂબ ખટખટ ચાલી. ત્રીજે દિવસે કડીઆ કામ પર ન આવ્યા. શ્રી રાવજીભાઇ આથી ગભરાય તેમ ન હતા. એ, એમના ડ્રાફ્ટ્સમેન શ્રી સોની તથા પેલા ત્રણ જુવાન છોકરાઓ એમ પાંચે જણ ભેગા થઇ કડીઆનું કામ કરવા લાગ્યા અને કોઠાનાં કામ પૂરાં કર્યાં. આ બનાવ પછીથી અમારે ત્યાં કડીઆઓ પણ આઠ કલાક કામ કરે છે.

માર્ચ મહિનામાં સરદારશ્રીની આવવાની વાટ અમે જોઇ રહ્યા હતા, તે અરસામાં એમનો પત્ર આવ્યો કે મુંબઇના નેવીમાં આરમારી સૈનિકોએ બળવો પોકાર્યો છે. બધું આરમાર અને દારૂગોળો આ સૈનિકોના કબજામાં છે. સરકાર અને આ આરમારી સૈનિકો વચ્ચે યુદ્ધની તૈયારીઓ થઇ રહી છે, એમનું સમાધાન કરાવવામાં હું રોકાયલો છું: જેથી મારાથી હમણાં ત્યાં નહિ અવાય, પણ હું મે મહિનામાં ત્યાં આવીશ. સરદારશ્રી સહેજ મોડા આવે એ તો અમને રૂચતું જ હતું. કારણ ત્યાં સુધીમાં કંઇક વધારે કામો શરૂ કરવાની અમારી ઉમેદ હતી. મે મહિનામાં હિન્દુસ્થાનમાં ક્રીપ્સમિશન આવી ગયું હતું, જેથી

સરદારશ્રીનો બીજો પત્ર આવ્યો હતો કે હમણાં હું દિલ્હી જાઉં છું; જેથી ત્યાં આવવાનું આગળ ઉપર જોઇ લેવાશે.

ઈંટો પકાવવા માટે અમે પાણીની જેમતેમ વ્યવસ્થા કરી હતી, પણ પાણીની કાયમની સગવડો તો અમારે કરવાની હતી. અમે અમારાં રહેવાનાં ઝૂંપડાં ચાર બેટા ઉપર બાંધ્યાં હતાં. ત્યાં વટેમાર્ગુઓને પાણી પીવા માટે કરમસદના પટેલ લલ્લુભાઈ શ્રીકમભાઈએ એક કૂઈ બંધાવી હતી. આ કૂઈમાં અમે ત્યાં રહેવા આવ્યા ત્યારે એકાદ ફૂટ પાણી હતું, જેથી અમે કૂઈને ઊંડી કરવાનું કામ શરૂ કર્યું. ગાળકચરો કાઢી નાખ્યો. કૂઈનું ચક્કર દેખાયું, પણ પાણી ના વધ્યું. ભગવાનનું નામ લઈને અમે નીચે ખોદવા માંડ્યું. આમાં જોખમ હતું જ, કૂઈ સાંકડી હોવાથી અંદર બીજી કુંડી ઉતારાય તેમ ન હતું, પણ ચક્કર સખત મરડવળા ઉપર મુકાયલું હોવાથી, કૂઈની વચમાં ખાડો કરવાની અમે હિંમત કરી હતી.

પાંચેક ફૂટ ઉંડો ખાડો ખોદ્યો. છેલ્લે છેલ્લે તો ખાડો ખોદનારા ડરતા હતા. કદાચ કૂઈ બેસી જાય અને કામ કરનારા માણસો દટાઈ જાય. અમારા મોટર ડ્રાઈવર શ્રી સનાભાઈ બુદ્ધિશાળી અને હિંમતવાળા માણસ હતા. કામ કરનારને હિંમત આપવા એ પોતે જાતે કૂઈમાં ઉતરતા અને કામ પણ કરવા લાગતા. એમની હાજરીથી અંદર ઉતરેલા માણસોને ધીરજ રહેતી. અંદર ખોદવાનું કામ અને પાંટાં ભરવાનું કામ બે માણસો કરતા, ત્યારે ચાર માણસો પાંટાં ખેંચતા. ખેંચનારા માણસો બધા પાણી આવતું ન હતું તેથી નિરાશ થતા હતા. હવે વધારે ઊંડે જવામાં ભારે જોખમ હતું, જેથી શ્રી સનાભાઈએ કૂઈમાં એક ત્રણ ઈંચીયા પાઈપ ઉતારી અને એ પાઈપ વડે કૂઈના કેન્દ્રમાં છેદ પાડવા માંડ્યો. પાઈપ એકાદ ફૂટ ઊંડી જતાં જ પાણીનો ધોધ છૂટ્યો. બધા માણસો બહાર નીકળી ગયા. બધાંના આનન્દનો પાર ના રહ્યો.

કૂઈ ગાળવાનું કામ શરૂ કરતા પહેલાં ભારે સીફારસથી અમદાવાદમાંથી દસ હોર્સ પાવરનું એક લક્ષ્મી એન્જીન રૂપિયા છત્રીસોમાં અમે એન્જીન

બનાવનાર પંચાલ શેઠ પાસેથી મેળવ્યું હતું. બીજે સ્થળેથી સેન્ટ્રીફ્યુગલ પમ્પ પણ ખરીદ્યો હતો. મોંમાગ્યા દામ આપીને પાઇપો પણ અમદાવાદથી આણી હતી. કૂઈમાં પાણી થતાં જ અમે એન્જીન-પમ્પ ગોઠવી દીધાં. કૂઈ ઉપર પાણીની એક ટાંકી બાંધી અને જતાં આવતાં ઢોરને પાણી પીવા એક હવાડો પણ બાંધ્યો. વગર બોરીંગે અમારી કૂઇએ કલાકના આઠ દસ હજાર ગેલન પાણી આપવા માંડ્યું અને તત્પૂરતો અમારો પાણીનો પ્રશ્ન ઉકલી ગયો.

આગળ જણાવ્યું તેમ તા. ૩જી માર્ચે મેં અને ભાઈશ્રી ભીખાભાઇએ અમારા આ નવા વિદ્યાનગરમાં વાસ કર્યો. વસ્તીમાં હું, ભાઇશ્રી ભીખાભાઈ અને અમારો ચોકીદાર શંકર. અમારૂં પીવાનું પાણી શંકર ભરી લાવે, હૂકા માટે દેવતા તૈયાર રાખે અને વારેઘડીએ જરૂર પડે તેમ હૂકો ભરી આપે. શંકરની ફરજ એટલે ચોવીસ કલાકની ફરજ હતી. ચોરીનો ખાસ કંઈ ડર ન હતો; એટલે રાત્રે અમે અહીં નિરાંતે ઉંઘતા હતા. અમે ત્યાં રહેવા આવ્યા તે પહેલાં એક અઠવાડિયા અગાઉ અમારા પાડોશના ખેતરનો માલિક આણંદથી કરમસદ જતાં લૂટાયો હતો. અમારૂં ઈંટો પાડવાનું કારખાનું હતું ત્યાંથી ત્રણસો ફૂટ દૂર જ એને ખંખેરી લીધો હતો; પણ અમે ત્યાં રહેવા આવ્યા ત્યાર પછીથી લૂટનો કોઈ બનાવ બન્યો નથી. લૂટમાં રોકાયલા બધા માણસો અમારા કામ ઉપર રોકાઈ ગયા હતા. ખેતીનુ કામ પૂરૂં થયા પછીથી એમને સતત કામ મળવા માંડ્યુ જેથી લૂટફાટ હવે તો સદંતર બંધ થઈ ગએલી છે.

તા. ૧૦મી માર્ચે જયપુર રાજ્યના પચાસેક મજુરોનું ટોળુ લઇને એક રૂડાજી નામનો મુકાદમ અમારી પાસે આવી પહોંચ્યો. એણે વિદ્યાનગરમાં મોટી કોલેજો બંધાય છે એવી વાત સાંભળેલી. ઘણા વરસ સુધી અહીં કામ મળશે એ આશાએ એ આવ્યો હતો. અમને આશ્ચર્ય થયું કે હજી કામની શરૂઆત થઈ નથી, અમારાં કામ શરૂ થયાં એની ખબર ગુજરાતના ભણેલાને પડી નથી, તો આ અભણ મજુરો સુધી

આ વાત શી રીતે પહોંચી ગઈ? અમારા છાપરાની સામે રસ્તાની બીજી બાજુ રૂડાજીએ એને માટે અને એના મજુરો માટે વાંસના પાલાની બે શેરીઓ બનાવી દીધી. પછીથી જ્યારે પાકી ઈંટો નીકળતી ગઈ ત્યારે એ લોકોએ પોતાના હાથે ઈંટ પર ઈંટ મુકી છૂટી ઈંટો ગોઠવીને જોડતી ભીંતો કરી અને વધારે ઢાળ આપી પાલાનાં છાપરાં કર્યાં. તે જમાનામાં છાપરા માટે પતરાં તો મળતાંજ ન હતાં. હજી પણ આ રૂડાજીની ટોળી અમારી પાસે કામ કરે છે.

રૂડાજી આવ્યો ત્યારથી સંસ્થાના કામ માટે ચાલીસ ટકા ઓછા લે છે. બહાર બીજાં કામ જ્યારે ચાલતાં હોય છે ત્યારે રૂડાજીને બહારનાં કામ કરવાની છૂટ હોવાથી તે કરી આવે છે. બહાર કોઈપણ જાતનું કામ ન હોય ત્યારે અમારાં કામ તો હોય છે, જેથી એને વરસભર કામ મળી રહે છે. અમારે ત્યાં રહેવાની, દિવાબત્તીની અને પાણીની સગવડ મફત મળી છે, તથા મજુરોનાં છોકરાંને ભણવાની પણ સગવડ થઈ છે; જેથી બધા સંતોષથી કામ કરે છે. નવ વર્ષ સતત કામ મળેલુ હોવાથી રૂડાજીએ બે પૈસા પેદા કર્યા છે અને આજે તે પોતાની મોટરસાયકલ રાખીને દૂરદૂરના કામના કોન્ટ્રાક્ટ લઈ શકે છે. હવે તો તે વિદ્યાનગરમાં કાયમનો બંગલો બાંધીને રહેનાર છે. Enlightened self interestનો આ પણ એક નમુનો છે. જમીન પણ આ રીતે મળી હતી.

રૂડાજીના આવવાથી એક બીજો લાભ પણ થયો. ગુજરાતમાં આખી પ્રજા વેપારી થઈ ગએલી છે. ગુજરાતમાં વેપારીની વ્યાખ્યા એ બની છે કે ઓછામાં ઓછું આપવું અને વધારેમાં વધારે લેવું. ગુજરાતના જીવનના અને ધંધાના એકેએક ક્ષેત્રમાં આવી વેપારી વૃત્તિએ પ્રવેશ કરેલો છે. આમાં શ્રમજીવીઓ અને બુદ્ધિજીવીઓ પણ અપવાદરૂપ નથી. કામ ઉપર જેટલું બને તેટલું મોડા આવવું, અને કામ ઉપર આવ્યા પછીથી કામના વખતને ગમે તેટલો બગાડવો એ આપણી ખાસિયત થએલી છે. રૂડાજી અને તેના મજુર ઘણા જ નિયમિત કામ ઉપર આવતા

અને પ્રમાણિકપણે સખત મહેનત કરતા. એને પરિણામે ગુજરાતના જે જે મજુર આવતા ગયા તે રૂકાજીના મજુરોની પેઠે આસ્તે આસ્તે પ્રમાણિકપણે કામ કરવા માટે ટેવાતા ગયા. આની અસર કડીઆ સુથારો ઉપર પણ પડી અને મજુરો ઉપર દેખરેખ રાખનારા કામદારો ઉપર પણ પડી. સંસ્થાના કામની કાર્યક્ષમતા વધી અને ખર્ચ ઘટ્યું.

કાગળ ઉપર તો અમને સારી જેવી રકમનાં વચન મળી ગયાં હતાં. એમાંની ઘણીખરી રકમ તમાકુના વેપારીઓ પાસેથી મળવાની હતી; પણ એજ અરસામાં ચીન ઘણી મોટી રકમની તમાકુ ખરીદનાર છે એવી જાતની વાતોથી અમને મદદ કરનાર મિત્રોએ તમાકુનો ઘણો મોટો સોદો ઉંચા ભાવે કરી મૂકેલો અને પછીથી ચીનની ખરીદી ન આવવાથી અમારા મિત્રમંડળને રૂપિયા છત્રીસ લાખની ખોટ આવી, જેથી એમની પાસે તાત્કાલિક ઉઘરાણી કરવાનું અમને ઠીક ન લાગ્યું. જોકે પાછળથી એ બધા મિત્રોએ લખાવેલી રકમ ઉપરાન્ત પણ અમને ઘણી વધારે મદદ કરેલી.

આ કારણથી સને ૧૯૪૬ના એપ્રિલ માસમાં અમારે નાણાંભીડ ઊભી થઈ. એક બાજુ ઇંટ ચુનાના ભઠ્ઠાનાં કામ ચાલુ હતાં. દરરોજ પચીસથી ત્રીસ હજાર ઈંટો બનતી હતી, ચુનાના દસ ભઠ્ઠાનું કામ ચાલતું હતું, પાણી માટે એન્જીન પંપની ખરીદી થઇ ગઇ હતી, સીમેન્ટ આવતો થયો હતો, વર્કશૉપની તૈયારી ચાલતી હતી અને ચોમાસામાં અમારે અને સ્ટાફને રહેવા માટે બસો ફૂટ લાંબું અને બત્રીસ ફૂટ પહોળું એક મકાન પણ બંધાઇ રહ્યું હતું. કામ ઉપર તો હું અને ભાઇશ્રી ભીખાભાઈ બેજ જણ રહેતા હતા. ઇજનેરી સ્ટાફ બધો કરમસદ રહેતો હતો. ડ્રાઈવરો અને રસોડાના નોકરો આણંદની સીમમાં જ્યાં રસોડું બનાવ્યું હતું ત્યાં રહેતા હતા. ભાઈશ્રી ભીખાભાઈ પત્રવ્યવહારનું કામ કરતા હતા, નામું લખવાનું હું સંભાળતો હતો; પણ પૈસાની ભીડ ઉભી થઈ એટલે ભાઇશ્રી ભીખાભાઇએ મુંબઇ જવું એમ અમે નક્કી કર્યું.

તા. ૯મી એપ્રિલે ભાઈશ્રી ભીખાભાઈ મુંબઈ જવા ઉપડયા અને એપ્રિલ આખરે સારી એવી રકમ લઈને પાછા આવ્યા; તથા તિજોરીના બનાવનાર વેપારીએ એક તિજોરી ભેટ આપેલી તે પણ લેતા આવ્યા. આ બે અઢી અઠવાડિયા સુધી કામ ઉપર વસ્તીમાં અમારા મુકામ ઉપર હું એકલો જ હતો અને બહાર ચોકીદાર હતો. પત્રવ્યવહારનું અને હિસાબનું કામ મારે સંભાળી લેવું પડ્યું હતું.

મે માસ બેસી ગયો, આકાશમાં વાદળાં દેખાવા માંડ્યાં, હજુ સુધી અમને પતરાં મળ્યાં ન હતાં. અમારી પાસે છ હજાર થેલી સીમેન્ટ તો હતો અને તે વરસાદમાં બગડે નહિ તે જોવાનું હતું. એન્જીન રૂમ માટે પણ પતરાંની જરૂર હતી અને અમારા રહેવાના બંધાતા મકાન માટે પણ પતરાં જોઈતાં હતાં. અમે મામલતદાર પાસે ગયા અને મોટી મુશ્કેલીએ અઢી ટન પતરાં મેળવ્યાં. આ તો અમારા ઉપર મોટી મહેરબાની કરી હતી; કારણ વગર વેતને અમે જાહેર સેવા કરતા હતા. આ પતરાં આવવાથી અમે સીમેન્ટનું રક્ષણ કરી શક્યા, એન્જીન રૂમ ઢાંકી અને અમારા રસોડાનું છાપરું પૂરું કર્યું જેથી રસોડાની સાથે સાથે ડ્રાઈવરો અને નોકરોને ચોમાસામાં સુવાની વ્યવસ્થા થઈ ગઈ. મારે અને ભાઈશ્રી ભીખાભાઈ માટે પતરાં ન રહ્યાં.

મેની પંદરમીના સુમારે વરસાદનું એક ઝાપટું આવ્યું. વાંસ ઉપર અમારાં પાલાં ગોઠવાયેલાં હોવાથી બે વાંસ વચ્ચે પાલાંનો ઝોલો હતો. આ ઝોલામાં થઈને પાણી ટપકવા માંડ્યું. વાંસની બન્ને બાજુના ઝોલા વચ્ચે કોરી જગા રહેતી હતી. આ કોરી જગામાં અમારી કપડાની આરામ ખુરશીઓ ગોઠવાઈ ગઈ હતી; જેથી બીજી જગા સિવાય હું અને ભાઈશ્રી ભીખાભાઈ એકાદ કલાક સુધી બેસી રહ્યા હતા. અમારી ખુરશીઓની બન્ને બાજુ નેવાંની પેઠે પાણી પડતું હતું. અમારા બીસ્રા વીંટાળીને સીમેન્ટ સ્ટોરમાં મુકી દીધા હતા જેથી તે કોરા રહ્યા હતા. પલંગો લાકડાના હોવાથી બીજાય તો બીની ન હતી. નાણું

તિજોરીમાં હોવાથી સલામત હતું; જોકે તિજોરી તો બીજાની હતી. કાગળો વિગેરે સીમેન્ટ–સ્ટોરમાં મૂકેલા હતા.

આ માવઠા પછી અમને ચોમાસાનો ડર લાગ્યો. અમારે રહેવાનું મકાન તો અમે ઝપાટાબંધ બાંધી રહ્યા હતા. શરૂઆતમાં ત્યાં પાણી નહિ હોવાથી એક ડોલ પાણીના બે આના આપીને પાણી પહોંચતું કર્યું હતું. પછીથી તો અમે કૂઇ ઉપર ઍન્જીન પંપ ગોઠવ્યો. ત્રણ ફૂટ લાંબી અને નવ ઈંચ વ્યાસની સીમેન્ટની પાઇપો હાથે બનાવી અને કૂઇથી આ મકાન સુધી ત્રણ હજાર ફૂટ લાંબી પાઇપ લાઇન અમે નાંખી દીધી. મકાન આગળ જ હોજ બનાવી લીધો જેથી પાણીનો પ્રશ્ન તો ઉકલી ગયો અને અમારૂં મકાન છાપરા સુધી આવી ગયું. મે પૂરો થયો. આગળ જણાવ્યું તેમ મુંબઇ નવ વેગન સીમેન્ટનાં પતરાંનો ઑર્ડર ૧૯૪૫ના ઑક્ટોબરમાં આપેલો હતો પણ તે હજુ આવતાં ન હતાં. અમે તાર ઉપર તાર કરતા હતા.

જુન મહિનાના દિવસો જવા લાગ્યા અને અમને ગભરાટ થવા લાગ્યો. નજીકનું ગામ બાકરોલ હતું. ત્યાં ભાડાનું ઘર મેળવવા પ્રયત્ન કર્યા, પણ તે ન મળ્યું. પતરાના એજન્ટ વડોદરાના પટેલ મગનભાઇ શંકરભાઇ હતા અને એ તો અમારી સંસ્થાના પાયારૂપ હતા અમને પતરાં અપાવવા માટે એ એમનો પૂરો પ્રયત્ન કરી રહ્યા હતા. જુનની ૨૪મી તારીખે એમનો તાર આવ્યો કે નાવલી સ્ટેશને સીમેન્ટના પતરાનું એક વેગન આવી ગએલું છે; જેને માટે એ મોકલ્યું છે તેણે ડીલિવરી લીધી નથી. તમારે તે જોઇતાં હોય તો નાવલી સ્ટેશને જઇ ડીલિવરી લ્યો. અમે તરત જ તારથી જવાબ આપ્યો કે વેગન અમે છોડાવીએ છીએ. તમે તારથી જોઇતી વ્યવસ્થા કરો.

અમારી ટ્રકોની પાછળ ખેતરાં પૈડાં હતાં અને ગામડી રસ્તાઓ અને નળીઓમાં આવી ટ્રકોને જવાની જગ્યા ન હતી; જેથી અમે બન્ને ટ્રકોમાં કોદાળી, પાવડા અને ટોપલીઓ સાથે પચાસ માણસ

મોકલ્યાં. જ્યાં જરૂર પડી ત્યાં રસ્તા પહોળા કર્યા, ખાડા-ટેકરા સરખા કર્યા અને આ રીતે લગભગ નવ દસ માઇલનો રસ્તો તૈયાર કર્યો. તા. ૨૬મી જુને અમે પતરાં વેગનમાંથી ઉતારી લીધાં અને તા. ૨૭મી જુનની રાત સુધીમાં બધાં પતરાં વિદ્યાનગર તાણી લાવ્યા. તા. ૨૮મીની બપોર સુધીમાં વરંડાની પચાસ ફૂટની લંબાઇ ઢંકાઇ ગઇ. વાદળાં ખુબ ચઢેલાં હતાં, જેથી અમે અમારા ખાટલા તથા જરૂરી સરસામાન વરંડામાં ગોઠવી દીધો.

મે મહિનામાં અમે બે નવા ઇજનેરો નીમ્યા હતા. એક શ્રી શાન્તિભાઇ અમીન અને બીજા શ્રી જોશીપુરા. આ બન્ને ઇજનેરો અમારી સાથે રહેતા હતા. તે ઉપરાન્ત શ્રી હરિવલ્લભદાસ શાહ મહેમાન તરીકે આવ્યા હતા એટલે વરંડામાં અમે પાંચ ખાટલા ગોઠવ્યા હતા. અમારી વરંડા પશ્ચિમ તરફ ખુલ્લી હતી પણ પહેલો વરસાદ પૂર્વ તરફનો હોવાથી પૂરેપૂરું 'રક્ષણ' મળે તેમ હતું. સાંજના પાંચ વાગે અમારા ખાટલા અને સામાન ગોઠવાઇ ગયો. અમે અમારું સ્થાન ખાટલા ઉપર લઇ લીધું અને પાંચ જ મિનિટ પછી ધોધમાર વરસાદ તૂટી પડ્યો. ખરે અણીને વખતે અકસ્માત રીતે સીમેન્ટનાં પતરાં મળવાથી બહુ જ ભાવપૂર્વક ઇશ્વરનો આભાર માન્યો. આ ઇશ્વરી મદદથી અમારા કામને ઘણો વેગ મળ્યો. ચોમાસામાં પણ અમારાં કામ ચાલુ રહ્યાં.

## પ્રકરણ ૯ મું.

## મુસ્લિમલીગ યોજનામાં રસ લે છે.

સને ૧૯૪૬માં ચોમાસું સહેજ મોડું બેઠું પણ વરસાદ બહુ સારો આવ્યો હતો. વિદ્યાનગરની આસપાસ બધા રસ્તા પાણી નીચે આવી ગયા હતા, અને લગભગ પંદર દિવસ સુધી તો ચારે તરફના ગામોનો સંબંધ અમારી ટ્રકો માટે સદંતર બંધ થઇ ગયો હતો. અત્યાર સુધીમાં અમારી પાસે રોડાંનો સારો એવો જથ્થો ભેગો થયો હતો તે વડે અમે જરૂરી રસ્તાઓ બનાવી લીધા અને જુલાઇની પંદર તારીખ સુધીમાં કરમસદ સ્ટેશન સુધી અમારી ટ્રકો ચાલતી થઇ. આણંદ તરફનો રસ્તો પણ સારું એવુ ખરચ કરીને તૈયાર કરી રાખ્યો.

ગામડાંઓના રસ્તા એટલે સેંકડો વરસ પહેલાં એક ગામથી બીજે ગામ જવા માટે મુકરર કરેલી જમીન. ઇતિહાસની શરૂઆત થઇ ત્યારથી આ રસ્તાઓ ઉપર વેપારીઓની પોઠો અને ખેડૂતોનાં ગાડાં જતાં આવતાં થયાં છે. આ દેશના રાજાઓનાં લશ્કરો કે પરદેશી આક્રમણકારોનાં લશ્કરો આ જ રસ્તા ઉપરથી પસાર થએલાં છે. વખતના વહેવા સાથે આ રસ્તાઓનાં તળ ઘસાયાં છે. પગરવથી માટીની ધૂળ બની છે અને પવન એ ધૂળને ઉડાડી દૂર દૂર લઇ ગયો છે. દર ચોમાસે વરસાદનું પાણી આ ધૂળને નીચાણવાળી જમીનમાં ખેંચી જાય છે. આ રીતે જુના જમાનાના રસ્તાઓ બાજુના ખેતરો કરતાં આસ્તે આસ્તે નીચા ગયા છે. ચરોતરમાં કોઇ કોઇ જગ્યાએ આ રસ્તાઓ બારથી અઢાર ફૂટ નીચે ઊંડે ઉતરી ગયા છે. અત્યારે

આઠ માસ સુધી આ રસ્તાઓ રસ્તા તરીકે વપરાય છે, જ્યારે ચોમાસામાં એ રસ્તાઓ પાણીને વહેવા માટે નાળાનું કામ આપે છે. કોઇ કોઇ સ્થળે પાણી વધારે ભરાઇ રહેતાં હોવાથી ઘણાખરા રસ્તા ગાડાંની અવરજવર માટે બંધ રહે છે.

પહેલેજ વરસાદે વિદ્યાનગરની સ્થિતિ ઉપર જણાવ્યા પ્રમાણે બની હતી, જેથી બહાર જવા માટે કાદવ ખૂંદીને જવું પડતું હતું. એ અરસામાં સરદારશ્રીનો મુંબઇથી એક પત્ર આવ્યો કે, "હવે હું નવરો પડ્યો છું, તમે કહો ત્યારે હું ત્યાં આવી જાઉં." મેં એમને તે વખતે જવાબ આપેલો કે, "અત્યારે તો અમારું સ્થાન બેટ જેવું થએલું છે. આપનાથી અહીં આવી શકાય તેમ નથી અને આ સ્થિતિમાં આપના દર્શન માટે હજારો લોકો ભેગા થાય એમના ત્રાસનો પણ પાર ન રહે, માટે કૃપા કરી આપ દશેરા ઉપર આવવાનું રાખો તો ઠીક; જેથી તે વખતે વિઠ્ઠલભાઇ પટેલ મહાવિદ્યાલયનું ખાત મુહૂર્ત આપને હાથે કરાવીએ." સરદારશ્રીએ જવાબમાં દશેરા ઉપર આવવાનું કબુલ કર્યું.

ચોમાસું બેસતાં સુધી તો વેગનોની ઘણી હાડમારી હતી. ચોમાસું શરૂ થયા પછીથી માલ મેળવવા માટે વેગનોની છૂટ થઇ. રેતી માટે અમે સેવાલિયા, ટીંબારોડ, ડુવા, ગોધરા અને વાસદ વિગેરે દરેક સ્થળે વ્યવસ્થા ગોઠવી હતી કે ત્યાંના અમારા એજન્ટોએ રેલ્વે તરફથી જેટલાં મળે તેટલાં વેગનોમાં રેતી ભરી કરમસદ સ્ટેશને મોકલવાં. સંતરોડ સ્ટેશને ગ્રેવલ માટે આવી વ્યવસ્થા કરી હતી. લાકડાં માટે કોસંબા, બીલીમોરા, વલસાડ, વઘાઇ, સોનગઢ અને નવાપુર સ્ટેશનોએ લાકડાંના વેપારીઓ સાથે પણ મોકલી શકાય એટલાં વેગનો મોકલવાની વ્યવસ્થા કરી હતી. તેજ પ્રમાણે સ્લેક કોલ ઉપરાન્ત રેલ્વેની બળેલી કોલસી માટે કાંકરીઆ સ્ટેશને ગોઠવ્યું હતું.

આ બધો માલ જથ્થાબંધ કરમસદ સ્ટેશને આવવા લાગ્યો. કરમસદ સ્ટેશનના યાર્ડમાં ફક્ત આઠ વેગનો ઉભાં રહે તેટલી જગ્યા

હતી. કોઇ કોઇ દિવસ અમારા માલનાં દસથી પંદર વેગન આવતાં જેથી વધારાનાં વેગનો રેલ્વેને અગાસ સ્ટેશને છોડવાં પડતાં હતાં. રેલ્વે સ્ટેશનેથી માલ ખેંચવા માટે શરૂઆતમાં અમને બે લૅારીઓ કન્ટ્રોલ ભાવે મળી હતી પણ અમારૂં કામ વધતું જતું હોવાથી અમે વધારે લૅારીઓ ખરીદવાની પરવાનગી માગી જે અમને ના મળી. રાત દિવસ કામ કરવા છતાં ય બે લૅારીઓથી અમારો માલ ખેંચાય તેમ ન હતો અને ખેંચાય તો પણ જોઇની પેટ્રોલ કુપનો મળે તેમ ન હતું જેથી અમે અમદાવાદથી પાંચ ૭ જૂનાં ઠાઠિયાં મોંમાગ્યા ભાવે ખરીદ્યાં અને મુંબઇના બજારમાંથી એક નવી રીઓ ગાડી પણ મેળવી લીધી પેલાં ઠાઠિયાં માટેનું મળતું પેટ્રોલ આ સારી ગાડીઓમાં વાપરી અમે રાતદિવસ કામ ચાલુ રાખ્યું. આ રીતે ૧૯૪૬ના ચોમાસામાં અમારે ત્યાં માલના ઢગલા દેખાવા માંડ્યા.

આ અરસામાં મુંબઇમાંથી સો હોર્સ પાવરનું એક જૂનું ક્રેમ્બેલ એન્જીન ખરીદ્યું, અને તે સાથે જનરેટર ગોઠવી સૅા મીલ ઉભી કરી. અમદાવાદમાં બનેલા ત્રણ નવા લેથ ખરીદ્યા. મુંબઇમાંથી બે જૂનાં શીઅરીંગ અને પન્ચીંગ મશિન, એક જૂનું પ્લેનીંગ મશિન, જૂનું મીલીંગ મશિન, જૂનું શેપીંગ મશિન, જૂનું દસ ટનનું પ્રેસ, હેકશો, ડ્રીલીંગ મશિન વિગેરે ખરીદ્યાં. આ રીતે એક વર્કશૅાપ ઉભી કરવા માટે લગભગ બધી મશિનરી મેળવી લીધી. ઇલેકટ્રીક વેલ્ડીંગ પ્લૅન્ટ મંગાવ્યો, તથા ગેસ વેલ્ડીંગ માટે સીલીન્ડર મેળવ્યાં. વર્કશૅાપ માટે મકાન બંધાવવાનો પ્રશ્ન ઉભો થયો. આ વખતે પૈસા આપતાં જ્યારે જોઇએ ત્યારે સોનું તો મળતું હતું પણ લોઢું મેળવવું મુશ્કેલ હતું. અમદાવાદથી જૂની રેલોના ટૂકડા જેવા મળ્યા તેવા અને કન્ટ્રોલ ભાવના નવા લોઢા કરતાં લગભગ દોઢી કિંમતે અમારી સાર્વજનિક સંસ્થા જાણીને અમને ખાસ મદદ કરવા માટે એક બહુ ગાઢ પરિચયવાળા ભાઇએ બીજા એક સ્નેહી ભાઇ પાસેથી મેળવી આપ્યા; અને

અમને અણીને વખતે મદદ કર્યાનો સંતોષ મેળવ્યો. તેજ પ્રમાણે કૅંચીઓ અને પર્લીન માટેના ઍંગલ આયર્ન પણ અમદાવાદી બજાર ભાવે અમદાવાદમાંથી ખરીદ્યાં.

પેલા રેલના ટૂકડા જોડીને થાંભલા ઉભા કર્યા. એના ઉપર બેસાડવાની પેટીઓ કાસ્ટ આયર્નની અમદાવાદમાં તૈયાર કરાવી, કારણ અમારી ફાઉન્ડ્રી તૈયાર થઇ ન હતી. એના ભાવ પણ અમારે સારી રીતે આપવા પડ્યા. કૅંચીઓ સ્થળ ઉપર જોડાઇ ગઇ અને અમારો સીમેન્ટ અમારાં બાંધેલાં મકાનોમાં ગોઠવાઇ ગએલો હોવાથી સીમેન્ટ બચાવવા માટે મળેલાં અઢી ટન પતરાંથી અમારી વર્કશૉપનું છાપરું ઢંકાયું અને ચાલુ ચોમાસે વર્કશૉપની અંદર ઍન્જીન, જનરેટર અને બીજી બધી મશિનરી ગોઠવાઇ ગઇ.

તુરતજ અમે ફાઉન્ડ્રીના મકાનની શરૂઆત કરી. મુંબાઇમાં લોઢું ગાળવાના બે ક્યુપોલા તૈયાર કરાવ્યા અને તે ફાઉન્ડ્રીના મકાનમાં ગોઠવી દીધા. મુંબઇમાંથી અમે જે મશિનરી મંગાવી હતી તથા ક્યુપોલા બનાવરાવ્યા હતા તે બધું કામ અમે અમારા એક ઓળખીતા ભાઇની મારફત કરાવ્યું હતું. આ ભાઇ સંસ્થાની સેવા પ્રીત્યર્થે કામ કરી રહ્યા હતા અને એ ભાઇએ સેવાના નામે સંસ્થાનો ઠીક ઠીક ઢોલ પાડ્યો હતો. આ બધી વાતો અમારા ધ્યાન બહાર ન હતી પણ અમારી લાચારીનો પાર ન હતો. પૈસા આપતાં બજારમાંથી કોઇપણ જોઇતી ચીજ મળતી ન હતી. અંકુશોએ માણસની કેટલી બધી અધોગતિ કરી હતી એનો અમને આ વખતે પૂરેપૂરો અનુભવ દરરોજ થતો હતો.

કેટલાક ચોખલીયા માણસો કહેતા હતા કે વધારે પૈસા આપીને કોઇપણ ચીજ ખરીદવીજ ન જોઇએ. મને ખબર નથી કે આ સૂત્ર આ દેશમાં કેટલા માણસોએ પાળ્યું હશે! ઘરમાં છોકરો મરતો હોય, ડૉક્ટર અમુક દવાની માગણી કરે અને એ દવા મેળવવા માટે દસ વીસ

કે પચાસ ઘણા દામ આપવા પડે અને તે દામ આપીને લોકો દવા લઈ આવે અને છોકરાની સારવાર કરાવે. દેશની આવી પરિસ્થિતિમાં કેટલાં માબાપ એવાં નીકળશે કે જે દવાના વધારે પૈસા આપવા કરતાં છોકરો મરે તો હરકત નહિ પણ વધારે પૈસાવાળી દવા ન જ જોઈએ એવું આચરણમાં મૂકી શકે!

હું અને ભાઈશ્રી ભીખાભાઈ તથા અમારા સાથીદારો–અમે બધા તો બહુ નાના માણસો હતા. આદર્શો માટે ગમે તે ભોગો આપવાની અમારી શક્તિ ન હોતી, જેથી અમે તો આ જામેલી દુષ્ટતાનો નાશ કરવા માટેની અમારી યોજનાને આગળ ધપાવવા માટે આ દુષ્ટતાનો ભોગ બનવામાં નાનમ સમજતા ન હતા. અમારે અમારૂં કામ ઝપાટાબંધ આગળ ધપાવવું હતું, જેથી છાતી પર પથ્થર મૂકીને પણ અમારી પાસે પૈસા ન હોવા છતાં ય અને મોંમાગ્યા ભાવે કિંમત ચૂકવીને માલસામાન લાવતા હતા. આ રીતે ૧૯૪૬નું ચોમાસું પૂરૂં થતાં પહેલાં અમારી વર્કશૉપ, ફાઉન્ડ્રી અને સૉ મીલ ગોઠવાઈ ગયાં અને કામ કરતાં થઈ ગયાં.

સને ૧૯૪૬ના ઑગસ્ટ મહિનામાં વચગાળાની સરકાર સ્થપાઇ ગઇ અને કોન્ગ્રેસે હિન્દની રાજ્યવ્યવસ્થાનો કાબૂ લીધો. તેજ દિવસે અમે દુકાનો અને રહેઠાણનાં મકાનોનો પાયો નાખ્યો. સરદારશ્રી હિન્દ સરકારના ગૃહપ્રધાન બન્યા અને એમને રહેવાનું દિલ્હીમાં થયું. પાછળથી મુસ્લીમ લીગ પણ વચગાળાની સરકારમાં જોડાઈ ગઈ અને દેશમાં અવનવા પ્રશ્નો ઉભા થતા ગયા. આ પરિસ્થિતિમાં સરદારશ્રીનું વિદ્યાનગરમાં દશેરા ઉપર આવવાનું અશક્ય બની ગયુ, જેથી કોઈપણ જાતની વિધિ કે ઉહાપોહ સિવાય અમે અમારાં કામ ચાલુ રાખ્યાં હતાં.

વર્કશૉપ અને ફાઉન્ડ્રી ઉપરાન્ત કાર્યકર્તાઓને રહેવા માટે અને માલસામાન મૂકવા માટે બસો ફૂટ લાંબું અને બત્રીસ ફૂટ પહોળું એવું એક મકાન અમે પૂરૂં કરી નાખ્યું હતું. આમાં દશ ઓરડા હતા. આ ઉપરાન્ત બેતિર ઓરડીઓવાળા એક કન્યા છાત્રાલયના મકાનની પણ

શરૂઆત કરી દીધી હતી. પ્રિન્સિપાલના બંગલાના પણ પાયા નાખ્યા હતા અને તાત્કાલિક પ્રોફેસરો અને લેકચરરોને રહેવા માટે અને ભવિષ્યમાં દુકાનો તરીકે પણ ઉપયોગ થાય અને બાવીસ કુટુંબો રહી શકે એવા મકાનના પણ પાયા નાખ્યા હતા. આ બધી પ્રવૃત્તિઓથી સરદારશ્રીને અમે માહિતગાર રાખતા હતા.

અમારી આ યોજનાના પડઘા ચરોતરમાં સારી પેઠે પડયા. ચરોતરનું મોટામાં મોટું શહેર નડિયાદ. અને નડિયાદ તો ચરોતરનું નાક ગણાય એટલું જ નહિ પણ નડિયાદે એટલા બધા સાક્ષરોને જન્મ આપ્યો છે કે એણે ગુજરાતની 'રત્નનગરી'નું બિરુદ પ્રાપ્ત કર્યું છે. આણંદમાં આટલી બધી કૉલેજોની યોજના થાય તે વખતે નડિયાદ માટે હાથ જોડીને બેસી રહેવું અશક્ય હતું. સૌથી પ્રથમ તો જ્યારે અમે આણંદમાં કૉલેજોની વાત વહેતી મૂકી ત્યારે નડિયાદના ભાઈશ્રી જયન્તિલાલ છોટાભાઇ મને એક દિવસ મળ્યા અને કહ્યું કે તમે જો નડિયાદમાં કૉલેજો કરો તો હું તમને અત્યારે જ એક લાખ રૂપિયા આપું અને નડિયાદમાં અનેક શ્રીમન્તો હોવાથી ત્યાં તમને ઘણી મોટી રકમો મળી શકશે. મારા જેવા ખાલી ખીસ્સાવાળા માણસને માટે આ વાત બહુ જ લલચાવનારી હતી, છતાં ય ભાઇશ્રી જયન્તિલાલની માગણી મેં આભાર સાથે નકારી હતી.

આણંદમાં અમારી સંસ્થાઓ ઊભી કરવાનું મુખ્ય કારણ તો એક જ હતું કે તે વખતે રેલ્વેદ્વારા આણંદ ચરોતરનું કેન્દ્ર હતું. સડકોની યોજનામાં બધી દિશાઓમાં આણંદથી સડકો જવાની હતી અને વધારામાં આણંદમાં ચરોતર ઍજ્યુકેશન સોસાયટી હતી અને કૃષિગોવિદ્યાભવનની સ્થાપના સરદારશ્રીને હાથે થએલી હતી. આ બધા ઉપરાન્ત આણંદ નજીક કરમસદ ગામ હતું જ્યાં બ્રિટીશ સામ્રાજ્યના પાયા હલાવી નાખનાર બન્ને ભાઇઓનો જન્મ થયો હતો, અને આ બન્નેનાં સ્મારક અમારે સ્થાપવાં હતાં. આજ કારણથી અમારી યોજના અમારે નડિયાદમાં

કરવી ન હતી; પણ નડિયાદ શહેરને એનું આગવું વ્યક્તિત્વ હતું જેથી નડિયાદ શહેરે ત્યાં સ્વતંત્ર રીતે આર્ટ્સ અને સાયન્સ કૉલેજ સ્થાપવાની યોજના કરી.

અમારી યોજના કરતી વખતે અમે એમ માનેલું કે અમે આખા ચરોતરમાંથી આર્થિક મદદ મેળવી શકીશું. નડિયાદની આ યોજનાએ અમારી આ ગણત્રી ઉપર મોટો ફટકો માર્યો જેથી હું અને ભાઇશ્રી ભીખાભાઇ નડિયાદના આગેવાનો સાથે વાટાઘાટ કરવા માટે એક દિવસ નડિયાદ ગયા. ત્યાં જઇ ત્યાંના મુખ્ય કાર્યકર્તા ભાઇશ્રી પી. પી. પરીખને મળ્યા. એમણે અમારી હકીકત સાંભળ્યા પછીથી અમે ત્રણેય ડૉ. નાયકને મળ્યા, જે તે વખતે નડિયાદમાં રહેતા હતા અને વડોદરા કૉલેજમાંથી નિવૃત્ત થઇ ગયા હતા. ડૉ. નાયક અમારી યોજનાથી બહુ ખુશી થયા હતા. પણ વાતનો સાર એ હતો કે અમારે આવતી કાલના ખર્ચ માટે જનતા જનાર્દનની આરાધના કરવાની હતી, જ્યારે નડિયાદના કાર્યકર્તાઓએ આટલા ટૂંકા ગાળામાં સાડાસાત લાખ રૂપિયા ભેગા કર્યા હતા; એટલે બધાએ ભેગા મળી ચરોતરમાં એક સુંદર સંસ્થા બનાવવાના વિચાર ઉપર ભાર મૂકવામાં અમને કંઇ અર્થ લાગ્યો નહિ. નડિયાદમાં વિદ્વાનો હતા, પૈસા હતા; તો પછી નડિયાદની સંસ્થા ચરોતરની સર્વશ્રેષ્ઠ સંસ્થા કેમ ના બની શકે? અમારી પાસે મૂડીમાં તો ફક્ત સરદારશ્રીના આશિર્વાદ જ હતા, જેથી નડિયાદના ભાઇઓની યોજનાને સહર્ષ સ્વીકારી અમે બન્ને પાછા ફર્યા.

સને ૧૯૪૫ના ઑગસ્ટ માસમાં આ હકીકત બની હતી. ત્યાર પછી થોડા જ દિવસમાં અમે સાંભળ્યું કે પેટલાદમાં શ્રી રમણલાલ શેઠ આર્ટ્સ અને સાયન્સ કૉલેજ કરવા માગે છે અને તેને માટે વડોદરામાં એક ટ્રસ્ટ રજીસ્ટર કરાવ્યું છે. નડિયાદની કૉલેજને ચલાવવા માટે અમને કોઇપણ જાતનો સંદેહ ન હતો. નડિયાદની વસ્તીમાંથી જ કૉલેજ ચલાવવા પૂરતા વિદ્યાર્થીઓ મળી રહે તેમ હતું; પણ પેટલાદની સ્થિતિ

જુદી હતી. પેટલાદમાં જો કે પૈસા હતા, મળુ મીલો હતી, બે રંગશાળાઓ હતી, એક દીવાસળીનું કારખાનું હતું; પણ પેટલાદની વસ્તી મોટે ભાગે ગરીબ હતી અને મીલો અને કારખાના ઉપર નભનારી હતી. એ વસ્તીમાંથી કૉલેજ ચલાવવા જેટલા વિદ્યાર્થીઓ મળી રહે તેમ ન હતું, જેથી હું અને ભાઈશ્રી ભીખાભાઈ પેટલાદ ગયા અને શ્રી રમણલાલ શેઠને મળ્યા.

અમે એમને સમજાવવાનો પ્રયત્ન કર્યો કે જ્યારે અમારી કૉલેજ શરૂ થશે ત્યારે પેટલાદમાં પૂરતા વિદ્યાર્થીઓ નહિ રહે અને પેટલાદ કૉલેજને મોટી આર્થિક જવાબદારી ઉપાડી લેવી પડશે. શ્રી રમણલાલ શેઠને પેટલાદ કૉલેજના કાર્યવાહકોએ ખાત્રી આપી હતી કે વિદ્યાનગરની કૉલેજ થયા પહેલાં જો પેટલાદમાં કૉલેજ સ્થાપી શકાય તો જ તે પગભર થઈ શકે, નહિ તો પછીથી ભવિષ્યમાં પેટલાદમાં કૉલેજ સ્થાપવાની શકયતા નહિ રહે. આ કારણથી ઘણી ઉતાવળથી પેટલાદ કૉલેજનું ટ્રસ્ટ રજીસ્ટર કરાવી ૧૯૪૫ના સપ્ટેમ્બરમાં મુંબાઈ યુનિવર્સિટીને વાર કરીને પેટલાદ કૉલેજના જોડાણ માટે માગણી કરી હતી, અને ૧૯૪૬ના જુનની ૨૦મી તારીખે પેટલાદ કૉલેજનું કામકાજ શરૂ થશે એમ જાહેરાત કરી હતી. આ રીતે પેટલાદની કૉલેજનું કામકાજ વિદ્યાનગરની કૉલેજ કરતાં એક વરસ વહેલું શરૂ કરવા છતાંય જો આર્થિક અડચણો રહેશે તો પેટલાદની મીલો અને રંગશાળાઓના ધર્માદા ફંડમાંથી જરૂરી મદદ મળી રહેશે એની શ્રી રમણલાલ શેઠે ખાત્રી આપી હતી.

હવે અમારે કંઈ બોલવાનું રહ્યું ન હતું. શ્રી રમણલાલ શેઠ તો એમના દાન માટે જાણીતા હતા. ગમે તેમ કરી ગમે તે ખર્ચે માલ-સામાન મેળવી એમણે કૉલેજનું મકાન, હૉસ્ટેલનું મકાન, પ્રિન્સિપાલ અને રેકટરના બંગલા વિગેરે મકાનો તથા જોઈતી સાધન-સામગ્રી નવ માસના ટૂંકા ગાળામાં ભેગી કરાવીને, ૧૯૪૬ના જુનની ૨૦મી તારીખે કૉલેજ શરૂ કરાવી દીધી. કૉલેજો માટે જોઈતી જમીન પણ

આ જ અરસામાં વડોદરા રાજ્ય પાસે એકવાયર કરાવી કબજે લીધી. ભલભલાની છાતી બેસી જાય એવું કામ શ્રી રમણલાલ શેઠે ફક્ત નવ જ મહિનામાં પૂરું કરાવ્યું. પેટલાદ અને આજુબાજુના ગામડાંઓ માટે ગરીબમાં ગરીબ વિદ્યાર્થી ઘેર રોટલા ખાઇને કૉલેજનું ઉચ્ચ શિક્ષણ મેળવી શકે એવું વિદ્યાદાનનું મહાન કામ શ્રી રમણલાલ શેઠે કર્યું; જ્યાંય એ કૉલેજે સાથે પોતાનું નામ ના જોડ્યું. આ ઉદારતા પેટલાદની પ્રજા કદી ન ભૂલે.

આગળ જણાવ્યું તેમ વિદ્યાનગર સાથે મમત્વ ધરાવનાર મોટા ભાગના ભાઇઓ તમાકુના વેપારીઓ હતા. એમને ચીનમાં તમાકુ મોકલવાના વેપારની વાતોમાં રૂપિયા છત્રીસ લાખની મોટી ખોટ ૧૯૪૫માં આવી હતી; જેથી આણંદની આજુબાજુનો પ્રદેશ ફંડ ઉઘરાવવા માટે અમારે માટે બંધ થયો હતો. પછીથી તો નડિયાદમાં અને પેટલાદમાં કૉલેજો થઈ જેથી ચરોતરમાં કોઇપણ સ્થળે ફંડ માટે જવાનું અમારા માટે મુશ્કેલ બન્યું. ભગવાન ઉપર ભરોસો રાખવા સિવાય અમારે માટે બીજો રસ્તો રહ્યો નહિ. અમારી યોજનામાં નાણાંનો આપમેળે વિકાસ થાય એવી ગોઠવણ હતી. એ ગોઠવણને નાણી જોવા માટે ઇશ્વરે આ રીતે ઉપર જણાવેલું વાતાવરણ ખડું કરી દીધું. આજે અમને બધાને એ જ આનન્દ થાય છે કે અમારી યોજના આવી આકરી કસોટીમાંથી ફતેહમંદ રીતે પસાર થઈ છે, અને સરકારની મદદ સિવાય પણ નવ વર્ષના ટૂંકા ગાળામાં શૂન્યમાંથી સરદાર વલ્લભભાઇ વિદ્યાપીઠનું સર્જન થયું છે.

સને ૧૯૪૬ના જુલાઇ મહિનાની આખરે અમને પૂરા જ ઉત્તેજન મળે તેવો બનાવ બન્યો હતો. ગુજરાત યુનિવર્સિટી સ્થાપવા માટે ગુજરાત વિધાસભાએ કામની શરૂઆત કરી હતી અને એ પ્રશ્ન લોકોની ચર્ચાનો વિષય બન્યો હતો. આ પ્રશ્ન પર વિચાર કરવા માટે મુંબઇની મુસ્લિમલીગના ગુજરાતના સભ્યોએ મુસ્લિમભાઇઓની એક સભા

બોલાવી હતી; જેમાં ગુજરાત યુનિવર્સિટીની સ્થાપનામાં મુસલમાનોએ કેવી નીતિ અખત્યાર કરવી તે સંબંધે વિચાર કરવાનો હતો.

આ સભામાં બોરસદના એક મુસલમાન ભાઇએ વાત કરી કે આણંદ પાસે એક વિદ્યાનગર બંધાઇ રહ્યું છે અને ત્યાં ભવિષ્યમાં એક રેસિડેન્સિયલ યુનિવર્સિટી થવાની છે. ગુજરાત યુનિવર્સિટી સંબંધે કોઇપણ નિર્ણય લેવા પહેલાં આપણા આગેવાન કાર્યકર્તાઓ જો આણંદ જાય અને વિદ્યાનગરના કાર્યકર્તાઓને મળી એમના ઉદ્દેશો સમજી લે તો ગુજરાત યુનિવર્સિટી અને વિદ્યાનગર બન્ને સાથે આપણે કેવા સંબંધો રાખવા તેનો નિર્ણય કરવાનું બહુ સુગમ પડશે. આ સૂચના સભાના બધા ભાઇઓને પસંદ પડી અને વિદ્યાનગર જોઇ આવવા માટે એ સભાએ પાંચ ગૃહસ્થોનું એક પ્રતિનિધિ મંડળ નીમ્યું.

મંડળના ચેરમેને આણંદ ખા. સા. કમુમીયાંને તાર કર્યો; મુંબઇથી પાંચ ભાઇઓ વિદ્યાનગર જોવા આવે છે એમને માટે એમણે જોઇતી વ્યવસ્થા કરવી. ખાન સાહેબને બંગલે બપોરે જમ્યા પછીથી બધા ભાઇઓને લઇને ખા. સા. વિદ્યાનગર આવ્યા. આણંદથી નડિયાદની સડકે જ્યાં બાકરોલની કાચી સડક મળે છે તે રસ્તે ખા. સા. ની મોટર આવી અને બાકરોલના ચરામાં જ્યાં ગરનાળું બાંધેલું છે ત્યાં આવીને ઉભી રહી. આ ગરનાળા આગળથી મોગરી જવાની નળી શરૂ થાય છે. તે વખતે બાકરોલથી વિદ્યાનગરમાં પેસવા માટે આ એકજ રસ્તો હતો. આ રસ્તો આશરે દશ ફૂટ ઉંડો હતો. આગળ જણાવ્યું તેમ તે સાલ જુલાઇની શરૂઆતમાં બહુ સારો વરસાદ પડ્યો હતો અને રસ્તામાં પાણી ભરાયું હતું. ઢોર અને માણસોની અવર-જવરથી રસ્તામાં સારી પેઠે કાદવ જામ્યો હતો.

ખા. સા. કમુમીયાંએ નીચે ઉતરીને જોયું કે મોટર જઇ શકે એમ નથી. ત્યાંથી અમારૂં રહેવાનું સ્થળ પોણો માઇલ દૂર હતું. જેથી મહેમાનોને કહ્યું કે જો શ્રી ભાઇલાલભાઇને મળવું હોય તો પગે ચાલીને

ગયા વગર છૂટકો નથી. મુંબઇના ભાઇઓ કબુલ થયા. અહીંએ બૂટ-મોજાં ઉતારી મોટરમાં મૂક્યાં. 'પાટલુનની ટીઝવાળી બાંયો ઢીંચણ સુધી ઉપર ચડાવી અને ચાલવાનું શરૂ કર્યું'. લગભગ ત્રણેક વાગતાના સુમારે બધા મહેમાનો આંબા નીચે અમે જે ઓરડામાં રહેતા હતા ત્યાં આવી પહોંચ્યા હતા. ચોમાસાને લીધે અમારી બેઠક વરંડામાં હતી. મહેમાનો માટે ચા-પાણી મંગાવ્યાં અને એ બધા મહેમાનો મુંબઇથી શું કરવા આવ્યા છે તેની હકીકત શ્રી કમુમીયાંએ કહી.

મહેમાનોમાંના એક ભાઇ બેરીસ્ટર હતા, બે એડવોકેટ હતા અને બે મોટા વેપારી હતા. તે વખતે એમને બનાવવા જેવું કામ થયેલું ન હતું, જેથી અમે ફક્ત એમની સાથે વાતોજ કરી, અને યોજનાની આછી રૂપરેખા આપી. આજ સુધીમાં મેં જે જે ગુજરાતી ભાઇઓ આગળ યોજના સંબંધે વાતો કરી હતી તેમાંથી કોઇના તરફથી ઉત્તેજનના શબ્દો મળ્યા ન હતા. આવી યોજના ફતેહમંદ થાય એવું અંતઃકરણથી માનનારા ફક્ત ત્રણ ગુજરાતી હિન્દુઓ હતા. હું, શ્રી ભીખાભાઇ અને સરદારશ્રી. આ પરિસ્થિતિમાં આ મુસ્લિમ બિરાદરોએ યોજનાનાં મુક્તકંઠે વખાણ કરવા માંડયાં, ત્યારે મને અને શ્રી ભીખાભાઇને ખૂબજ સંતોષ થયો. મુંબઇના એક ભાઇ તો બોલ્યા: "મિ. પટેલ! વરસો પછી આ યોજનાનાં કેવાં કેવાં દેશવ્યાપી પરિણામો આવશે તેનો તમને પણ ખ્યાલ નહિ હોય." મેં એમને યોજનાની મંજુરી આપતી વખતે સરદારે ઉચ્ચારેલા શબ્દો કહ્યા કે, "વહેલેમોડે કરમસદ હિન્દુસ્થાનનું કેન્દ્ર થશે" એ સાંભળી એ બધા ભાઇઓ સરદારશ્રીની દીર્ઘદૃષ્ટિ ઉપર આફ્રિન થયા અને અહીં આવતાં અતિશય ત્રાસ થએલો હોવા છતાંય, અમને મળ્યા બદલ ખૂબજ આનન્દ પ્રદર્શિત કર્યો. અમે એમના કાદવથી ખરડાયલા પગ ધોવડાવ્યા હતા અને પાછા ફરતાં બેનરોને રસ્તે પગ બગાડયા સિવાય અમે એમને મોટરોમાં મૂકી આવ્યા.

સને ૧૯૪૬માં દશેરાને દિવસે નડિયાદની કૉલેજનું ખાતમુહૂર્ત મુંબઈના પંતપ્રધાન શ્રી ખેર સાહેબના હાથે થયું. અમે પણ ૧૯૪૬ના સપ્ટેમ્બરમાં વિઠ્ઠલભાઈ પટેલ કૉલેજમાં બી. એ.-અને બી. એસસી.ના વર્ગો શરૂ કરવા-માટે અને જોડાણ આપવા માટે મુંબઈ-યુનિવર્સિટીને અરજી કરી હતી, પણ દશેરા ઉપર સરદારશ્રી આવી શકે તેમ નહિ હોવાથી ખાતમુહૂર્ત માટે કંઈ ઉતાવળ કરી ન હતી. સરદારશ્રી દિવાળી ઉપર પણ નહિ આવી શકે એવી ખાત્રી થઈ ત્યારે ધનતેરસને દિવસે વિઠ્ઠલભાઈ પટેલ કૉલેજનું ખાતમુહૂર્ત કરવાનું નક્કી કર્યું. નડિયાદમાં તો નડિયાદના ભાઈઓએ સાડા સાત લાખ રૂપિયા ભેગા કર્યા હતા અને વધારે જોઈએ તો ત્યાંના શ્રીમંતો પૈસા આપવા તૈયાર હતા; પણ અમારૂં કામ તો જંગલમાં હતું, જેથી કોઈપણ ગામનું મમત્વ તેના ઉપર બંધાય તેમ ન હતું. આજુબાજુનાં ચાર ગામોને એમના પોતાના પ્રશ્નો હતા, જે ઉકેલવા માટે પણ તેમની પૂરતી તાકાત ન હતી; જેથી એમના તરફથી મોટી મદદની અમને આશા પણ ન હતી. અમારે તો રોજનું ખર્ચ રોજના ઉત્પન્નમાંથી કરવાનું હતું.

આ પરિસ્થિતિમાં કૉલેજોનું ખાત કરાવવા માટે કોઈ મોટા માણસને બોલાવવાની અમારી હિંમત ન હતી. વગર પૈસે અમારી વાતો મોટી હતી. ગુજરાતના નાના મોટા માણસો અમારી મશ્કરી પણ કરતા હતા, જેથી અમે અત્યાર સુધી મુહૂર્ત કરાવવા માટે બહારના કોઈ નેતાઓને નોતર્યા ન હતા. સરદારશ્રીની વાત જુદી હતી. બધું કામ એમની જ ઇચ્છાનુસાર થતું હતું. અમે તો કાર્ય કરનારા સૈનિકો હતા. શરૂઆતમાં આગળ જણાવ્યું તેમ કામની પહેલી ખીંટી મારવાને ભંગી પસંદ કર્યો હતો. ઈંટોના ભઠ્ઠાનું મુહૂર્ત અમે એક હરિજનના હાથે કરાવ્યું હતું. વર્કશૉપનું ખાત મુહૂર્ત એક મુસલમાન ફીટરને હાથે થયું હતું. બાકીનાં બધાં મકાનો તો અમે વગર વિધિએ શરૂ કર્યાં હતાં, પણ વિઠ્ઠલભાઈ કૉલેજનું મકાન તો ઘણું ભવ્ય થવાનું હતું જેથી સરદારશ્રીને હાથે એનું ખાતમુહૂર્ત થયું હોત તો અમને ઘણો આનન્દ થાત, પણ હવે કોઈ ઇલાજ રહ્યો ન હતો.

આ વખતે અમારા ઓવરસિયર શ્રી દવેએ ત્રણ ઉપવાસ કરેલા હતા. શનિવાર, એકાદશી અને સોમવાર એવું કંઈક હતું; જેથી અમે એને ધનતેરસને દિવસે ઉપવાસ ચાલુ રાખવાની વિનંતી કરી અને એ કબુલ રાખી. સવારના દસ વાગ્યાનું મૂહૂર્ત હતું. આ બ્રાહ્મણને તે દિવસે ચોથો ઉપવાસ હતો. એને હાથે અમે વિઠ્ઠલભાઇ પટેલ કૉલેજનો પાયો ખોદવાનું મુહૂર્ત કરાવ્યું. નાળિયેર વધેરી ગોળધાણા વહેંચ્યા. નવેમ્બર મહિનામાં યુનિવર્સિટી કમિટીના ૭ સભ્યો જોડાણ માટેની અમારી લાયકાત જોવા માટે આવ્યા. એમણે અમારી યોજના સંબંધે વાતો સાંભળી, માલસામાનના ઢગ જોયા અને પછીથી સ્થિર પ્રમાણેની શરતો આપી, યુનિવર્સિટીને રીપોર્ટ કર્યો કે જો મેની પંદરમી તારીખ પહેલાં આ શરતોનું પાલન થાય તો વિઠ્ઠલભાઈ પટેલ કૉલેજને જોડાણ આપવું અને એ શરતોનું બરાબર પાલન થયું છે કે નહિ તે જોવા માટે મેના છેલ્લા અઠવાડિયામાં કમિટીના મેમ્બરોએ વલ્લભવિદ્યાનગર ફરીથી આવી જવું. કમિટીના સભ્યોને એમ તો લાગતું હતું કે ૧૯૪૭ના જુનની ૨૦મી તારીખે કૉલેજ ચાલુ થવાનો સંભવ બહુ જ ઓછો હતો.

પ્રોફેસરો અને લેકચરરોની નિમણૂક માટે અને હિન્દના બધાં જાણીતાં પત્રોમાં જાહેરખબરો આપી હતી. ટાઇમ્સ ઑફ ઇન્ડિયામાં તો ચાર વખત જાહેરખબર આપી હતી, જેથી સારા સારા અધ્યાપકોની અરજીઓ આવી હતી અને લગભગ બધા સ્ટાફની અમે નિમણૂક કરી દીધી હતી. સારા માણસો ખેંચાઇને આવે માટે સ્ટાફની ગ્રેડોમાં ઘણો સુધારો કર્યો હતો. પ્રોફેસરોની ગ્રેડ રૂા. ૩૫૦-૨૫-૫૫૦ની રાખી હતી; જે ગ્રેડ મુંબઇ યુનિવર્સિટીની કોઇપણ ખાનગી કૉલેજની ગ્રેડ કરતાં સારી હતી. સારા પ્રોફેસરો ખેંચવા ઉપરાન્ત જ્યારે યુનિવર્સિટી થાય ત્યારે યુનિવર્સિટી શિક્ષકો રોકવામાં અમને એકદમ ભારે બોજો ના પડે એ પણ અમારો ઉદ્દેશ હતો. શરૂઆતથી જ અમારી નજર વલ્લભ-વિદ્યાનગરમાં યુનિવર્સિટી સ્થાપવા તરફ હતી. અમે પણ ભારે જોખમ ઉઠાવ્યું હતું. જો શરૂઆતમાં વિદ્યાર્થીઓની સારી સંખ્યા ન આવે

શ્રી મુનશીજીએ ફરી પ્રશ્ન કર્યો કે તમે તો પ્રોફેસરોને પગાર બહુજ વધારી દીધો ? મેં જવાબ આપ્યો કે આપણા ગુજરાતમાં માણસની કિંમત આપણે એની પૈસાની થેલીની લંબાઈથી આંકીએ છીએ. શિક્ષણના ધંધામાં જો સંસ્કારી અને વિદ્વાન માણસ ખેંચવા હશે તો વધારે પગાર આપવા સિવાય બીજો રસ્તો નથી. મહારાષ્ટ્રમાં ત્યાગની કદર છે, સમાજ ત્યાગ કરનાર વિદ્વાનોને માન આપે છે; તેથી ત્યાં ઓછા પગારે વિદ્વાનો મળી શકે છે. ગુજરાતમાં ત્યાગને બદલે આપણે પૈસાથી કિંમત આંકીએ છીએ તો પછી આપણે પૈસા આપવાજ રહ્યા. આ પ્રમાણે થોડું ટીખળ થયા પછીથી અમે કૉલેજની અત્યારની જગા પસંદ કરી.

સાંજે શ્રી. મુનશી સહકુટુંબ વિદ્યાનગર જોવા આવ્યા. અમારૂં વિઠ્ઠલભાઈ પટેલ કૉલેજના પાયા ખોદવાનું કામ શરૂ થઇ ગયું હતું, જેથી ત્યાં જતા પહેલાં અમે શ્રી. મુનશીજીના હાથમાં કૉલેજના નકશા મૂકયા. નકશો જોયા પછીથી શ્રી. મુનશીજીએ પ્રશ્ન કર્યો કે કૉલેજનો પ્લીન્થ એરીઆ કેટલા ચોરસવાર છે ? અમારી સવારની વાતચીતથી મને પણ થોડું ટીખળ કરવાનું મન થએલું; જેથી મેં કહ્યું કે અહીં ગામડાંમાં કોઈ ચોરસ વારને સમજતું નથી; અહીં તો લોકો વીઘાંમાં વાતો કરે છે. મુનશીજી હસ્યા અને હસતાં હસતાં પૂછ્યું વારૂ કેટલાં વીઘાં ? મેં કહ્યું ત્રણ વીઘાં જમીનમાં મકાન બંધાશે.

શ્રી. મુનશીજીએ તરતજ સૌ. લીલાવતીબેનને કહ્યું કે જુઓને, આ લોકોને કૉલેજ સાથે હોસ્ટેલ, પ્રિન્સિપાલનો બંગલો તથા રેકટરનો બંગલો બાંધવો પડશે, જેથી ત્રણ વીઘાં જમીન તો જોઇએ ! મેં જવાબ આપ્યો કે ત્રણ વીઘાં તો ફક્ત કૉલેજ માટેજ રાખ્યાં છે. બીજાં કામ માટે તો ત્રણસો વીઘાં જમીન રાખેલી છે. આ સાંભળી મુનશીને ભારે આશ્ચર્ય થયું અને મને પૂછ્યું કે એનું એસ્ટીમેટ કેટલું ? મેં એવા જ ટીખળમાં જવાબ આપ્યો કે ખીસ્સામાં દોઢીયું

નથી! તો પછી એસ્ટીમેટ કરવા માટે વખત અને કાગળ શું કરવા બગાડવા! પણ આ તો ચરોતર છે.

મુનશીજીએ પૂછ્યું કે ચરોતર એટલે શું? મેં કહ્યું કે ચરોતરમાં ઠાઠડીમાં સ્મશાનના બોયભાડા માટે આઠ આના મૂકવાની પ્રથા છે. ઘરમાં બાપ મરી ગયો હોય ત્યારે આ ઠાઠડીમાં મૂકવાના આઠ આના ન હોય, જે પાડોશમાંથી પાંચ દશ ઘેરથી ભેગા કરીને ઠાઠડીમાં મૂકે, પણ બાપના બારમાના દિવસે જમવા માટે આખા ગામને નોતરે. કોઇ જોઇના ઘઉં લઇ આવે, કોઇ ઘી લઇ આવે, કોઈ ગોળ લઈ આવે પણ ગામ જમે એ વાત સાચી અને પછી સૌ થઈ રહે; એનું નામ ચરોતર. આજે અમારી પાસે પૈસો નથી જ્યાંય કૉલેજના પાયા ખોદવાનું કામ શરૂ કર્યું છે અને જુનની વીસમી તારીખે બી. એ. અને બી. એસસી. ના વર્ગો શરૂ થાય છે કે નહિ તે તે વખતે જોવું!

મુનશીજી આવા ટીખળથી દોરવાય એવા તો ન હતા. એમણે તો અમારી આખી યોજના સમજવા પ્રયત્ન કર્યો. થએલું કામ જોયું અને પછીથી કહ્યું કે ભાઇલાલભાઈ! આ તો બે ને બે ચાર જેવી વાતો છે. આ રીતે તો કામ થઈ શકે. મે કહ્યું કે હા. સરદારશ્રીનો પણ એવો જ મત છે. પણ સવારમાં આપ ટીખળ કરતા હતા તેથી અત્યારે મેં પણ થોડું ટીખળ કર્યું. મુનશીજી ગંભીર થયા અને મને કહ્યું કે ભાઈલાલભાઈ! હુ દીલગીર છું, મને અમુક ભાઇએ ઉંધે રસ્તે દોરવ્યો હતો, પણ આજ મેં ખરી હકીકત જાણી અને મને ખાત્રી થઇ છે કે આ કામ સંપૂર્ણ રીતે સફળ થશે. મેં જવાબ આપો કે હા, એ વાત તો સાચી છે. એ ભાઇ તો કહે છે કે ભાઇલાલભાઇ તો ઈંટો વેચીને કૉલેજો બાંધવાના છે! અત્યારે તો એ બધા ટીખળ કરે છે પણ જ્યારે કામ થશે ત્યારે એમને ખાત્રી થશે. આ રીતે શરૂઆતથી જ શ્રી. મુનશી અમારા કામમાં રસ લેતા ગયા.

---

## પ્રકરણ ૭ મું.

# સરદારશ્રીના શુભ હસ્તે
# વિઠ્ઠલભાઈ પટેલ મહાવિદ્યાલયનું ઉદ્‌ઘાટન

કૉલેજોના કામની વિગતો આપતા પહેલાં બીજા જે જે ભાઈઓએ અમને સક્રિય મદદ કરેલી છે એનો થોડો ઉલ્લેખ હું અહીં કરી લઉં. અમારી આ યોજનાના ઘડતરમાં ચરોતર એજ્યુકેશન સોસાયટીના અતિથિગૃહે ઘણો મોટો ભાગ ભજવ્યો છે. અતિથિગૃહમાં અનેક નાના મોટા માણસો આવતા, તેમની સાથે યોજનાની વિગતો ચર્ચાતી અને આ ચર્ચામાંથી અનેક મુશ્કેલીઓના ખુલાસા મળી આવતા. અતિથિગૃહમાં ૧૯૪૫ની સાલના છેવટના સાત આઠ માસમાં તો મારે સતત રહેવાનું થયું હતું. તે વખતે અતિથિગૃહની વ્યવસ્થા સોજીત્રાના વતની શ્રી પુરુષોત્તમદાસ નરસિંહભાઈ પટેલના હાથમાં હતી.

આ ભાઈ ૧૯૨૦–૨૧ના અરસામાં સોસાયટીમાં સ્વયંસેવક તરીકે જોડાયા હતા. થોડાં વરસ સ્વયંસેવક તરીકે કામ કર્યા બાદ તેઓ શ્રી અરવિંદ ઘોષના પોંડીચેરી આશ્રમમાં રહેવા ગયા હતા. ત્યાં તેર ચૌદ વરસ રહ્યા પછીથી શ્રી બાબુજીની રજા લઈને તેઓ ફરી પાછા ફરતા ફરતા ચરોતર એજ્યુકેશન સોસાયટીમાં આવી ગયા હતા અને સોસાયટીના બાલગૃહની, અતિથિગૃહની તથા કમ્પાઉન્ડમાં ખેતીની વ્યવસ્થા ઉપર દેખરેખ રાખતા હતા. યોજનાઓની ચર્ચાઓમાં એ સારી પેઠે રસ લેતા અને ઈંટોના ભઠ્ઠાનું કામ શરૂ કર્યું ત્યારથી તો મજુરો ઉપર દેખરેખ

રાખવી, કોલસાની વેગનો ખાલી કરાવવી, મોટર લૉરી ભરાવવી કોલસો ભઠ્ઠા ઉપર મોકલવો વગેરે કામો કરાવવા માટે તેઓ બહુ સખત પરિશ્રમ કરતા હતા.

આજન્મ બ્રહ્મચારી રહેલા હોવાથી એમનામાં ધરછોડ કરવાની વૃત્તિ બહુ કમી હતી; જેથી એ ઘણું જ સખત કામ કરતા હોવા છતાંય જ્યાં જુદી જુદી પ્રકૃતિઓના અનેક માણસો સાથે કામ લેવાનું હોય એવી યોજનામાં એ સહેલાઈથી ગોઠવાઈ શકે તેમ ન હતું; જેથી આ યોજનામાં કાયમી કામ કરનાર માણસો સાથે એમની ગોઠવણ ન બની શકી; પણ પોતે પ્રતિભાશાળી વ્યક્તિ હોવાથી એમણે પોતાને માફક આવતું કામ ઉપાડી લીધેલું છે. વલ્લભવિદ્યાનગરની સરહદ ઉપર નવ વીઘાં જમીનનો એક ચરો હતો જે એમણે ગરીબ વિદ્યાર્થીઓ માટે છાત્રાલય બાંધવા વડોદરા રાજ્ય તરફથી મેળવી લીધો છે.

આ ચરાની જમીનમાં ખાડાટેકરા અને કોતરો પડેલાં હતાં. એમણે ભારે જહેમત ઉઠાવીને એ જમીનને સપાટ બનાવી ખેતીલાયક કરી છે અને તેમાં વિદ્યાર્થીઓ માટે છાત્રાલયો બંધાવા માંડ્યાં છે. એક રૂપિયામાં પાંચ રૂપિયાનું કામ શી રીતે કરવું એ કળા એમણે સાધ્ય કરી છે; જેથી ઓછામાં ઓછા ખર્ચે એમણે અત્યાર સુધીમાં એંશી સ્વયંપાકી વિદ્યાર્થીઓ માટે છાત્રાલય બાંધ્યાં છે અને બીજાં બાંધી રહ્યા છે. ગરીબમાં ગરીબ વિદ્યાર્થી આ છાત્રાલયમાં રહી ભણી શકે છે; શરત ફક્ત એક જ છે કે ત્યાં રહેનાર વિદ્યાર્થીએ સમ્પૂર્ણ રીતે સ્વાશ્રયી બનવું જોઈએ.

આ વિદ્યાર્થીઓમાં રસોઈ જાતે જ કરવાની હોય છે. ચાર વિદ્યાર્થીઓ એક ઓરડીમાં રહે છે. એમને એક સ્વતંત્ર રસોડું આપવામાં આવેલું હોય છે, અને દરેક વારાફરતી રસોઈ કરવાની ગોઠવણ કરી લે છે અને પોતાનાં વાસણો માંજી લે છે. વિદ્યાર્થીઓ પોતાને જોઈતું પાણી કૂવા ઉપરથી લઈ આવે છે, પોતાનાં કપડાં જાતેજ ધૂવે છે અને પોતાની

ઓરડી જાતે જ સાફ કરી લે છે. આ છાત્રાલયમાં રસોઇઆ કે નોકરો રાખવામાં આવતા નથી. અહીં રહેનાર વિદ્યાર્થીને વિદ્યાનગરની કોઈપણ કૉલેજમાં ફીમાં અરધી માફી આપવામાં આવે છે.

આ ઉપરાન્ત જે વિદ્યાર્થીઓને કામ કરવાની ઇચ્છા કે જરૂર હોય તેમને માટે વિદ્યાનગરના જે પ્લૉટોમાં હજુ મકાન બંધાયાં નથી એવા પ્લૉટોમાંથી અમુક જમીન શ્રી. પશાભાઇના વહીવટ નીચે સોંપેલી છે. આ જમીનમાં એ ખેતી કરાવે છે, અને આ ખેતી કામમાં વિદ્યાર્થીઓ જેટલા કલાક કામ આપે તેટલા કલાકની નોંધ થાય છે અને એક કલાક કામ કરવા બદલ ચાર આના પ્રમાણે વિદ્યાર્થીને પૈસા અપાય છે. કૉલેજો ચાલતી હોય ત્યારે વિદ્યાર્થીઓ કલાક દોઢ કલાક સગવડ પ્રમાણે કામ કરી શકે છે. રજાને દિવસે તો આઠ નવ કલાક કામ આપી શકે છે અને કોઇ કોઇ વિદ્યાર્થીઓ તો વૅકેશનમાં પણ કામ કરવા અહીં રહી જાય છે. ઘણા વિદ્યાર્થીઓ ઘેરથી અનાજ, ઘી અને મસાલો લેતા આવે છે, જેથી નહિ જેવા ખર્ચમાં દૂરદૂરના ગરીબ વિદ્યાર્થીઓ કૉલેજોનું ઉચ્ચ શિક્ષણ લઈ શકે છે. આ રીતે એ પ્રજાપરતરનું ઘણું જ મહત્વનું કામ કરી રહ્યા છે. પરીક્ષા વખતે એ જાતે રસોઇ કરી વિદ્યાર્થીઓને જમાડે છે.

વિદ્યાનગરમાં આ ઉપરાન્ત વિદ્યાર્થીઓને કામ આપવાની બીજી પણ કેટલીક ગોઠવણો થએલી છે. સાંયન્સ કૉલેજની લૅબોરેટરી, લાયબ્રેરી, એન. સી. સી. અને એ. બી. સી.ના કેડેટોની ટ્રેનિંગમાં મદદ કરવા, ઑફીસમાં પત્રવ્યવહારનું અને ટાઇપિંગનું કામ કરવા તથા વર્કશૉપોમાં અનેક વિદ્યાર્થીઓને કામ આપી શકાય છે. મંડળના ચાલુ કામો ઉપર દેખરેખ રાખવામાં પણ વૅકેશનમાં વિદ્યાર્થીઓ કામ કરી કંઈક કમાઈ શકે છે. આ ઉપરાન્ત ફી, માફી તથા સ્કૉલરશીપોની પણ સારી એવી મદદ મળે છે: જેથી અનેક ગરીબ વિદ્યાર્થીઓ અહીંયાં ઉચ્ચ શિક્ષણ આ રીતે મેળવી રહ્યા છે.

વિદ્યાનગરની યોજનાને મોટી મદદ કરનાર અને તેના વાસ્તવિક રીતે અંગરૂપ બનેલા બીજા ભાઈ તે શ્રી હરિવલ્લભદાસ શાહ. હું અને શ્રી ભીખાભાઇ આગળ જણાવ્યું તેમ તા. ૩૭ માર્ચ ૧૯૪૬ના દિવસે સ્થળ ઉપર બાંધેલા વાંસના પાલામાં રહેવા આવેલા અને એપ્રિલ મહિનામાં તો થોડા પૈસા ભેગા કરવા માટે ભાઇશ્રી ભીખાભાઇને મુંબઇ જવું પડેલું. વિદ્યાનગરની ભૂમિ ઉપર કાર્યકર્તાઓમાં હું એકલોજ રહેતો હતો. ઇજનેરો કરમસદ ગામમાં રહેતા હતા. આવે વખતે એક દિવસ શ્રી હરિવલ્લભદાસ વિદ્યાનગર આવી પહોંચ્યા અને એપ્રિલ મહિનાના તાપમાં ત્રણ ચાર દિવસ મારી સાથે રહ્યા.

આમ તો શ્રી હરિવલ્લભદાસ જૂના જોગી હતા. આઠ દસ વર્ષ શાળાખાતામાં કામ કરેલું. હાઇસ્કૂલના હેડમાસ્તર પણ બની ચૂકેલા અને ત્યાંથી પેટલાદની રાજરત્ન મીલમાં મૅનેજર તરીકે ગયેલા. લગભગ છવ્વીસ વરસ સુધી બહુજ કુશળતાપૂર્વક મીલમાં કામ કરેલું. મીલની ચડતી-પડતી જોએલી અને મીલ જ્યારે પૂરેપૂરી ભરભરાટીમાં હતી ત્યારે તેમાંથી છૂટા થયેલા. જીવનભર સામાજિક કાર્યોમાં સારી પેઠે ભાગ લીધેલો, શરૂઆતથીજ શ્રી મોતીભાઈ અમીનના સમ્પર્કમાં આવેલા હોવાથી એમના રંગે રંગાયેલા. ચરોતર એજ્યુકેશન સોસાયટીની સ્થાપના થઈ ત્યારથી એની ગવર્નિંગ બૉડીમાં રહીને કામ કરેલું, પુસ્તકાલય પ્રવૃત્તિઓમાં ભાગ લીધેલો, વિદ્યાર્થી સહાયક સંઘમાં કામ કરેલું અને શ્રી રમણલાલ શેઠની દાનની રકમોનો વહીવટ પણ સારી રીતે કરેલો. હરિજનો માટે કૂવા બંધાવવા ગામેગામ ફરેલા અને પેટલાદ તાલુકાનાં નાનાં નાનાં દવાખાનાનો પણ વહીવટ કરેલો.

આ રીતે જીવનભર કામ કરેલું હોવાથી લગભગ પાંસઠ વર્ષની ઉંમરે નિવૃત્ત થયા જ્યાંય એમનાથી બેસી રહેવાય તેમ ન હતું. ચરોતર એજ્યુકેશન સોસાયટીની ગવર્નિંગ બૉડીની સભાઓમાં તે મળતા, યોજનાની ચર્ચાઓમાં તેઓ ભાગ લેતા; પણ તે વખતે તેમની તબિયત

નરમ હોવાથી સક્રિય ફાળો આપી શકેલા નહિ. પણ અહીં કામ શરૂ થયું એટલે શું ચાલે છે તે જોવા માટે તે આવી પહોંચ્યા હતા. તેમને વધારેમાં વધારે રસ ચોપડા તપાસવામાં હતો, જેથી આખા બરોબર એમણે ચાર પાંચ મહિનાનું નામું જોઇ લીધું અને યોજના સંબંધે એમના મગજમાં નવો પ્રકાશ પડ્યો. યોજનાને અંગે નાણાંનો કી રીતે વિકાસ થાય છે તે એ સમજી ગયા અને આ રીતે આવું મોટું કામ થઈ શકે એવી એમની ખાત્રી થઈ ગઈ.

ત્રણ ચાર દિવસ તો આ વખતે રહીને પાછા ગયા પણ ફરીથી જુન આખરે આવી પહોંચ્યા. જુનની ૨૮મી તારીખે જ્યારે ભારે વરસાદ પડ્યો ત્યારે અમારી અડચણોમાં ભાગ લેવા તે હાજર હતા. જેમ જેમ ઉદ્યોગોનું નવું ખાતું ખોલાતું તેમ તેમ એમને વધારે રસ પડતો ગયો. બીજી વખત તો આઠેક દિવસ રહ્યા. પછીથી તો દર મહિને આવવાનું રાખ્યું અને એમ ત્રણ ચાર માસ ચાલ્યું અને છેવટે તેઓ વિદ્યાનગરમાં કાયમને માટે રહી ગયા. સરકારી ખાતાઓમાં હિસાબની ચાલતી પદ્ધતિઓ મેં અહીં દાખલ કરી હતી. મીલોમાં રખાતા હિસાબો કરતાં આ પદ્ધતિઓ વધારે કાર્યક્ષમ હતી અને એ એમને બહુ જ પસંદ પડી હતી. વિદ્યાનગરના કામની શરૂઆતથી જ એકાઉન્ટન્ટ મળતા સુધી ચોપડા હુ જાતે જ લખતો. લગભગ એકાદ વરસ સુધી આ કામ મેં કર્યું હતું; પણ એકાઉન્ટન્ટ આવ્યા પછીથી પણ દરરોજના ચોપડા વાઉચરો સાથે તપાસી જવાનું કામ મેં મારી પાસે રાખેલું છે. હું બહારગામ ગયો હોઉં તો પણ જ્યારે પાછો આવું ત્યારે ચડેલું કામ મારી પાસે આવી જાય છે.

આ પદ્ધતિ થવા છતાં ય હિસાબની આંટીઘુંટી સમજવા શ્રી હરિવલ્લભદાસ હમેશ ચોપડા મેં તપાસી લીધા પછીથી તે જાતે જોઇ જતા. આ સિવાય બસોનો વહીવટ એ સંભાળતા અંકુશો હતા ત્યારે અનાજની દુકાનનો વહીવટ એમની પાસે હતો. મહેમાનોની દેખરેખ

રાખવાનું કામ એમણે ઉપાડી લીધું હતું. રસોડામાં શી રસોઇ કરવાની તે એમની ઇચ્છા પ્રમાણે થતું. એ ઉપરાન્ત કોઇ ગરીબ ગુરુભાને મદદ કરવી, ગરીબ માણસને કાયમનું કંઇ કામ આપવું, કોઇને ઘેર બેસ બંધાવવી, કોઇને ઘેર શીવવાનો સંચો અપાવવો અને આ બધા કામનો હિસાબ રાખવો, એ પણ એ સંભાળી લેતા. જુવાનીમાં શેઠના પૈસાનો સદુપયોગ કરેલો અને ઘડપણમાં સંસ્થાના પૈસાનો સદુપયોગ કરતા; જેથી બધાયે એમનું નામ 'શેઠ સાહેબ' પાડેલું. લગભગ પંચોતેર વરસની ઉંમરે તબિયત નરમ થતાં એમણે વલ્લભ વિદ્યાનગર છોડ્યું છે. છતાંય પણ એ ચારૂતર વિદ્યામંડળના ટ્રસ્ટીનું સ્થાન સંભાળી રહ્યા છે.

આ થોડી આડકથા થઇ. હવે મૂળ વાત પર આવીએ. ૧૯૪૬ની દિવાળી પૂરી થઇ કે તુરતજ વિઠ્ઠલભાઇ પટેલ કૉલેજના પાયા ખોદવાનું અને કોન્ક્રીટનું કામ ઝપાટાબંધ શરૂ થઇ ગયું. ૧૯૪૬માં અમે લગભગ પચીસ લાખ ઈંટ પાડી હતી. અમારે રોડાંની તો ખૂબ જરૂર રહેતી. આ કારણથી બાંધકામમાં આખીજ ઈંટ વાપરવાનો અમે સ્વૈયો રાખ્યો હતો જેથી જોઇતાં રોડાં અમને મળી રહે. આગળ જણાવ્યું તેમ ૧૯૪૭ના ચોમાસાની શરૂઆતમાં ભારે વરસાદ હતો. અમારૂં સ્થાન ચારે બાજુ પાણીથી ઘેરાઇ ગયું હતું અને સ્ટેશન ઉપર વેગનો ચોમાસામાં ઝપાટાબંધ આવતાં હતાં, જેથી મોટર લૉરીઓના રસ્તાઓ માટે ખૂબ રોડાં વાપરવાં પડ્યાં હતાં. આનું પરિણામ એ આવ્યું કે વિઠ્ઠલભાઇ પટેલ કૉલેજના પાયાનું કોન્ક્રીટ કરતી વખતે રોડાં ખૂટ્યાં. અમે આણંદના બધા ભઠ્ઠા ઉપરનાં રોડાં ખરીદી લીધાં અને તે વિદ્યાનગર ખેંચી લાવ્યા, છતાં પણ કોન્ક્રીટ પૂરો થયો નહિ. કોન્ક્રીટ પૂરો ન થાય તો ઉપર ચણતરનું કામ શી રીતે ચાલે?

આ એક મોટી મૂઝવણ ઊભી થઇ અને એનો ઉકેલ અમે નીચે જણાવ્યા પ્રમાણે આણ્યો. વિદ્યાનગરમાં અમને લોકોએ નવસો વીઘાં

જમીન આપી હતી. અઢારમી અને ઓગણીસમી સદીમાં આ જમીનમાં લોકોએ દસ પંદર કૂવાઓ બંધાવેલા હતા; પણ વીસમી સદીમાં તો છપ્પનિયા પછી દર ત્રીજે વર્ષે દુકાળ પડતો હોવાથી પાણીનાં વહેણ બહુ જ નીચે ઉતરી ગયાં હતાં; જેથી ઘણાખરા કૂવાઓમાં નહિ જેવું પાણી હતું કે સુકા હતા. અને હવે તો અહીં શહેર બાંધવાનું હોવાથી આ કૂવાઓની ખાસ જરૂર પણ રહેવાની ન હતી; જેથી આ કૂવાઓનું ચણતર ઉકેલી લેવાનો અમે નિર્ણય લીધો. દરેક કૂવાની પચીસ ત્રીસ ફૂટ ઉંડાઈ સુધીની ઈંટો અમે ઉકેલી લીધી. એથી વધારે ઊંડે જવું જોખમભરેલું હતું. આ રીતે કૂવામાંથી કાઢેલી ઈંટોને ભાંગીને અમે વિઠ્ઠલભાઇ પટેલ કૉલેજના પાયાના કૉન્ક્રીટનું કામ પૂરું કર્યું. પેલા કૂવાના ખાડા અમે માટીથી ભરાવી દીધા. કૂવાના મૂળ માલિકોએ આ કૂવાઓનું કોઇપણ જાતનું વળતર લીધું ન હતું; એ તો અમને મફત જ મળ્યા હતા.

આ અરસામાં લોકો અમારી યોજનાની નિષ્ફળતા વિષે અંદરે અંદર વાત કરતા હતા; એટલું જ નહિ પણ કોઇ કોઇ ભાઇ તો જ્યારે દિલ્હી જવાનું બને ત્યારે સરદારશ્રીને પણ આ સંબંધે એ વાતો કરવાનું ચૂકતા ન હતા. કોઇ કોઇ ભાઇએ તો સરદારશ્રીને પત્ર લખેલા કે, "ભાઇલાલભાઇએ એમના ગજા બહારનું કામ ઉપાડેલું છે. અત્યારે તો લોકો પૈસા આપે છે પણ જ્યારે આ કામ નિષ્ફળ જશે ત્યારે લોકો ઉપર આની ખૂબ જ અવળી અસર થશે; અને ભવિષ્યમાં ચરોતરમાં કોઇપણ સાર્વજનિક કામ કરવાનું અશક્ય બની જશે. કાર્યકર્તાઓમાં જનતાનો વિશ્વાસ નહિ રહે. ભાઇલાલભાઇએ આપનું નામ વિદ્યાનગર સાથે જોડ્યું છે એ કદાચ આપ જાણતા નહિ હો. માટે આપ એક નિવેદન બહાર પાડો કે આપને આ કામ સાથે કોઇપણ જાતની લેવાદેવા નથી; જેથી આપના નામનો દુરૂપયોગ થતો અટકે."

સરદારશ્રી આ બધી વાતોથી કંઇક ચિંતા કરવા લાગ્યા અને

૧૯૪૭ના ફેબ્રુઆરીમાં મને એક પત્ર લખ્યો કે, "હું સાંભળું છું કે તમારે પૈસાની બહુ ભીડ છે જેથી તમારી યોજના લઈને તમે દિલ્હી આવો. તમારે કેટલા રૂપિયાની જરૂર છે તે મને કહો એટલે હું વ્યવસ્થા કરાવી આપું." અમારી નાણાં ભીડ તો યોજના શરૂ થઈ ત્યારથી હતી અને આજે પણ છે. સરદારશ્રીનો પત્ર આવ્યો તે વખતે કંઈ ખાસ વધારે ભીડ ન હતી. જેથી મેં તે વખતે જવાબ આપેલો કે, "આપના માથે અત્યારે તો આખા દેશની ચિંતા છે, તેમાં મારા તરફની ચિંતાનો આપ મહેરબાની કરીને ઉમેરો ના કરશો. પૈસા માટે હું દિલ્હી નહિ આવું. અહીં અમે બધા અમારું ફોડી લઈશું. આપને જ્યારે વખત મળે ત્યારે એક વખત વલ્લભવિદ્યાનગર આવી જશો, એટલે લોકો ઉપર છાપ પડશે અને પૈસાની નદીઓ વહેતી થશે."

મારો આવો જવાબ જવાથી સરદારશ્રીએ વિદ્યાનગર આવવાનો પ્રોગ્રામ તાબડતોબ ગોઠવ્યો. તા. ૪થી એપ્રિલે આખો દિવસ વિદ્યાનગર રહેવાનું હતું. તા. ૫મી એપ્રિલે રાસ જવાનું હતું. ત્યાં કસ્તુરબા હૉસ્પિટલનું ખાતમુહૂર્ત કરવાનું હતું અને તા. ૬ઠ્ઠીએ કૃષિગોવિદ્યાભવનમાં એનીવાડી કૉલેજનું ખાતમુહૂર્ત કરવાનું હતું. સરદારશ્રીએ મને લખ્યું હતું કે આ વખતનો ગુજરાતનો પ્રોગ્રામ ખાસ તમારે જ માટે ગોઠવ્યો છે. સરદારશ્રીનો પત્ર આવ્યો એટલે અમારે માટે કોયડો ઉભો થયો. સરદારશ્રી પાસે કંઈક કરાવવું તો જોઈએ જ પણ એક પણ મકાન અમારી પાસે તૈયાર ન હતું. ફક્ત વિઠ્ઠલભાઈ પટેલ કૉલેજના સેન્ટ્રલ હૉલના મુખ્ય દરવાજાનું ચોકઠું બેઠેલું હતું. સેન્ટ્રલ હૉલથી જમણી બાજુનુ કામ મેડામથાળા સુધી આવ્યું હતું. બે ત્રણ ઓરડાઓમાં ધાબું ન ખાઈ ગયું હતુ. એકાદ બે ઓરડાઓમાં સેન્ટરીંગનાં કામ ચાલતાં હતાં જ્યારે સેન્ટ્રલ હૉલથી ડાબી બાજુએ બારી બારણાંઓનાં ચોકઠાં બેસી ગયાં હતાં અને ચણતરકામ ચાલતું હતું. છેકછેડે તો પ્લીન્થનું ચણતર થઈ રહ્યું હતું. આ સ્થિતિમાં સરદારશ્રી પાસે વિઠ્ઠલભાઈ પટેલ

કૉલેજના મકાનની ઉદ્‌ઘાટન વિધિ કરાવવાનું અમે નક્કી કર્યું. એ સંબંધે એમને ખબર આપી અને શિલાલેખ કોતરાવ્યો.

આ અરસામાં કન્યાછાત્રાલયના મકાનનો તળ મજલો પૂરો થઇ ગયો હતો જેથી સરદારશ્રીને તથા તેમની સાથે આવેલા અમલદારોને, આમંત્રિત ગૃહસ્થોને અને છાપાના પ્રતિનિધિઓને ઉતારવાની અમારી પાસે પૂરેપૂરી સગવડ થઈ હતી. પ્રિન્સિપાલના બંગલામાં પણ તળ મજલો પૂરો થઇ ગયો હતો અને દુકાનોનો પહેલો બ્લૉક પણ પૂરો થવા આવ્યો હતો. આ વખતે અમારી મોટામાં મોટી મુસીબત લોખંડની હતી જેથી કૉલેજોના મકાન સિવાય બીજા મકાનોમાં લોખંડ બનતાં સુધી ન વાપરવું એમ અમે નક્કી કર્યું હતું. કન્યાછાત્રાલયના મકાનમાં બધી રૂમો ઉપર એકલા સીમેન્ટ કોન્ક્રીટથી ધાબું ભર્યું હતું. પ્રિન્સિપાલના બંગલામાં પણ એ જ રીતે કામ કર્યું હતું, અને પહેલા દુકાનોના બ્લૉકમાં પણ નાની ઓરડીઓ ઉપર ધાબામાં લોઢું વાપર્યું ન હતું.

કાગળ ઉપર તો બરાબર ગણત્રી કરીને અમારા ઇજનેરોએ નકશા બનાવ્યા હતા, પણ ગણત્રી પ્રમાણે કામ થયું છે કે નહિ તે જોવા માટે કામ પૂરું થયા પછીથી ચાર ઓરડીઓ ઉપર વચમાં બિલકુલ જગા રાખ્યા સિવાય, અમે ઈંટોના આઠ થર ગોઠવ્યા હતા અને બે મહિના સુધી આ વજન ભરી રાખ્યું હતું. સરદારશ્રી વિદ્યાનગર આવ્યા ત્યારે લોઢા સિવાય સીમેન્ટ કોન્ક્રીટનું ધાબું આટલું વજન ઝીલી શકે છે તે જોઇ એ ખૂબ રાજી થયા હતા. કૉલેજના ખંડનાં માપ ઘણાં મોટાં હોવાથી ત્યાં લોઢું વાપર્યા સિવાય છૂટકો જ ન હતો, છતાં એ કામને માટે પણ અમારે જોઇતા માપના સળીયા મળી શકતા ન હતા. લોખંડની જાતજાતની જાતો બજારમાં આવતી હતી. કોઇ પહોળી તો કોઇ ચપટી, કોઇ ચોરસ તો કોઇ ગોળ. મકાન બાંધનારા બધા માણસો ગોળ સળીયા માગતા હતા અને સ્ટીલ કન્ટ્રોલર પાસે માગણી પૂરતો માલ ન હતો; છતાંય એમને શહેરોની માગણી ઉપર વધારે

લક્ષ આપવાનું હતું. કારણ શહેરના લોકો મોટા અવાજ કાઢી શકતા હતા; જેથી સ્ટીલ કન્ટ્રોલર વધ્યા-ઘટ્યા માલ માટે અમને પુછાવતા હતા. અમારે માટે પસંદગીનો પ્રશ્નજ ન હતો; જેથી ફ્લેટ, ચોરસ, એન્ગલ્સ, બીમ્સ, ગર્ડર્સ કે બટ્ટમ એંગલ વિગેરે જે કોઇ માલનું કોઇ ઘરાક ન હોય તે માલ અમને અવારનવાર મળતો, અને જે માલ મળે તે પ્રમાણે ગણત્રી કરી અમે અમારા પાટડા ગોઠવતા અને ધાબું ભરતા.

જેવો લોઢાનો ત્રાસ હતો તેવોજ સીમેન્ટનો પણ ત્રાસ હતો, જેથી સીમેન્ટનો પણ અમે નછૂટકે ઉપયોગ કરતા હતા. મકાનના ધાબામાં તથા ભારવટીઆમાં અને પ્લાસ્ટરમાં અમે સીમેન્ટ વાપર્યો છે. દિવાલોમાં કોન્ક્રીટ વિગેરેમાં બધાં કામોમાં અમે ચૂનાથી ચલાવી લીધું છે. એ ચૂનો અમે જાતે પકવી લીધો છે. ચુનાને માટે પણ દાહોદથી જોઇતો પથ્થર લાવવા જોઇતાં વેગનો મળતાં ન હતાં. અગર તો વાસવોડથી મરડીઓ લાવવા મોટર લોરીઓ માટે પૂરતું પેટ્રોલ પણ મળતું ન હતું, જેથી જ્યાં જ્યાં બની શકે ત્યાં ત્યાં અમે ચણતરમાં ચૂનાને બદલે માટીનો ઉપયોગ કરતા હતા. આ રીતે ચૂનામાં પણ શક્ય એટલી કરકસર અમે કરી હતી અને હજુ પણ કરીએ છીએ.

આવીજ બીજી મોટી ઉપાધી રેતીની હતી. ચોમાસામાં તો જેટલાં અને જ્યાંથી મળે એટલાં વેગન રેતી અમે મંગાવી લીધી હતી. રેતીના મોટા ઢગ વાગી ગયા હતા, પણ જ્યાં પચાસ કડીઆઓએ ચણતરનાં કામ શરૂ કર્યાં ત્યાં એ રેતી કયાં અલોપ થઇ ગઇ તે જણાયું પણ નહિ. શિયાળામાં રેતીનાં મળતાં વેગન ઘણાં કમી થઇ ગયાં. વિઠ્ઠલભાઇ પટેલ કૅાલેજના મકાનની પહેલી ઇંટ ૧૯૪૭ના જાન્યુઆરીની ૧૫મી તારીખે મૂકી હતી અને ૨૦મી જુને તો લગભગ છેંતાલીસ હજાર ચોરસ ફુટનો તળ મજલો અમારે પૂરો કરવાનો હતો; સિવાય બીજાં મકાનોનું બાંધકામ ચાલતું હતું તે તો જુદું જ. બીજાં

મકાનોમાં તો જ્યાં અમે માટી વાપરતા ત્યાં રેતીની જરૂર પડતી નહિ. કોઈ કોઈ સ્થળે તો પોઇન્ટીંગ અને પ્લાસ્ટરમાં રેતીને બદલે અમે સુરખીનો ઉપયોગ કરવા માંડયો. વિઠ્ઠલભાઇ પટેલ કૉલેજના મકાનમાં પણ ચૂનામાં અમે એક ભાગ રેતી અને એક ભાગ સુરખી વાપરતા અને છતાંય રેતી ખૂટી પડી.

કરમસદ ગામના તળાવમાં જો સહેજ ઊંડું ખોદીએ તો રેતી નીકળે છે એમ અમે સાંભળ્યું. જ્યારે ખંભાતના અખાતના સ્થળે સરસ્વતી નદી વહેતી હતી અને જે વખતે મહીસાગરનું તળ અત્યારના તળ કરતાં લગભગ વીસથી પચીસ ફૂટ ઉંચું હતું, ત્યારે મહીસાગરનો પ્રવાહ એક કાળે કરમસદ ગામ આગળથી વહેતો હતો અને આ પ્રવાહે લગભગ દસેક ફૂટનું રેતીનું પડ તે સ્થળે મૂકેલું છે. ચિખોદરાથી કરમસદ સુધીની જગ્યામાં કૂવા ખોદતાં આ પડ મળી આવે છે. અત્યારના જમીનના તળથી તે લગભગ ચાલીસ ફૂટ નીચે છે. કરમસદનું તળાવ સહેજ ઊંડું હોવાથી પાંચ સાત ફૂટ ખોદતાંજ આ રેતીનું પડ મળી આવ્યું. રેતી ઘણીજ બારીક હતી અને અંદર ત્રીસ ચાલીસ ટકા કાંપનો ભેગ પણ ખરો, પણ ન મામાની જગ્યાએ કહેણો મામો અમારે કામ લાગ્યો. એ તળાવમાંથી નીકળેલી રેતીથી અમે અમારૂં વિઠ્ઠલભાઇ પટેલ કૉલેજના મકાનનું કામ આગળ ધપાવ્યું.

તે કાળમાં કપચી માટે ફક્ત એકલી ટીંબાનીજ ખાણ હતી અને ચારે તરફથી એટલી બધી માગણી હતી કે કપચી વાપરવાનું અમે સદંતર બંધ કર્યું હતું. એને બદલે અમે સેવાલીયાથી કે સંતરોડથી ગ્રેવલ મગાવતા હતા. ગ્રેવલની જરૂર ફક્ત સીમેન્ટ કોન્ક્રીટમાંજ હતી જેથી ચોમાસામાં મગાવેલો ગ્રેવલ અમારે લગભગ આખું વરસ ચાલતો; છતાંય ઘણી વખત જ્યારે ગ્રેવલ ખૂટી પડતો ત્યારે ગ્રેવલને સ્થાને ધાબામાં અમારે ઇંટોનાં રોડાં વાપરવાના પ્રસંગ ઉભા થએલા છે. એક વખત તો ચોમાસામાં પણ પૂરતો ગ્રેવલ મળ્યો નહિ, જેથી ઇંટોના

ચાર પાંચ ભઠ્ઠામાં વધારે કોલસી મૂકી અમે અંગાર પડાવ્યો અને મેંગલના સ્થાને અંગાર ભાગીને વાપરવા માંડયો. આવી રીતે અમારાં કામ વખતસર પૂરાં કરી શકયા.

વિદ્યાનગરમાં વાંસના પાલામાં હું અને ભાઈશ્રી ભીખાભાઈ રહેવા આવ્યા ત્યાર પછી દેશની અગ્રગણ્ય વ્યક્તિઓમાંથી અમારી કામગીરી જોવા માટે અને અમારા વિચારો સમજવા માટે વિદ્યાનગરમાં સૌથી પ્રથમ આવનાર ભાઈ તો શ્રી વૈકુંઠભાઈ લલ્લુભાઈ મહેતા હતા. મુંબઈ ઈલાકાની ઓલ્મે પ્રોવિન્સિયલ કો-ઓપરેટીવ બેન્ક વિકસાવવામાં એમનો બહુ મોટો હિસ્સો હતો. સહકારી હિલચાલ પરત્વે એમને બહુ મમત્વ હતું, જેથી આણંદ અને વિદ્યાનગર વચ્ચેના જૂના દરવાળા રસ્તા ઉપર થઈને સને ૧૯૪૬ના મે માસમાં તેઓ આવ્યા હતા.

એમણે અમારી સાથે બે કલાક ગાળ્યા હતા. બધાં ચાલુ કામો જોયાં હતાં. અમારી યોજના અને અમારા વિચારો શાન્તિથી સમજવા તેમણે પ્રયત્ન કર્યો હતો; અને છેવટે અભિપ્રાય આપ્યો હતો કે જન-કલ્યાણ માટે સહકારી યોજનાનો આટલો સુન્દર ઉપયોગ થશે, એવું સરકારી કાયદો ઘડનારના લક્ષમાં કદી નહિ આવ્યું હોય. આ પ્રથમ મુલાકાત પછી તો શ્રી વૈકુંઠભાઈ મુંબઈ રાજના નાણાંમંત્રી થયા પછી પણ, વિદ્યાનગર ત્રણેક વખત આવી ગયેલા અને ચરોતર ગ્રામોદ્ધાર સહકારી મંડળનાં કામ કરવા માટે જોઈતી રકમનું કેશક્રેડીટ ખાતું ખોલવા માટે એમણે ઓલ્મે પ્રોવિન્સિયલ કો-ઓપરેટીવ બેન્કને ભલામણ કરેલી અને તે મંજુર થયેલી. વિદ્યાનગર તરફ એમણે હમેશ મમત્વ બતાવ્યું છે અને વિદ્યાનગરની વધતી જતી પ્રવૃત્તિઓમાં રસ લીધો છે.

સને ૧૯૪૫ના ઑકટોબર માસમાં શ્રી મુન્શીજી આવ્યા હતા એ હકીકત તો પાછળ આવી ગઈ છે. નવેમ્બર માસમાં અધ્યાપકોની પસંદગી કરવા માટે પૂનાથી પ્રો. ખાડયે, મુંબઈથી શ્રી ગોરધનભાઈ પટેલ અને સુરતથી પ્રિન્સિપાલ શાહ આવ્યા હતા અને વિદ્યાનગરમાં ત્રણેક દિવસ

રહીને અધ્યાપકોની પસંદગી કરી તેમની નિમણૂકનો પ્રશ્ન ઉકેલી આપ્યો હતો. જ્યારે જ્યારે વિદ્યાનગરને જરૂર પડતી હતી ત્યારે ત્યારે આ બધા ભાઈઓ પોતાને ખર્ચે જ વિદ્યાનગર આવતા હતા. ખરી વાત તો એ છે કે વિદ્યાનગરની સ્થાપનામાં હરેક વિષયના નિષ્ણાતોએ એમની મદદ વગર મૂલ્યે આપી છે અને જવા આવવાનું ખર્ચ પણ એમણે જ ઉપાડી લીધું છે.

સને ૧૯૪૭ના ફેબ્રુઆરી માસમાં વડોદરા રાજના પ્રજામંડળનું અધિવેશન ભરવા માટે બાકરોલના ભાઈશ્રી પુરુષોત્તમદાસ દેવજીભાઈએ આમંત્રણ આપ્યું અને એ અધિવેશનનો મંડપ તથા ડેલીગેટનો ઉતારો વિદ્યાનગરમાં રાખ્યો. આ અધિવેશનમાં દરબાર સાહેબ, શ્રી ભક્તિબા તથા શ્રી ઢેબરભાઈ પણ આવ્યા હતા. એમણે ઘણા જ રસથી એકેએક ચીજ જોઈ હતી અને આખી યોજના પ્રત્યે સંતોષ દેખાડ્યો હતો.

સરદારશ્રી વિદ્યાનગરમાં આવે ત્યારે ઉતરવાની સોઈ તો થઈ હતી પણ વિદ્યાનગર એમને લાવવા માટે સારી સડક ન હતી. સરદારશ્રીનો પ્રોગ્રામ તો આગળથી જાહેર થતો હતો, પણ એમને માટે અહીં શી વ્યવસ્થા છે એ જોવાની કોઈ દરકાર કરતું ન હતું! અમે તો આણંદથી કરમસદના જૂના રસ્તે આવ-જાવ કરતા હતા પણ એ રસ્તે દડ પણ વધારે હતો અને રસ્તો સાંકડો હતો, જેથી તે રસ્તે સરદારશ્રીને લાવવા અમને ઠીક લાગ્યું નહિ. એમની તબિયત પણ નાજુક હતી. બીજો રસ્તો આણંદથી નડિયાદની સડકે દોઢ માઈલ ગયા પછીથી બાકરોલ જવાની કાચી સડક આવતી હતી. આ સડક વિદ્યાનગરની ઉત્તર સરહદને અડતી હતી, પણ આ તો વડોદરા રાજ્યની સડક હતી. સરદારશ્રી માટે એ સડકને સમારવાની એમને જરૂર લાગી ન હતી, જેથી ખાડા ટેકરા પુરાવવાનું કામ અમે જ કરાવી લીધું હતું અને બે ત્રણ દિવસ કાચી સડક ઉપર પાણી છંટાવવાની વ્યવસ્થા પણ અમે કરી હતી; છતાંય સરદારશ્રીની ગાડી પસાર થઈ ત્યારે ધૂળ તો ઊડતી હતી.

સરદારશ્રીએ વિદ્યાનગરનો પ્રોગ્રામ એમની મેળે જ દિલ્હીથી ગોઠવ્યો હતો. ગુજરાતના કોન્ગ્રેસ આગેવાનોનું માનવું હતું કે સરદારશ્રીનો પ્રોગ્રામ ગોઠવવાનો હક્ક તેમનો જ છે અને તેમની સમ્મતિ સિવાય સરદારશ્રીનો પ્રોગ્રામ ગોઠવી શકાય નહિ. સરદારશ્રીએ મને લખ્યું હતું કે આ વખતનો ગુજરાતનો પ્રોગ્રામ તમારા માટે જ ગોઠવું છું અને તા. ૪થી એપ્રિલે સૌથી પ્રથમ વિદ્યાનગર આવવાનું રાખ્યું છે. છતાં ય જ્યારે છાપાંઓમાં સરદારશ્રીનો ગુજરાતનો પ્રોગ્રામ બહાર પડયો ત્યારે તા. ૪થીએ નડિઆદ, તા. ૫મીએ રાસ અને તા. ૬ઠ્ઠીએ આણંદ કૃષિ ગોવિદ્યાભવનનો પ્રોગ્રામ હતો. પ્રોગ્રામ નીચે ગુજરાત પ્રાન્તિક સમિતિના પ્રમુખ કનૈયાલાલ દેસાઈની સહી હતી. અમે બધા વિદ્યાનગરમાં તો વિચારમાં પડી ગયા કે આમ શી રીતે બન્યું? તરત જ ગુજરાત સમાચાર અને સંદેશમાં આવેલી સરદારશ્રીના પ્રોગ્રામની કાપલીઓ કાપી મેં સરદારશ્રીને મોકલી આપી અને પુછાવ્યું કે આપનો ખરો પ્રોગ્રામ કયો?

પ્રોગ્રામના ત્રણ ચાર દિવસ પહેલાં છાપામાં આવ્યું કે સરદારશ્રી તા. ૪થીએ વિદ્યાનગર આવે છે. આ કારણને લીધે અમારાથી વખતસર લોકોમાં જોઈતી જાહેરાત ન થઇ શકી. છતાં ય એટલા ટૂંકા ગાળામાં વિદ્યાનગરને મદદ કરવા માટે તમાકુના વેપારીઓએ રૂપિયા એકત્રીસ હજાર ભેગા કરીને, સરદારશ્રીને તા. ૪થીએ થેલી અર્પણ કરી. એ થેલી સરદારશ્રીએ વિદ્યાનગરને સોંપી દીધી અને તેના વ્યાજમાંથી દર વર્ષે લાયક વિદ્યાર્થીઓને સ્કૉલરશિપો અપાય છે. આ રીતે અનેક વિદ્યાર્થીઓ સરદારશ્રીના નામની સ્કૉલરશિપ મેળવ્યાનો ગૌરવ અનુભવે છે. આ ઉપરાન્ત સરદારશ્રીએ વિઠ્ઠલભાઈ પટેલ કૉલેજનું ઉદ્‌ઘાટન કર્યું, ત્યારે ધર્મજના ભાઇ વિઠ્ઠલભાઇ શિવાભાઇએ રૂપિયા પચાસ હજારનું દાન એક છાત્રાલય બાંધવા માટે જાહેર કર્યું હતું. આ દાનને લીધે જ ચોખંડી છાત્રાલયનો પાયો નાખવાનું શકય બન્યું હતું. સરદારશ્રીનો પ્રોગ્રામ જો વહેલો જાહેર થયો હોત તો અમને નાણાંની આથી પણ

વિશેષ મદદ મળી શકી હોત. પણ ધાર્યું તો ધણીનુંજ થાય છે, એની મરજી સિવાય સૂકું તણખું તોડવાનીય કોઇની તાકાત નથી.

તા. ૪થી એપ્રિલનો દિવસ આવ્યો. અમારા આનન્દનો પાર ન હતો પણ ખબર આવી હતી કે સરદારશ્રીની તબિયત સારી નથી જેથી લોકોએ કંઇ ધાંધલ કરવું નહિ. ફૂલહારના પણ પ્રોગ્રામ ગોઠવવા નહિ. સરદારશ્રીની મોટરને શાન્તિથી પસાર થવા દેવી. આણંદની પ્રજાએ આ હૂકમનું પાલન કર્યું હતું અને બધા શહેરીઓ સાંજની સભામાં વલ્લભવિદ્યાનગરમાં હાજર થયા હતા. સરદારશ્રી અમદાવાદથી સૌરાષ્ટ્ર એક્સ્પ્રેસમાં આવ્યા. સાથે કુ. મણીબેન હતાં, શ્રી કાનજીભાઇ હતા અને શ્રી રાવજીભાઇ પણ હતા. સ્ટેશન ઉપર જિલ્લાના બધા કાર્યકર્તાઓ આવી ગયા હતા. દરેકને સરદારશ્રીનું સ્વાગત કરવાની ઘણી ઉતાવળ હતી, જેથી મેં અને ભાઇશ્રી ભીખાભાઇએ અમારૂં સ્થાન દાદર આગળ લીધું.

ગાડી આવી, સરદારશ્રી બારણા આગળ ઉભા. દૂરથી હું જોઇ શકતો હતો કે સરદારશ્રીની આંખ મને ખોળતી હતી. ટ્રેનમાંથી ઉતર્યા, બધાના હાર સ્વીકાર્યા. પછી મારો અને ભાઇશ્રી ભીખાભાઇનો પણ વારો આવ્યો. હુ ત્યાંથી સરદારશ્રી સાથે થયો, મોટરમાં સરદારશ્રી સાથે હું બેઠો અને લાંબે વખતે મળેલા હોવાથી વાતોની શરૂઆત થઇ. વિદ્યાનગરમાં આવીને સરદારશ્રીને કન્યાછાત્રાલયમાં ઉતાર્યા. આ રીતે કન્યાછાત્રાલય સૌથી પ્રથમ સરદારશ્રીએ વસવાટ કરવાથી પવિત્ર બન્યું. ચા વિગેરે પત્યા પછીથી સરદારશ્રીએ કન્યાછાત્રાલયનું મકાન જોયું, ઉપર ચઢીને વગર લોઢાએ બનાવેલું ધાબું જોયું. ધાબાની મજબૂતી તપાસવા માટે એના ઉપર લાદેલું વજન જોયું, અને મુશ્કેલીઓમાંથી આ રીતે રસ્તો નીકળી શકે છે એ જાણી બહુજ આનન્દ એમને થયો. ત્યાંથી ઉતરી પ્રિન્સિપાલનો બંગલો જોયો અને પ્રોફેસરો માટે બાંધેલાં દુકાનોનાં મકાનો જોયાં.

પછીથી અમે ઈંટોના ભઠ્ઠા ઉપર ગયા. ઈંટો (Bull's Kiln) બુલ્સ કીલનમાં પાકતી હતી. પાકેલી ઈંટો ઠંડી પડતાં જે ગરમી નીકળે તે ગરમીનો ઉપયોગ, કાચી ઈંટોને ગરમ કરવામાં શી રીતે થાય છે એ બધી કરામત સરદારશ્રીએ જોઇ. ઈંટો જ્યાં પાકતી હતી ત્યાં કેટલી ગરમી રહે છે તે ટાંકણાં ઉઘાડીને જોયું. આ યોજનાનો સૌથી મોટો લાભ તો એ કે એમાં અગ્નિની જ્વાળાઓ થતાં જ બહારના કોઇ જીવજન્તુઓ અંદર પેસી શકે નહિ કે મરી જાય નહિ. આ રીતનું ભઠ્ઠાનું કામકાજ જોઇને એમને સારી પેઠે સંતોષ થયો.

ત્યાંથી નીકળી અમે ફાઉન્ડ્રી, વર્કશૉપ, સૉ મીલ અને સીમેન્ટ પાઇપ ફેક્ટરી જોઇ, લુહારી અને સુથારી ખાતાં જોયાં અને વિઠ્ઠલભાઇ પટેલ કૉલેજનું મકાન જોયું. મકાનનો ભવ્ય સેન્ટ્રલ હૉલ અને વિશાળ પ્રયોગશાળાઓ કરમસદને આંગણે જોઇને એમના આનંદનો પાર ન રહ્યો, અને સાથે આ ભવ્ય મકાનને સ્વ. વિઠ્ઠલભાઈનું નામ આપેલું એટલે એમને તો સોનામાં સુગંધ ભળેલું લાગ્યું. બધાં કામ જોયા પછીથી અતિ સંતોષ સાથે કન્યાછાત્રાલયમાં એમના ઓરડામાં પાછા ફર્યા. હું રજા લઇને પાછો ફરતો હતો એટલે સરદારશ્રીએ મને બેસાડ્યો અને વાતની શરૂઆત કરી.

ફેબ્રુઆરીમાં મેં લખેલો કાગળ જેમાં મેં લખ્યું હતું કે, "આપ અહીંની ચિન્તા ન કરતા અને પૈસા માટે મારે દિલ્હી આવવું નથી, અમે અમારું ફોડી લઇશું," એ ભૂલ્યા ન હતા; જેથી એમણે ધીમેથી વાતની શરૂઆત કરી: "ભાઇલાલ! જુઓને, હું હવે ઘરડો થયો છું, અને તમારી પણ ઉંમર વધતી જાય છે! હવે આપણે આસ્તે આસ્તે કામ કર્યે પરવડે એમ નથી. મારે આવતી સાલ અહીંયાં એન્જિનિયરિંગ કૉલેજ ચાલુ કરવી છે. બોલો કેટલા રૂપિયા જોઇશે?" હું જોઇ શક્યો કે અમે આ સ્થાન ઉપર આવ્યા ત્યારથી તેર મહિનામાં જે કામ થયું હતું તેથી સરદારશ્રીના મન ઉપર ભારે અસર થઇ હતી.

નડિયાદ અને પેટલાદની કૉલેજો થવાથી પૈસા ઉઘરાવવાનું અમારું કાર્યક્ષેત્ર સંકુચિત થઈ ગયું હતું એ એમને ખબર હતી. આર્થિક ઉપાધિઓનો સામનો કરી, માલ સામાનની અછતનો સામનો કરી, જે પરિણામ આવ્યું હતું તેથી એમના અંતરને ભારે ટાઢક વળી હતી.

મેં એમને જવાબ આપ્યો, "બાપુ! જો એન્જિનિયરિંગ કૉલેજ આપને એટલી બધી જલદી કરવી હોય તો મને દસેક લાખ રૂપિયા અપાવો તો હું નાનકડી એન્જિનિયરિંગ કૉલેજ ઊભી કરું." એ સાંભળી કુ. મણીબેન બોલ્યાં, "તો પછી પંદર લાખ માગો ને." મેં કહ્યું, "પંદર લાખ." મને ખબર ન હતી કે પૈસા ક્યાંથી આવવાના છે. જેથી હું તો ઓછામાં ઓછી જોઈતી રકમની વાત કરતો હતો. આટલી વાત થયા પછીથી સરદારશ્રી પાસેથી હું ચાલ્યો ગયો. એમની તબિયત નરમ તો હતીજ અને અત્યાર સુધીમાં ઘણું ફર્યા હતા. આ વખતે ટાઈમ્સ ઑફ ઇન્ડિયાએ પોતાના એક બહુ જ બાહોશ પત્રકાર શ્રી ગોપાલ સ્વામીને વલ્લભ વિદ્યાનગર મોકલ્યા હતા. જમ્યા પછીથી એમણે મારી સાથે યોજના સબંધે બે કલાક સુધી વાતો કરી હતી; અને સરદારશ્રીના ભાષણ પછીથી એમણે બહુ જ લાંબો રિપોર્ટ ટાઈમ્સ ઑફ ઇન્ડિયાને તારથી મોકલ્યો હતો, જે ટાઈમ્સ ઑફ ઇન્ડિયાએ પહેલા પાના ઉપર છાપ્યો હતો. તેના ત્રણ કૉલમમાં આ રિપોર્ટ છપાયો હતો. સરદારશ્રીની વલ્લભવિદ્યાનગરની મુલાકાતને ટાઈમ્સ ઑફ ઇન્ડિયાએ કેટલું મહત્ત્વ આપ્યું હતું તેનો ખ્યાલ આ ઉપરથી આવશે.

બપોરના ચારેક વાગે હું ફરી સરદારશ્રી પાસે ગયો. પાંચ વાગે સભાના કામકાજની શરૂઆત કરવાની હતી. વિઠ્ઠલભાઇ પટેલ કૉલેજનાં પગથિયાં આગળ સરદારશ્રી માટે નાનકડો મન્ચ ઉભો કર્યો હતો અને રમતગમતના મેદાનમાં સામે લોકોને બેસવાની વ્યવસ્થા હતી. લોકો ઘણી મોટી સંખ્યામાં સરદારશ્રીને સાંભળવા માટે આવેલા હતા. મન્ચ ઉપર

પણ પોતાને નેતા માનતા લોકો ગોઠવાઇ ગયા હતા. ફક્ત સરદારશ્રી અને કુ. મણીબેન માટે બેસવાની જગ્યા ખાલી રહી હતી. વ્યવહારમાં યજમાન જેવી કોઇ ચીજ છે, અગર તો એના ઘરમાં યજમાનનું સ્થાન ક્યાં હોય? એનું ગુજરાત જેવા પછાત પ્રદેશમાં લોકોને હજુ ભાન નથી! લૉર્ડ માઉન્ટબેટન જ્યારે વિદ્યાનગર આવ્યા હતા ત્યારે પણ આવું જ બન્યું હતું; એટલે એ તો આપણો ગુજરાતનો રિવાજ જ લાગે છે. એમને જો મંચ ઉપર ચઢવાની મનાઇ કરવામાં આવે તો જ તે ચઢતા અટકે, અને તેનું એમને ખોટું પણ ન લાગે! ખરી વાત તો એ છે કે આપણા લોકોને સારાસારનો વિવેક કરવાનું શિક્ષણ અપાયું નથી

મેં અને ભાઇશ્રી ભીખાભાઇએ નીચે પ્રેક્ષકો સાથે અમારૂં સ્થાન લઇ લીધું. ભાઇશ્રી ભીખાભાઇએ સંદેશાવાચન કર્યા, મેં સંસ્થાનું નિવેદન કર્યું અને સરદારશ્રીને વિઠ્ઠલભાઇ પટેલ કૉલેજના મકાનનું ઉદ્દ્ઘાટન કરવાની વિનંતી કરી. મકાનમાં તો ફક્ત મુખ્ય દરવાજાનું ચોકઠું બેસાડેલું હતું, પણ બારણાં થયાં ન હતાં જેથી અમે કપડાના પડદાને જ એવી રીતે ગોઠવ્યા હતા કે તેને તાળું લગાવી શકાય. સરદારશ્રીએ ચાંદીનુ તાળું ખોલ્યું કે તરત જ પડદા ખસી ગયા અને વિધિ પૂરો થયો. હિન્દભરમા આ પહેલવહેલો જ પ્રસંગ હતો કે અમારા જેવા વગરકાળજીના લોકોએ અધૂરા મકાનનો ઉદ્દ્ઘાટન વિધિ ગોઠવ્યો હતો અને અમારા ઉપરના અતિશય વિશ્વાસને લીધે સરદારશ્રી જેવા મહાન પુરૂષે એનું ઉદ્દ્ઘાટન કરવાનું કબુલ કર્યું હતું. એમને લેશ પણ સંશય ન હતો કે એમને હાથે ઉદ્દ્ઘાટન થએલું આ મકાન અધુરૂં રહેશે. લોકો હસશે તેની તો અમને કે સરદારશ્રીને પરવા ન હતી, અમારે તો કામ સાથે કામ હતું.

ઉદ્દ્ઘાટનવિધિ પૂરો કરીને સરદારશ્રી મંચ ઉપર આવ્યા. આજ સુધીમાં એમને અનેક માણસોએ અમારા કામ બદલ અનેક વાતો

કહી હતી, લોકોમાં અનેક જાતની ગેરસમજુત ફેલાઇ હતી, એ વાત એમને ખટકતી તો હતી જ, પણ તે દૂર કરવા માટે આજ સુધીમાં કોઇ પ્રસંગ મળેલો ન હતો. વિદ્યાનગરની એમની મુલાકાતે એ પ્રસંગ આપ્યો હતો, જેથી વિદ્યાનગરના અને બીજે દિવસે સવારના કરમસદના ભાષણમાં એમણે હૃદય ઠાલવીને વાતો કરી હતી. એ ભાષણો વિદ્યાનગર માટે અતિ મહત્વનાં હોવાથી તે અક્ષરશઃ હવે પછીના પ્રકરણમાં આવશે.



## પ્રકરણ ૮ મું.

## સરદારશ્રીનું પ્રવચન

સરદારશ્રીના પ્રવચન સબંધીની વિગતો આપતાં પહેલાં તે વખતે ચારૂતર વિદ્યામંડળના અધ્યક્ષ તરીકે મેં જે નિવેદન કરેલું તે અમારા બધા કાર્યકર્તાઓના મનનું પૂરેપૂરું પ્રતિબિંબ રજુ કરે છે. યોજનાઓની શરૂઆતમાં અમારી આશાઓ અને આકાંક્ષાઓ શી હતી અને આજે તેમાંની કેટલી બર આવી છે, તેનો ખ્યાલ આવે તે માટે તે નિવેદનનો મોટો ભાગ આ સ્થળે આપવાનું મને યોગ્ય લાગે છે.

"અમે જે આ અનોખો પ્રયોગ શરૂ કર્યો છે તેની પાછળ આપની તીવ્ર ઇચ્છા તથા આપના જીવનકાર્યની પ્રેરણાનું જ બળ છે. હિન્દુસ્થાન તો ગામડાંનો મુલક છે અને આપણા દેશ માટે સાચી દેશસેવાનું રહસ્ય ગ્રામોદ્ધારની પ્રવૃત્તિમાં રહેલું છે, એ આપ વર્ષોથી સમજાવતા આવ્યા છો. આપે દર્શાવેલા એ ધ્યેયને સિદ્ધ કરવાનો અમારો આ પ્રયાસ છે. આ પ્રદેશનાં ગામોમાં બહારનાં અને અંદરનાં તત્ત્વોની નવરચના કરી નવું જીવન પ્રગટાવવું એ અમારો મનોરથ છે. સ્વચ્છ અને સુઘડ ઘરો, વિશાળ રસ્તા, હરવા ફરવાના બાગબગીચા વગેરે સામગ્રી તથા પાણીના નળ અને ગટરો, વીજળીની શક્તિ, ગ્રામોદ્યોગનો વિકાસ વિગેરે દ્વારા ગામોનાં કેવળ બાહ્ય રૂપરંગ ફેરવાય એટલાથી જ અમને સંતોષ થવાનો નથી. અમે તો ગામડાંની અંદર જે લોકજીવન આત્મારૂપે ધબકી રહ્યું છે, તેને સમુન્નત કરવા કમર કસી છે.

આ દિશામાં અમારું પહેલું પગલું તે ચરોતર ગ્રામોદ્ધાર સહકારી મંડળની સ્થાપના. આ મંડળ એટલે આ પ્રદેશની જનતા, અને આજે જ નહિ ભવિષ્યમાં પણ આ મંડળ જનતાનું જ રહે એવી બાંહેધરી મંડળના બંધારણમાં જ અમે આપી દીધી છે. વ્યાજખાઉ અને મૂડીવાદી માનસ માટે આ મંડળનાં દ્વાર બંધારણેજ બંધ કરી દીધાં છે. વળી મંડળનો વધારાનો નફો પણ કેળવણીની અને ગ્રામોદ્ધારની પ્રવૃત્તિમાં જ ખર્ચાય એવી સ્પષ્ટ પ્રતિજ્ઞા પણ બંધારણમાં સમાવેશ પામી ચૂકી છે.

શરૂઆતના આ તેર મહિનામાં અમે ડગલે અને પગલે હાડમારીઓ તથા મૂંઝવણો અનુભવી છે. સાધનસામગ્રીના અભાવે અને સરકારી અંકુશોની જાળોએ અમારી પ્રગતિના વેગને રોક્યો છે; છતાં ઉત્સાહને કચડી નાખે અને પ્રગતિને રૂંધી નાખે એવી ગૂંચવણમાં પણ અમે નિરુત્સાહ બન્યા નથી તે આ પ્રદેશની જનતાના સહકારને લીધે. અડગ મક્કમતા અને સાહસિકતા તો આ ભૂમિને વરેલાં છે એ આપને અજાણ્યું નથી. એ જ ગુણો અમને મદદ કરે છે અને એ જ ગુણોથી અમે આગળ ધપીએ છીએ. એક એક તસુ જમીન માટે પણ જ્યાં લોહી રેડાય એવા આ પ્રદેશમાં ૮૦૦ વીઘાં જમીન અમને મળી છે, એ આ પ્રદેશને ઓળખનારને માટે એક આશ્ચર્યકારક ઘટના જ જણાશે; પણ કરમસદ બાકરોલ, આણંદ, મોગરી વગેરે ગામોના આગેવાનોના ઉદાર સહકારને લીધે તથા કાર્યકરોના અથાગ પરિશ્રમને લીધે આ ઘટના સત્ય બની છે. આટલી વિશાળ સ્વભૂમિ ઉપર આ સંસ્થા ઊભી છે એ જણાવતાં અમને અત્યત આનંદ થાય છે. આવા અપૂર્વ સહકારે અમારામાં શ્રદ્ધા જન્માવી છે કે જનતાની સેવા માટે માત્ર નાણાં નહિ પણ અમે જે માગશું તે અમને મળી રહેશે. આટલા ટૂંક સમયમાં પણ એક મોટું વર્કશૉપ, લાકડાં વહેરવાની મિલ, સીમેન્ટ પાઈપ ફેક્ટરી, મોટા પ્રમાણમાં ઈંટો બનાવવાનો વિશાળ ભઠ્ઠો—એ બધું શરૂ થઈ ચૂક્યું છે. જોનારને ઘડીભર હેરત પમાડે એટલી ઝડપે આ બધું થયું છે. આજ સુધીમાં આ મંડળના

લાખેક રૂપિયાના શેર જનતાએ લીધા છે. સામે મંડળે પણ નિયત કરેલું ૩ ટકાનું વ્યાજ શેરહોલ્ડરોને શરૂઆતથી જ આપ્યું છે. આમ પરસ્પર વિશ્વાસ અને સેવાકાર્યથી જનતા અને કાર્યકરો વચ્ચેની સાંકળ વિશેષ દૃઢ બની છે.

પ્રત્યેક ગામ કે ગામોનો એક સમૂહ સ્વયંસંપૂર્ણ બને અને પરાધીન ન રહે એમાં સમસ્ત દેશના સ્વાતંત્ર્યનું રહસ્ય અમે સમજીએ છીએ અને આ દૃષ્ટિબિંદુ અમારી પ્રવૃત્તિના મૂળમાં છે. આસપાસનાં ગામોને દરરોજની જરૂરિયાતનાં અને સુખ સગવડનાં સાધનો પૂરાં પાડવા અમે તૈયાર જ છીએ. વાસદ, આણંદ, ચિખોદરા અને ઓડમાં પાણીના નળ અને જમીન અંદરની ગટરો માટેની યોજના અમને સુપ્રત થઈ છે, અને કુશળ ઇજનેરો તથા બીજા યોગ્ય માણસો રોકી કાર્યની શરૂઆત મંડળે કરી દીધી છે.

જીવનની જરૂરિયાતોની બને તેટલી બધી જ વસ્તુઓ અહીં ઉત્પન્ન થાય, સુખ–સગવડનાં સાધનો મળી રહે, છતાં ગામડાનું સ્વત્વ નાશ ન પામે એવું આદર્શ સંસ્કારધામ સર્જવાનો અમારો મનોરથ છે. આપના જીવનમાંથી પ્રેરણા મેળવીને આપના ધ્યેયને મૂર્તિમંત કરવાનો પ્રયાસ અમારી આ પ્રવૃત્તિમાં છે. એટલે અમારી આ રચના સાથે આપનું નામ જોડી આ સ્થળને અમે 'વલ્લભ વિદ્યાનગર' નામ આપ્યું છે. પરંતુ નગર એટલે કોઇ આધુનિક શહેર નહિ, પણ નાગરિકતાના બધા ગુણોથી ઓપતું સ્થાન, એ અમારી સમજ સ્પષ્ટ કરવાની જરૂર લાગે છે.

## વિઠ્ઠલભાઇ પટેલ મહાવિદ્યાલય

ગ્રામજનતાના આત્માને સમુન્નત કરવાના મંડળના પહેલા પ્રયાસ તરીકે આજે આપ જેનો વિધિ કરો છો તે વિઠ્ઠલભાઇ પટેલ મહાવિદ્યાલય અમે આવતા જૂન માસથી શરૂ કરીશું. આ મહાવિદ્યાલયની અમારી કલ્પના પણ જુદી જ છે. આ મહાવિદ્યાલય માત્ર પોપટિયું જ્ઞાન આપનારી કૉલેજ નહિ, પણ જનતાના જીવનનું અંગ બની તેની સાથે

ઓતપ્રોત થઇ જાય એવું એનું સ્વરૂપ અમે કલ્પ્યું છે. ઉચ્ચ પ્રકારના શિક્ષણ ઉપરાંત સંશોધન અને અભ્યાસ માટે એક વિશાળ પુસ્તકાલય તથા સમૃદ્ધ સંગ્રહસ્થાન અહીં ઉભાં કરવાની અમારી અભિલાષા છે. દરેક વિદ્યાર્થીને રહેવા માટે ફલાયદી, સ્વચ્છતા અને મુક્તતાભરી સગવડ આપવી, અભ્યાસ મંડળો રચવાં, ૨૫–૩૦ વિદ્યાર્થીઓના સમૂહોને એક એક અધ્યાપકના માર્ગદર્શન નીચે સોંપવા વગેરે અનેક નવી બાબતો અમારી યોજનામાં છે, અને સમય આવ્યે કાર્યમાં પરિણમશે. તે ઉપરાન્ત આ પ્રદેશના તથા બહારના વિદ્વાનો અને વિજ્ઞાનશાસ્ત્રીઓનાં જ્ઞાન, અનુભવ અને વિવેચનનો લાભ, અહીંના વિદ્યાર્થીઓ અને અધ્યાપકોને જ નહિ, જનતાને પણ નિયમિત રીતે મળતો રહે એ હેતુથી અમે નિમંત્રિત અધ્યાપકોનો એક ખાસ વર્ગ અમારી યોજનામાં રાખ્યો છે. બહારના સુપ્રસિદ્ધ વિદ્વાનોના સંપર્કથી આ સ્થળ જરા પણ વંચિત ન રહે એ આશય આ યોજનાનો છે. મન અને બુદ્ધિના વિકાસ સાથે શારીરિક વિકાસની સંપૂર્ણ યોજના પણ અમે તૈયાર રાખી છે. આધુનિક સાધનોથી સંપન્ન એક વિશાળ વ્યાયામશાળા માટે અમે ૫૦ વીઘાં જમીન અલગ રાખી છે. તેમાં બધી જ રમતગમતો અને વ્યાયામ કસરતો નિષ્ણાતો રોકીને શરૂ કરવામાં આવશે. અહીંનો વિદ્યાર્થી શરીર, મન અને બુદ્ધિનું આરોગ્ય મેળવી પોતાને તથા દેશને ઉપયોગી નીવડે એ અમારું ધ્યેય છે.

ગમે તે કારણે કન્યા શિક્ષણ આ પ્રદેશમાં જરા મંદ રહ્યું છે, અને ખાસ તો ઉચ્ચ કેળવણીની દિશામાં. આ મંદતાનાં કારણો શોધી અમારે તે દૂર કરવાં છે અને તે માટે સગવડ, સંભાળ અને સલામતીવાળું એક અલગ કન્યાછાત્રાલય અમે બાંધીએ છીએ. તેની દેખભાળ એક સુશિક્ષિત અને સંસ્કારી અધ્યાપિકાને હસ્તક રહેશે સર્વ પ્રકારનું શિક્ષણ વિદ્યાર્થીઓ જેટલું જ વિદ્યાર્થિનીઓને પણ સુલભ બનાવવું એ આશય અમે રાખ્યો છે અને તે માટે જોઇતી બધી જ સામગ્રી અમે એકત્ર કરવા પ્રયત્ન કરી રહ્યા છીએ.

આટલી મોટી યોજનામાં ખર્ચ પણ ઘણો થાય એ સ્વાભાવિક છે. વળી અધ્યાપકોથી માંડીને ઉપયોગની નાનામાં નાની વસ્તુ પણ ઉત્તમ કોટિની જ મેળવવી એ અમારું ધોરણ છે. આ બધાં માટે જોઈએ તેટલો ખર્ચ કરવા અમે તૈયાર છીએ, કારણ અમારે મન શિક્ષણ એ કાંઈ વેપારધંધો નથી. અમને તો સંતોષ છે કે જેટલો ખર્ચ થાય છે તેટલો જગતના વિકાસમાં જ થાય છે અને એ ખર્ચ વડે તથા કાર્યકરોના શ્રમથી, પુરાયેલા પાયા ઉપર ભાવિ પ્રજાના જીવનની ઇમારત દૃઢતાથી ઉભી રહેશે.

જેમનું નામ આ મહાવિદ્યાલય સાથે જોડાએલું છે તે આપના વડીલ બન્ધુ સ્વ. વિઠ્ઠલભાઈનું સ્મરણ પણ આજે અમને થાય એ સ્વાભાવિક છે. આજની અટપટી રાજરમતોમાં એમની ખોટ પ્રજાને હરઘડી સાલે છે, તેવે પ્રસંગે એક દુઃખદ વાત પણ અમને યાદ આવે છે કે એમના જેવા પ્રજાના હૃદયમાં અમર બનેલા મહાન પુરુષનું યોગ્ય સ્મારક કરવાની પ્રવૃત્તિ હજી સુધી થઈ નથી. પરંતુ આજે એમનું સ્મારક એમને અતિશય પ્રિય કેળવણીના વિષયમાં એમને આંગણે જ રચવામાં અમે નિમિત્ત બન્યા છીએ, એ અમે અમારું સદ્ભાગ્ય માનીએ છીએ. કેળવણીના ક્ષેત્રમાં સ્વ. વિઠ્ઠલભાઈનો રસ એમના જાહેરજીવનની શરૂઆતથી તે અન્ત સુધી સતેજ રહ્યો હતો. અને બીજી અનેક પ્રવૃત્તિઓ વચ્ચે પણ આ ક્ષેત્રને એમણે કદી વિસાર્યું નથી; એટલે અહીંની શિક્ષણ સંસ્થાઓ સાથે એમનું નામ જોડવાની અમને પ્રેરણા થાય એ સ્વાભાવિક છે. આ દિશામાં અમારી યોજના અને અમારી મહત્વાકાંક્ષા મોટી છે. આવતે વર્ષે સને ૧૯૪૮માં જ, ઇજનેરી કૉલેજ અને ટેકનીકલ ઇન્સ્ટીટ્યુટ શરૂ થાય એ જાતની તૈયારીઓ અમે અત્યારથી જ હાથમાં લીધી છે.

અમારે આંગણે આ વિરલ યોગ આજે ઉપસ્થિત થયો છે. જે બંને મહાપુરુષોને અમે અમારાં ગણ્યા છે અને જે બંનેએ અમને

પોતાના ગણ્યા છે, એ બંનેના જીવનમાંથી મેળવેલી પ્રેરણાના દોર્યા, અમે આ મનોરથો ઘડી તેને મૂર્તસ્વરૂપ આપવાના પ્રયાસમાં પડયા છીએ. શુભ નિષ્ઠાથી ઉપાડેલું દરેક કાર્ય સફળ થાય છે. આ અમારું કાર્ય પણ અમારી શુભ નિષ્ઠાથી અને આપના આશિર્વાદથી સફળ થશે એવી અમને શ્રદ્ધા છે.

આ મહાવિદ્યાલયનું ઉદ્ઘાટન કરવામાં આપ પ્રાચીન ગામડાંના ધોરણે હાલનાં ગામડાંની પુનર્રચના કરવાના કાર્યનો પાયો નાખો છો અને આપની અનેકવિધ પ્રવૃત્તિઓમાં એક વધારાની પ્રવૃત્તિની શરૂઆત કરો છો એમ અમને લાગે છે.

આપ બેઉનાં નામ અને જીવનકાર્ય, અહીંની જનતાને, વિદ્યાર્થીઓને તથા અધ્યાપકોને સદાયે પ્રેરણા આપી કર્તવ્યધર્મમાં જાગ્રત રાખ્યા કરે, એમ અમે પરમકૃપાળુ પરમાત્માને પ્રાર્થીએ છીએ અને હવે આપને ઉદ્ઘાટનવિધિ કરવા વિનવીએ છીએ."

## સરદારશ્રીનું પ્રવચન

ભાઈ ભાઈલાલભાઈ, ભીખાભાઈ, ભાઈઓ અને બ્હેનો,

ઘણા વખતથી અહીં આગળ આ જે પ્રયોગ થઈ રહ્યો છે, તે નજરે જોવા ખાતર હું અહીં આવવા માગતો હતો. બે-ત્રણ વખત આવવાનો નિશ્ચય કર્યો; પરંતુ એક અગર બીજા કારણે તે પરિપૂર્ણ થઈ શકયો નહિ. થોડા વખત ઉપર તો હું અમદાવાદ આવીને પાછો ગયો, પણ અહીંયાં ના આવી શકયો. છેવટે મહામહેનને બે-ત્રણ દિવસ કાઢીને હું અહીંયાં આવ્યો છું. આ વખતનું મુખ્ય કામ ભાઈલાલભાઈ જે કામ કરી રહ્યા છે તે જોવાનું છે. બીજું કામ મગનભાઈ જ્યાં કામ કરી રહ્યા છે ત્યાં ખેતીવાડીની કૉલેજ ખોલવાનું છે. વળી રાસના એક ખેડૂત આશાભાઈ છે, તે ઘણા વખતથી આગ્રહ કરે છે કે મારે ગામ આવો, તો તેમનું કામ જોવા

જવું છે. પછી કોઇ એ ઉપરાંત બીજે જવાનો આગ્રહ કરે તો જાઉં, પણ આ વખતનું કામ તો અહીંનું જ છે. અહીં ભાઇલાલભાઇ જે અડ્ડો નાખીને પડ્યા છે, તેમાં મારી પણ જવાબદારી છે.

ભાઇલાલભાઇ એક કુશળ અને બાહોશ એન્જીનિયર છે, એમણે જિંદગીનો મોટો ભાગ સિંધમાં સરકારી નોકરી કરી છે. અમદાવાદ મ્યુનિસિપાલિટીને એન્જીનિયરની જરૂર હતી, એને માટે એના પ્રમુખ સાહેબે મારી પાસે માગણી કરી.

## ઇજનેરોની ખોટ

આ દેશમાં કુશળ ઇજનેરો મેળવવાની મુશ્કેલી છે. હિંદુસ્થાનને જો ઝપાટાબંધ જગતમાં આગળ લાવવો હોય, તો આપણે સંખ્યાબંધ કુશળ ઇજનેરોની જરૂર પડશે. સરકાર ઇજિનેરી કૉલેજો કાઢી રહી છે, પણ આવી બાબતોમાં સરકારને ભરોસે ન રહો—આપણી સરકાર હોય તો પણ—આપબળ સિવાય કોઇ વસ્તુ કામમાં આવવી નથી. હું આપબળમાં માનવાવાળો છું, અને ભાઇલાલભાઇ પણ એમજ માને છે.

મેં ભાઇલાલભાઈને કાગળ લખ્યો કે પરપ્રાંતની સેવા ઘણી કરી, હવે આપણા પ્રાંતની સેવા કરો; આથી તેઓ અમદાવાદ આવ્યા. અમદાવાદની જનતા કહે છે કે અમદાવાદ શહેરને આવો કુશળ અને કરકસરથી કામ કરનાર ઇજનેર પહેલાં કદી મળ્યો ન હતો.

## ગામડાંમાં કામ કરો

૧૯૪૨ની લડત જ્યારે ચાલુ થઇ ત્યારે અમદાવાદ મ્યુનિસિપાલિટી ઉપર સરકારનો હાથ પડ્યો. તે વખતે મ્યુનિસિપાલિટીના સ્ટાફ અને ઑફીસરોમાંથી કેટલાક જેલમાં ગયા, કેટલાકે નોકરીઓ છોડી અને કેટલાક ભાગ્યા. ભાઇલાલભાઈ સુધરાઈ છોડીને અહીં આવ્યા. હું જ્યારે છૂટીને બહાર આવ્યો, ત્યારે એમણે એમનું સ્વપ્ન મને

સમજાવ્યું અને કહ્યું કે મારે હવે ચરોતરમાં કામ કરવું છે. મને પણ એ ગમ્યું અને મેં એમને સંમતિ આપી.

મેં એમને કહ્યું કે શહેરોમાં કામ કરનારાઓ તો ઘણા મળે છે. હિંદુસ્થાન તો ગામડાંમાં વસે છે, આપણે તો ગામડાંને ઉઠાડવાં છે, એટલે તમારી બુદ્ધિનો ઉપયોગ તો ગામડાંમાં કરવાનો છે; શહેરો તો પોતાનું ફોડી લેશે. તમે આપણા ભાઈઓને લાભ આપો. ભણતરનો લાભ આપણા જ લોકોને મળે તો તે સાર્થક કહેવાય; નહિતર ભણતર નકામું છે. ભણતરનો આપણે વેપાર ના કરવો જોઈએ.

ભીખાભાઈએ ચરોતર એજ્યુકેશન સોસાયટીમાં થાય એટલું કર્યું, અને હવે ભાઈલાલભાઈને કામ આપવા તૈયાર થયા છે.

## સ્વપ્ન જેવી લાગતી સાચી વાત

હું જ્યારે જેલમાંથી છૂટીને આવ્યો, અને આ બન્ને જણે આ કલ્પના મારી પાસે મૂકી, ત્યારે મેં કહ્યું કે, તમારી વાત સાચી છે, સારી છે, પણ લોકો માનશે નહિ. સ્વપ્ના જેવી લાગે છે. જો તમે કરીને બતાવો તો લોકોને વિશ્વાસ ઉત્પન્ન થાય અને એમનો સાથ મળે. મારો તો તમને પૂરેપૂરો સાથ છે જ. આ કામ દ્વારા આપણે હિન્દુસ્થાન પાસે એક નમૂનો રજૂ કરી શકીશું. જો ભાઈલાલભાઈનું સ્વપ્નું સફળ થાય તો બુકર ટી વૉશિંગ્ટને અમેરિકામાં જેવું કામ કર્યું છે, તેવું જ અહીંયાં આપણે ત્યાં પણ કામ થાય.

મેં એમને કહ્યું કે તમે ગાંધીજી પાસે જાઓ, એમને સમજાવો અને એમના આશિર્વાદ માગો; પણ ગાંધીજીને તો યંત્ર સાથે મેળ ખાતો નથી! એ ગાંધીજી પાસે ગયા, અને બન્નેએ ચર્ચા કરી, બેમાંથી એકકેય થાકે એવા નથી! પછી ગાંધીજીએ કુમારપ્પાને આણંદ મોકલ્યા. એ અહીં આવ્યા, ભાઈલાલભાઈએ એમને સમજાવ્યા, અને એમને ગળે ઘૂંટડો ઉતર્યો.

મેં કહ્યું કે તમે ભગવાનનું નામ લઈને કામ શરૂ કરો. શુદ્ધ દાનતથી કરેલું કામ કદી નિષ્ફળ જતું નથી. સારા કામનું પરિણામ સારું જ આવશે.

## ધૂળમાંથી કંચન: જંગલમાં મંગલ

તમે લોકોએ જે આડસો નવસો વીઘાં જમીન આપી તેને માટે હું તમને ધન્યવાદ આપું છું. પહેલાં તો આ લુટારૂઓનું સ્થાન હતું. હું નાનપણમાં અહીંથી પસાર થતો હતો ત્યારે કોઈ ચોરલુટારો છે કે કેમ તે માટે આજુબાજુ જોતો. આ જમીનમાં કાંઈ પાક તો બહુ વરસી જાય એમ છે નહિ; છતાંય તમોએ જમીન આપી તે માટે હું તમોને ધન્યવાદ આપું છું.

ભાઈલાલભાઈએ તો ધૂળમાંથી સોનું નીપજાવ્યું છે. તમે જે જમીન આપી એમાંથી એક ટુકડો એમણે કામમાં લીધો, એકનો રસ્તો કર્યો, અને એક તમને પાછો આપ્યો. એ ટુકડાની કિંમત ખેતરની કિંમત કરતાં દશગણી થઈ ગઈ. તમે દાન પણ કર્યું, વેપાર પણ કર્યો અને ફાયદો પણ ઉઠાવ્યો. અને અહીં જંગલમાં મંગલ થયું! નહિ તો અહીં આટલા બધા માણસો ક્યાંથી આવવાના હતા? ભાઈલાલભાઈ અહીં આવ્યા ત્યારે તો સાદડી લઈને આવ્યા હતા. પીવાના પાણીનાં પણ ઠેકાણાં ન હતાં! અહીં તેર મહિનામાં ઉભું કરેલું કામ અદ્‌ભુત છે. એ ઉપરથી ત્રણ વર્ષ પછી સંસ્થાનું સ્વરૂપ કેવું હશે એનો કંઈક ખ્યાલ આવશે.

## આદર્શ ગામડું કેવું હોય?

ગામડાં નવેસરથી કેવી રીતે વસાવવાં અને આદર્શ ગામડું કેવું હોય તે બતાવવાનો અહીં પ્રયત્ન થશે. અહીં ૨૦૦૦ પ્લૉટ હશે અને પ્લૅન પ્રમાણે મકાનો થશે. આજે તો ગામડાં ઉચાનીચાં, વાંકાંચૂકાં અને ગમરગંડાં છે. કોઈ ઘરનો ખુણો વાંકો તો કોઈનું કાતરિયું નીકળેલું છે. એમાં આંખને ગમે એવી રચના નથી કે કળા નથી.

ગામડાં એવાં ના હોવાં જોઇએ. ગામની અંદર ધૂળ ના હોવી જોઇએ. એનાથી ક્ષય થાય છે, આંખો ને ફેફસાં બગડે છે. ઘરની રહેવાની જગ્યા પણ સાફ રાખવી જોઇએ. કુદરતે આપેલી સ્વચ્છ હવાને બગાડવી ના જોઇએ. બધાને સ્વચ્છ હવા મળે એ આપણે પહેલું જોવું જોઇએ. ગામમાં ધૂળ, ધૂમાડો કે ગંદકી ના હોવાં જોઇએ. ખેડૂતોને ઢોર કેમ રાખવાં તે આપણે શીખવવું જોઇએ. ઢોરની સાથે ઢોર ના થવું જોઇએ. જો એમ થાય તો ખેડૂત ઠોકરો ખાય. ઢોર ને જાનવર એવાં હોવાં જોઇએ કે જેને જોઇને આપણી આંખ ખુશ થાય. શિવજીની પાસે પોઠિયો હોય છે એવાં આપણાં જાનવર હોવાં જોઇએ. ખેડૂતે પોતાના ઢોરને એવી રીતે રાખવાં જોઇએ કે એનામાં રહેલી માણસાઇ દેખાઇ આવે. આમ કરી શકે એ જ સાચો ખેડૂત!

આજ તો ઢોરની આજુબાજુ છાણ, મૂતર, મચ્છર, માખી, ગંદકી વગેરે હોય છે. એનાથી રોગ થાય છે. એ ખેડૂતનું જીવન નથી પણ સાક્ષાત નરકવાસ છે.

ગામડું એ પ્રકારનું હોવું જોઇએ કે જે નમુનેદાર હોય. ગામની અંદર ઠેકઠેકાણે શૌચક્રિયા કે પેશાબ માટે ન બેસવું જોઇએ. બાળકો પણ ગંદકી ન કરે એ માબાપોએ જોવું જોઇએ. આપણે આપણી જિંદગી જાનવરો જેવી ના રાખવી જોઇએ. મેલું ક્યાં જાય છે, એની તો ખબર પણ ના પડવી જોઇએ. ખરી રીતે તો પાયખાના અને દીવાનખાના વચ્ચે ફરક ના હોવો જોઇએ. આવું આદર્શ ગામ વસાવવાની કલ્પના અહીં નકશા ઉપર છે. ભાઇલાલભાઇની આ કલ્પના જો સફળ નીવડે તો એ હિંદુસ્થાન પાસે આદર્શ પદાર્થપાઠરૂપે મૂકવા જેવી છે.

## અંગ્રેજોનો એક મોટો ગુણ

ખેડા જીલ્લામાં જેટલી કેળવણીની સંસ્થાઓ છે, તેટલી બીજે ક્યાંય નથી. અહીં દર ત્રણ કે ચાર ગાઉએ એકાદ હાઇસ્કૂલ છે. હવે તો કૉલેજો પણ થવાની છે, કૉલેજો કરવી હોય તો તે જરૂર

ગામ કરવાનો મોહ ના રાખવો જોઈએ. એથી કામ વહેંચાઈ જઈને બગડે છે. આપણને નામનો મિથ્યામોહ ના હોવો જોઈએ. ઉત્તરસંડા, નડિયાદ, પેટલાદ એમ ઠેરઠેર કૉલેજો થતી રહે તો કામના ટુકડા થઈ જાય. હું એ બધાને સમજાવી શકું કે કેમ એ પ્રશ્ન છે. હું તો માત્ર બધાને સલાહ આપું કે આવું કામ કરવું હોય તો તે અંગ્રેજોની પેઠે કરવું. એ લોકો જો હૉસ્પિટલ બાંધશે તો તે અનેક નહિ બાંધે પણ એક બાંધશે, અને બધા દાતાઓના નામની ત્યાં તકતી મૂકશે, પણ કામના ટુકડા નહિ કરે. તેઓ એક જગાએ એકજ સંસ્થાને દાન આપીને શોભાવશે. કેળવણીની સંસ્થાઓમાં પણ આપણે એમજ કરવું જોઈએ.

અહીં આગળ કલ્પના એવી છે કે, સાયન્સ, આર્ટ્સ, એન્જી-નિયરિંગ વગેરે દરેક વિષયની એક એક કૉલેજ કરવી. આપણા પ્રાંતમાં આવી શિક્ષણ સંસ્થાઓ ચલાવવા માણસો મેળવવાની મુશ્કેલી છે. એવો વિદ્યાનો શોખ તો મહારાષ્ટ્રમાં છે. આપણે તો વેપારમાં પડેલા છીએ ખેડૂતો પણ તમાકુનો વેપાર કરે છે, પણ એ તો ખેતીનો એક ભાગ છે, વેપાર નથી. આપણો ખેડૂતોનો ધર્મ જુદો છે.

## સાહસિક બનો: પરદેશ ખેડો

હવે હું તમને એક વસ્તુ કહેવા ઇચ્છુ છું. આ ભાગમાં વસ્તી વધારે થઈ ગઈ છે. જમીન ઉપર નિર્વાહ થતો નથી. ટુકડા બહુ પડી ગયા છે. તસુતસુ જમીન માટે પણ ખૂન થઈ રહ્યાં છે. એમાં બહુ સાર નથી. ઇશ્વરે બુદ્ધિશક્તિ આપી છે, તો દુનિયામાં જ્યાં જગ્યા મળે ત્યાં જવાની તૈયારી હોવી જોઈએ. દક્ષિણ અને પૂર્વ આફ્રિકાના દરવાજા બંધ થયા છે; પણ બીજાં ઘણાં ક્ષેત્રો છે કે જ્યાં જોઈએ એટલી જગ્યા મળે છે. આપણામાંથી સાહસિકપણું ન જવું જોઈએ. બાપનો કૂવો ઊંડો હોય માટે ડૂબી મરાય નહિ. ધરતી માત્ર આપણી જન્મભૂમિ છે. અંગ્રેજો એક નાના સરખા ટાપુ ઉપરથી આખી દુનિયામાં

ફેલાયા છે. આપણે એમની પેઠે રાજ નથી કરવું પણ ઈશ્વરનું નામ લઈને ઇજ્જત આબરૂથી રોટલો પેદા કરવો છે.

હવે એક બીજી વાત. અહીં ખેડૂતનો એક વર્ગ એવો છે કે જેણે સારી રીતે જમીન ખેડીને ધરતીને દીપાવી છે; પણ બીજો એક વર્ગ એવો છે કે જેની પાસે થોડીક જમીન તો છે, પણ તે જમીન સાથે એકદીલ થઇ શકયો નથી, તેને તે શોભાવી શકયો નથી. એ મજૂરી ઉપર પડ્યો છે. જ્યાં તે પણ પૂરીપાધરી કરી શકતો નથી. હવે તેનાં હાડકાં ચોર થયાં છે. આ વર્ગને અહીં 'ધારાળા' કહેવામાં આવે છે. એમને વળી રજપુત થવાનો શોખ લાગ્યો છે. કેટલાક જુવાનિયાઓ તેમને વર્ગવિગ્રહમાં નાખવા માગે છે. તેઓ આજ સુધી મજૂરોને જમીનદારો અને કારખાનાવાળાઓ સાથે લડાવતા એ હું સમજી શકું છું; પણ જમીનના નાના નાના ટુકડાવાળા ખેડૂતો સાથે મજૂરોને લડાવવા એ તો બન્નેને મારવા બરાબર છે. એ ઝેરવેરમાં આપણે ન પડવું જોઇએ. બુદ્ધિનો ઉપયોગ કરવો અને ધરતીનો નવો ખૂણો શોધી લેવો. દુનિયા હવે સાંકડી થઇ ગઇ છે. દિલ્હી ત્રણ કલાકમાં અને અમેરિકા બે દિવસમાં પહોંચી શકાય છે. એવા સમયમાં બહાર જતાં મુશ્કેલી ન લાગવી જોઇએ. બ્રાઝિલ, ત્રિનિદાદ, મોરેશિયસ વગેરે સાહસિકો માટે ખુલ્લાં છે.

## હૃદયપૂર્વકનો સાથ આપજો.

અહીં જે કેળવણી અપાશે તે એકલી ખેતીની નહિ, પણ સાથે સાથે બુદ્ધિ અને સાહસ કેળવવાની પણ હશે. હવે પછીની કેળવણી એવી હોવી જોઇએ કે જે કારકુનો તૈયાર કરવાને બદલે સ્વતંત્ર હિંદુસ્થાનના નાગરિકો તૈયાર કરે, એવી કલ્પના ભાઇલાલભાઇની છે. અને તેને માટે આ સંસ્થા છે, અને તેથીજ મેં તેમને પૂરેપૂરો સાથ આપ્યો છે.

હું તમને એક વિનંતિ કરવા માગું છું. તમે બધા આ સંસ્થાને હૃદયપૂર્વકનો સાથ આપજો. પૈસાની બહુ કિંમત નથી. સારું કામ થયું તો પૈસા તો મળી રહેશે. દાન કરનારા માણસોને દાન ક્યાં કરવું તેની સૂઝ નથી પડતી. દાનને પાત્ર જગ્યા મળે તો તેઓ તુર્ત જ દાન આપે છે. માણસ કમાઈ જાણે છે, પણ કમાણીનો ઉપયોગ ક્યાં કરવો તેની તેને સમજ પડતી નથી. જાત તોડીને કામ કરનારને ધનિકો પૈસા આપી જાય છે. હિંદુસ્તાનના કોઇપણ માણસને દાન કરવું હોય તો તે આંખો મીંચીને ગાંધીજીના ખોળામાં પૈસા નાખી જાય છે.

અહીં ભાઈલાલભાઈ તેર મહિનાથી બેઠા છે. એ ખેડૂતોને ઉભા કરવામાં બાકીની જિંદગી ખર્ચવા માગે છે, એટલે ખેડૂતોને વિશ્વાસ આવ્યા સિવાય રહેવાનો નથી. પૈસા તો મળી રહેશે, એમાં તમારા દિલનો સાથ જોઇએ. એ સાથ હું તમારી પાસે માગું છું.

**અસ્પૃશ્યતાનો નાશ કરો.**

હિંદ સ્વતંત્ર થવાનું છે. તેમાં આપણે ક્યાં છીએ તેનો અત્યારથી વિચાર કરવો જોઇએ. આજ સુધી તો આપણે પરદેશી રાજ્યના ભરોસે બેઠા હતા. હવે આપણે આપણું પોતાનુ રક્ષણ કરતાં શીખવુ જોઇએ. આપણું સામાજીક જીવન એ પ્રકારનુ હોવું જોઇએ કે આપણી વચ્ચે રહેતા ગરીબ અને ઉતરતા લોકો અને જેને અવકાશ ઓછો છે એવા માણસોને આપણી બરોબર બનાવવા જોઇએ. ગાંધીજી તો કહેતા આવ્યા છે કે અસ્પૃશ્યતાનો નાશ કરવો જોઇએ. મને બીક છે કે ગુજરાત એ બાબતમાં છેલ્લું રહેશે. આપણા મુલકની અંદર કોઈ અસ્પૃશ્ય રહેવો જોઇએ નહિ. કોઇ આપણાથી ઉતરતો છે, એમ કહેવું ન જોઇએ. જીભથી કોઇને બુરું ન લગાડવું જોઇએ. કોઈ આપણાથી શ્રીમંત હોય તો તેની ઇર્ષા ન કરવી જોઇએ. કોઇ આપણાથી ગરીબ હોય તો તેનો તિરસ્કાર ન કરવો જોઇએ સ્વતંત્ર હિંદના નાગરિકોમાં એકતાનો ભાવ અને પ્રેમભાવ હોવો જોઇએ. તે નહિ હોય તો સ્વતંત્રતાને આપણે શોભાવી નહિ શકીએ.

## સ્વતંત્ર હિંદનાં ગામડાં

આ સંસ્થાને શોભાવવી હોય તો તમે તેને દિલનો સાથ આપીને તેના આદર્શને અપનાવજો. આપણી આસપાસ જે ગામડાં પડેલાં છે તેની અંદર શું શું ફેરફાર કરવા, તેને ચોકખું પાણી કેવી રીતે પૂરું પાડવું, એની ગંદકીનો કેવી રીતે નિકાલ કરવો, ફળફૂલ કેવાં ઉછેરવાં, એનાં ઢોર કેવાં હોવાં જોઇએ, એ બધી વસ્તુ જો આપણે અહીં કરી બતાવીશું તો હિંદુસ્થાન પાસે એક નમૂનો મૂકી દઇશું. હિંદુસ્થાન સ્વતંત્ર થવાનું છે તે સંબંધી તો હવે કોઈ હિંદુસ્થાનીના મનમાં શંકા રહી નથી, અંગ્રેજોએ તો કહી દીધું છે કે '૪૮ના જૂન પહેલાં અમારે જવું જ છે. તમે તમારૂં સંભાળો એટલે આપણે તો અત્યારથી સમજી લેવું જોઇએ. સંભાળવુ હોય તો તો ગામડાં જ સંભાળવાં જોઇએ. શહેરના લોકો આપસમાં લડશે તો તેનું તો તે જાણે. ગામડાઓમાં એ રોગચાળો આવવા નહિ દેવો જોઇએ. અહીંયાં ગામડામાં સામ્યવાદ, કોમવાદ, કે બીજા કોઇ પ્રકારનો વાદ ન હોવો જોઇએ. અહીં તો કુટુંબવાદ હોવો જોઇએ. આ સંસ્થામાં એવું શીખવવાનું છે કે માણસ ઇજ્જત આબરૂથી પોતાનો ધંધો કરીને સરળ જીવન કઇ રીતે ગાળી શકે. સાથેસાથે આ સંસ્થામાં એવા ગામની રચના કરવાની છે કે હિન્દુસ્થાનનું આદર્શ ગામડું કેવું હોય તે લોકોને બતાવી શકાય.

મારી પાસે તો વિદ્યાલય શું ખુલ્લું મુકાવવાનું હતું? પણ ભાઇલાલભાઇના આગ્રહથી વિધિ કરવા આવ્યો છું. એની વિધિ કરવાની કાંઇ જરૂર ન હતી. ભાઇલાલભાઇએ પોતે વિદ્યાલય ખુલ્લું મૂક્યું હોત તો વધુ યોગ્ય લાગત, કારણકે અહેનત એમની છે.

જે નામની સાથે આપણે સંસ્થાને જોડીએ છીએ એ નામ ત્યારેજ સાર્થક કહેવાય કે જ્યારે તેમનામાં જે ભાવના, ત્યાગ, હિમ્મત, દેશપ્રેમ વિગેરે ગુણો હતા તે આપણે અપનાવીએ, તો જ આપણે તે નામને શોભાવી શકીશું. કાર્યકર્તાઓના મનોરથો સફળ થાઓ એમ

હું ઇચ્છું છું. તમે બધા એમને દીલનો સાથ આપો, અને એવી આદર્શ સંસ્થા ઉભી કરો કે લોકો દૂરદૂરથી અહીં જોવા આવે. ઇશ્વરના આશિર્વાદની યાચના સાથે હું આ સંસ્થા ખુલ્લી મુકાયેલી જાહેર કરૂં છું. જે ભાઇઓએ દાન કર્યું છે તે ભાઇઓને હું મુબારક-બાદી આપું છું. ઇશ્વર સર્વનું કલ્યાણ કરો!

તા. ૬ઠ્ઠી એપ્રિલની સવારે સરદારશ્રીએ કરમસદ ગામે સાકરબા કન્યાશાળાની ઉદ્ઘાટન વિધિ કરતાં જમા થયેલી જંગી મેદનીને સંબોધતાં પોતાને માથે કામનો અત્યંત બોજો હોવા છતાં ત્રણ વધારાનાં કામોનો બોજો હોવાનું જણાવી કહ્યું હતું કે એ ત્રણ કામોનું ધર્મનું ઋણ મારે માથે હતું એ ચૂકવવા હું વખત કાઢીને નીકળ્યો છું. એ ઋણ અદા ના કરૂં તો મારી સદ્‌ગતિ ના થાય. એ ત્રણ કામોમાં મુખ્ય કામ ભાઇલાલભાઇનું વિદ્યાનગર જોવાનું હતું. કારણ મેં તેને આ આડા માર્ગે બેસાડ્યો છે. એનો અખતરો નવા પ્રકારનો છે, જે સ્વતંત્ર હિંદુસ્થાનમાં આદર્શ ગામ કેવું હોવું જોઇએ તે બતાવશે.

બીજું કામ આણંદમાં જે મોટી સંસ્થા કાઢી છે તે અંગેનું છે. આ માટે મેં જેલમાં જતા પહેલાં કામ કર્યું હતું અને મુંબઇ સરકાર પાસેથી દર વરસે કાયમ રૂપિયા મળે તેવી વ્યવસ્થા કરી છે. ત્યાં મગનભાઇ બેઠા છે. તેઓ આપણા જુવાનોને ખરી કેળવણી આપશે. ત્રીજું કામ રાસનું હતું તે ગઇ કાલે પતાવી દીધું છે, પણ આ ત્રણેયમાં સૌથી અગત્યનુ કામ તો ભાઇલાલભાઇનું જ હતું.

સ્વતંત્ર હિન્દમાં આદર્શ ગ્રામજીવન કેવું હોવું જોઇએ, ગ્રામોદ્યોગો કેવી રીતે ખીલવવા જોઇએ, વગેરે કાર્યો હવે કરી બતાવવાનાં છે. ભાઇલાલભાઈએ આ કાર્ય માથે લીધું છે, એને સાથ આપવા અહીં આવ્યો છું. એમણે જે નગર ઉભું કરવા માંડ્યું છે એની સાથે મારૂં નામ જોડી દીધું છે; એટલે જો એ ગામ બુંડું થશે તો મારૂં નામ પણ બુંડું બનશે અને જો એ સારૂં થશે તો મારૂં નામ સારૂં થશે, એટલે મારે આવ્યે જ છૂટકો હતો.

## પ્રકરણ ૯ મું.

## એન્જીનિયરિંગ કૉલેજની પૂર્વ તૈયારી

તા. ૬ઠી એપ્રિલે સરદારશ્રીએ બંસીધર અમૃતલાલ ખેતીવાડી કૉલેજનો પાયો નાખ્યો. આજે તે સ્થળે એક સુંદર ભવ્ય ઇમારત ખડી થયેલી છે. કૃષિગોવિદ્યાભવન અને ખેતીવાડી કૉલેજમાં સરદારશ્રીએ ધાર્યું હતું તેના કરતાં પણ ઘણું જ સરસ કામ થઇ રહેલું છે, અને તેઓ જો આજ જીવતા હોત તો એમના હર્ષનો પાર ન રહેત. ડૉ. મગનભાઈ પટેલે સરદારશ્રીની ઇચ્છાઓ પૂરી કરવા માટે અથાગ પ્રયત્ન કર્યો છે; એટલું જ નહિ પણ વધારે પગારની અને વધારે સત્તાવાળી જગાઓ જતી કરી છે, અને આ એક જ સ્થળે પલાંઠી વાળીને બેઠા છે. સરદારશ્રીના આણંદના પ્રોગ્રામનો આ છેલ્લો દિવસ હતો.

સરદારશ્રી દિલ્હી ગયા પછીથી તરત જ એપ્રિલના છેલ્લા અઠવાડિયામાં શ્રી ઘનશ્યામદાસ બીરલાનો પત્ર આવ્યો હતો. એમણે મને પૂછાવ્યું હતું કે બીરલા એજ્યુકેશન ટ્રસ્ટમાંથી આણંદમાં એન્જીનિયરિંગ કૉલેજ બંધાવવાનો વિચાર છે. એના નકશા અને અંદાજો તૈયાર કરાવવા માટે મને સૂચન કર્યું હતું. શ્રી બીરલાજી જેવા દાનેશ્વરી જો પૈસા આપનાર હોય તો પછી નાની એન્જીનિયરિંગ કૉલેજ કરવાનો કંઇ અર્થ ન હતો. બીરલાજીના નામને શોભે એવી હિન્દની એક સારામાં સારી એન્જીનિયરિંગ કૉલેજ થાય એવા નકશા કરાવવાની તૈયારી કરવા માંડી. કરાંચીથી શ્રી જાદુગરકરે એન્જીનિયરિંગ કૉલેજ માટે નકશા મોકલાવ્યા

હતા, તેમાં પણ કેટલોક ઉમેરો કરીને એન્જીનિયરિંગ કૉલેજનો નકશો તૈયાર કરાવ્યો અને એનો અંદાજ બત્રીસ લાખ રૂપિયા આવ્યો. જો કે મકાન પૂરું થવામાં તો દેશની પરિસ્થિતિમાં પલટો આવ્યો અને અમારા વિચાર અને શક્તિમાં પણ પલટા આવ્યા; જેથી એન્જીનિયરિંગ કૉલેજ પૂરી થતા થતામાં તો રૂપિયા પચાસ લાખ ખર્ચાઈ ગયા છે અને ભવિષ્યમાં તેના વિકાસ માટે હજી પણ ઘણા વધારે રૂપિયા ખર્ચાશે.

તા. ૧૮મી જુને બીરલા એજ્યુકેશન ટ્રસ્ટના સેક્રેટરી શ્રી પાન્ડેજીનો તાર આવ્યો કે તેઓ પ્લેનથી અમદાવાદ આવે છે અને તેમને વલ્લભ વિદ્યાનગર લઇ જવાની અમારે વ્યવસ્થા કરવી ભાઇશ્રી ભીખાભાઈ મોટર લઇને અમદાવાદ ગયા. અમારી પાસે તે વખતે તો મોટર ન હતી અને કામ શરૂ કર્યાને દસ વર્ષ થયાં છતાં આજે પણ મોટર નથી. પણ આણંદ, મોગરી અને ચિખોદરાના ગૃહસ્થોનો સંસ્થા તરફ એટલો બધો સદ્ભાવ છે કે જ્યારે જ્યારે અને જેમની જેમની મોટરો મગાવી હતી તેમણે ઘણી ખુશીથી પેટ્રોલ ભરીને મોટરો મોકલાવી આપી છે, ભાઇશ્રી ભીખાભાઈ શ્રી પાન્ડેજીને લઇને વિદ્યાનગર આવ્યા. તેઓ આખો દિવસ વિદ્યાનગરમાં રહ્યા. અહીંયાં એક વર્ષમાં થએલી પ્રગતિથી તેઓ ખુબ પ્રભાવિત થયા. બીરલાજીના એજ્યુકેશન ટ્રસ્ટનો તેઓ વહીવટ કરતા હતા. એમને હાથે કરોડો રૂપિયાનાં કામ થયાં હતા; જેથી અંકુશોના સમયમાં પૈસા પાસે હોવા છતાય કામ કરવામાં શી મુશ્કેલીઓ પડે છે તેનો એમને જાત અનુભવ હતો. જ્યારે અમારે તો એ બધી મુશ્કેલીઓ ઉપરાન્ત પૈસા મેળવવાની પણ મુશ્કેલીઓ હતી, જેથી અમારા કામની બહુજ સારી કદર કરી હતી અને અમારા કામ સંબંધે શ્રી બીરલાજીને એક ઉત્તમ રિપોર્ટ કર્યો.

તા. ૨૫મી મેને દિવસે મુંબઈ યુનિવર્સિટીએ નીમેલી કમિટીના સભ્યો અમારું કામ જોડાણ આપવાને લાયક છે કે નહિ તે જોવાને આવ્યા હતા. અને પાંચ છ મહિનાના ટૂંકા ગાળામાં જે કામ કર્યું

તે જોઇને એમને ભારે આશ્ચર્ય થયું અને વિઠ્ઠલભાઈ પટેલ કૉલેજને બી. એ. અને બી. એસસી. સુધીના અભ્યાસક્રમ માટે વર્ગો ખોલવાની અને મુંબઈ યુનિવર્સિટી સાથે જોડાણ આપવાની ભલામણ કરી. તે વખતના મુંબઈ યુનિવર્સિટીના વાઇસ ચાન્સેલર અને મુંબઇ હાઇકોર્ટના વડા ન્યાયાધિશ જસ્ટીસ ચાગલાને કૉલેજના પ્રથમ દિવસે મંગળ પ્રવચન માટે શ્રી ગોરધનભાઈ પટેલે આમંત્રણ આપ્યું, અને જસ્ટીસ ચાગલાએ એ આમંત્રણ સ્વીકાર્યું. તા. ૨૧મી જુનને દિવસે સવારમાં ગુજરાત મેલમાં જસ્ટીસ ચાગલા અને શ્રી ગોરધનભાઈ આણંદ આવી પહોંચ્યા.

સરદારશ્રી આવ્યા ત્યારે તો અમારી પાસે ઘણા ખાલી ઓરડા હતા જેથી સરદારશ્રીની રહેવાની વ્યવસ્થા અમે વલ્લભ વિદ્યાનગરમાં કરી હતી, પણ ૨૧મી જુનને દિવસે તો 'વંડું નાનું અને ભગતડાં ઘણાં' એવી સ્થિતિ અમારી થઇ હતી. જંગલમાં ઉભી થતી કૉલેજમાં અનેક અગવડો પડશે, એવું જાણ્યા છતાંય પાંચસો વિદ્યાર્થીઓ આવી પહોંચ્યા હતા. પ્રોફેસરો પણ બધા આવી ગયા હતા. લગભગ બધા પ્રોફેસરો બાળબચ્ચાંને ઘેર મૂકીને છડેછડા આવ્યા હતા; છતાંય આવેલા માણસો માટે જેમતેમ કરીને સુવાની સમવડ થઇ હતી. જેથી જસ્ટીસ ચાગલાનો ઉતારો અમે કૃષિગોવિદ્યાભવનના અતિથિગૃહમાં રાખ્યો હતો.

સવારનો ચા નાસ્તો પતી ગયા પછીથી અમે એમને કૃષિગો-વિદ્યાભવનની શાળા, ખેતી, ફળઝાડ અને ગાયો તથા ડેરી બતાવ્યાં. ત્યાંથી ચરોતર એજ્યુકેશન સોસાયટીમાં લઇ ગયા અને સોસાયટીની બધી પ્રવૃત્તિઓનું નિરીક્ષણ કરાવ્યું. બપોરના ખાણા વખતે અમારી બધી યોજના સમજાવી અને થોડાક આરામ પછીથી ત્રણેક વાગ્યાના સુમારે અમે એમને વલ્લભવિદ્યાનગરમાં લઇ આવ્યા. જમીન ઉપર પગ મૂકયો ત્યારથી સવા વર્ષના ટૂંકા ગાળામાં થયેલું કામ એમણે જોયું અને એમને ઘણો હર્ષ થયો. ભાઇશ્રી ગોરધનભાઇને એમણે વાત કરી

કે તમે મને અહીં આવવાનું જ્યારે આમંત્રણ આપ્યું હતું ત્યારે મને એમ લાગ્યું હતું કે તમારા જેવા ઘણા વર્ષના જુના સ્નેહીને ના શી રીતે પડાય? તે વખતે તો તમારા ઉપર ઉપકાર કરવાની વૃત્તિથી મેં અહીં આવવાની હા પાડી હતી; પણ અત્યારે હું તમને ખરા હૃદયથી કહું છું કે 'અહીં મને લાવી તમે મારા પર ઘણો મોટો ઉપકાર કર્યો છે. મને સ્વપ્નેય ખ્યાલ ન હતો કે ગુજરાતમાં આવી ચીજો બની શકી છે.

સાંજે સાડા પાંચ વાગ્યે વિદ્યાર્થીઓ સમક્ષ જસ્ટીસ ચાગલાએ એમનું મંગલ પ્રવચન કર્યું. વિદ્યાર્થીઓને આવી સંસ્થામાં ભણવા આવવા માટે ધન્યવાદ આપ્યો. કાર્યકર્તાઓ માટે બે સારા શબ્દો કહ્યા. આવું ભવ્ય મકાન આટલા ટૂંકા ગાળામાં શી રીતે થયું એ બદલ આશ્ચર્ય બતાવ્યું અને મંગલ પ્રવચનને અંતે તો તેમણે હદ કરી નાખી. એ બોલ્યા કે આજે આવી ભવ્ય સંસ્થાના જોડાણથી મુંબઇ યુનિવર્સિટી ગૌરવશાળી બની છે. જસ્ટીસ ચાગલાને તો અમારી સંસ્થા પ્રત્યે એટલું બધું મમત્વ બંધાયું હતું કે જ્યારે ગુજરાત યુનિવર્સિટીનો કાયદો ઘડાઇ રહ્યો હતો ત્યારે એમની સહાનુભૂતિથી મુંબઇ યુનિવર્સિટીએ ઠરાવ પસાર કર્યો હતો કે વલ્લભવિદ્યાનગરમાં સ્વતંત્ર યુનિવર્સિટી થતાં સુધી વલ્લભવિદ્યાનગરની કૉલેજોને મુંબઈ યુનિવર્સિટી સાથે રાખવી અને આ ઠરાવ મુંબઈ રાજ્યને મોકલાવી આપ્યો હતો. ૧૯૪૯ના ફેબ્રુઆરીમાં તો એ જ્યારે નડિયાદની કોર્ટ તપાસવા આવ્યા હતા, ત્યારે વિદ્યાનગરની પ્રગતિ જોવા માટે તેઓ વગર આમંત્રણે અચાનક આવી ચઢ્યા હતા અને અમને ઉત્સાહિત કરે એવા બે બોલ કહી ગયા હતા.

તા. ૨૧મી જુને જસ્ટીસ ચાગલાએ મંગલ પ્રવચન આપ્યું હતું. તે વખતે સરદારશ્રીનો સંદેશો આવ્યો હતો. તેમાં નીચે પ્રમાણે શબ્દો હતા: "હું ભલે હાજર નહિ હોવા છતાં મારો જીવ આ પ્રસંગે ત્યાંજ હશે એમ સમજજો. કૉલેજમાં અભ્યાસ કરનાર વિદ્યાર્થીઓએ

સાહસ, આત્મવિશ્વાસ અને દૃઢતા કેળવવા પ્રયત્ન કરવો જોઈએ. ચારિત્ર્ય વિનાનું ભણતર કશા કામનું નથી. આપણે સ્વતંત્ર ભારતના નાગરિકો તૈયાર કરવા છે. તેમને નોકરી શોધતા લૂલા પાંગળા નથી બનાવવા એ ધ્યાનમાં રાખવું જોઈએ. કૉલેજો તો ઘણી છે અને ઘણી થશે પણ આપણો આદર્શ ચરોતરને સ્વતંત્ર ભારતમાં એક આદર્શ પ્રદેશ બનાવવાનો છે. એ માટે સેવાભાવી, સાહસિક, નીડર અને ખડતલ સૈનિકો તૈયાર કરવાના છે. ગુજરાતના નવજુવાનોને શારીરિક સંપત્તિનું ભાથું બંધાવવાની ખાસ આવશ્યકતા છે. દુનિયા ઝડપથી આગળ ધપી રહી છે. આપણે પાછળ પડી રહેલા છીએ એટલે દોડવું પડશે.

જસ્ટીસ ચાગલાના નામ સાથે શ્રી ગોરધનભાઈ પટેલનો ઉલ્લેખ કરેલો છે. *શ્રી ગોરધનભાઈ ઇશ્વરભાઈ પટેલ એ સોજીત્રાના વતની છે.* હું જ્યારે ૧૯૨૦માં પૂનામાં સુપરિન્ટેન્ડિંગ એન્જીનિયરની ઑફીસમાં પર્સનલ ઍસિસ્ટન્ટ તરીકે કામ કરતો હતો ત્યારે શ્રી ગોરધનભાઈ પૂનામાં ફરગ્યુસન કૉલેજમાં ભણતા હતા. પૂનામાં ગુજરાતી બંધુ સમાજ સ્થપાયું તે વખતે ગુજરાતી વિદ્યાર્થીઓની આગેવાની શ્રી ગોરધનભાઈ પાસે હતી. બી. એ. પાસ થયા પછીથી એમણે મુંબઈના 'હિન્દુસ્થાન' પત્રના સંચાલનની જવાબદારી લીધી હતી અને તેના અધિપતિ તરીકે તેનું સફળ સંચાલન કર્યું હતું. આ અરસામાં તેઓ અવારનવાર પૂનામાં આવતા અને મારે ત્યાં ઉતરતા. અમે બન્ને મિત્રો બની ગયા હતા પછીથી તો હું સિંધમાં ગયો અને ઘણા વરસો સુધી અમે મળી શક્યા ન હતા; પણ તેઓ 'હિન્દુસ્થાન'ના અધિપતિ તરીકે વીર વિઠ્ઠલભાઈ પટેલના સંપર્કમાં આવ્યા હતા.

શ્રી વિઠ્ઠલભાઈનો તેમણે અતિ વિશ્વાસ અને પ્રેમ પ્રાપ્ત કર્યાં હતાં. શ્રી વિઠ્ઠલભાઈની ઈચ્છા હતી કે એમણે રાજકારણમાં પડવું. એ એમના સ્વભાવને અનુકૂળ પણ હતું પણ સાથે સાથે એ બહુ જ સ્વમાની હતા.

પોતાની ધંધાની આવક ના હોય અને દેશસેવા માટે રાજકારણમાં ઝંપલાવવું હોય તો પૈસા માટે શ્રીમંતો ઉપર આધાર રાખવો પડે. શ્રી ગોરધનભાઇના સ્વભાવને એ બિલકુલ અનુકૂળ ન હતું. આર્થિક લાચારી ભોગવી દેશસેવા કરવી એના કરતાં પૈસા કમાઇને બને. એટલી સેવા કરવી એ રાહ એમણે લીધો.

'હિન્દુસ્થાન' પત્રમાંથી એ છૂટા થયા પછી એમણે મેસર્સ ગોરધનદાસ દેસાઇની પેઢી મુંબઇમાં સ્થાપી અને એને ઉત્તમ રીતે સમૃદ્ધ કરી. સેવાના ક્ષેત્ર તરીકે તેમણે વિશેષ કરીને મુંબઇ યુનિવર્સિટીને પસંદ કરી. પૂના, કર્ણાટક અને ગુજરાત યુનિવર્સિટીઓ જુદી પડતા સુધી મુંબઇ યુનિવર્સિટીની સીન્ડીકેટ અને સેનેટમાં એમણે ઐતિહાસિક ભાગ લીધો. આ દરેક સ્થળે શ્રી ગોરધનભાઇના વ્યક્તિત્વની છાપ પડી હતી. શ્રી વિઠ્ઠલભાઈ પટેલ જીવ્યા ત્યાં સુધી સંપૂર્ણ એકનિષ્ઠાથી એમણે એમની સેવા કરી હતી. મરણ વખતે તેઓ શ્રી વિઠ્ઠલભાઈ પાસે વિયેનામાં હાજર રહ્યા હતા અને અન્તિમ ક્રિયા માટે એમનું શબ મુંબઇ લઈ આવ્યા હતા. એમની રોકડ રકમનો હવાલો અને એમનું વીલ શ્રી ગોરધનભાઇને સુપ્રત થયાં હતાં.

અમારી આર્ટ્સ એન્ડ સાયન્સ કૉલેજ સાથે અમે શ્રી વિઠ્ઠલભાઇ પટેલનું નામ જોડ્યું હતું અને જ્યાં શ્રી વિઠ્ઠલભાઈના સ્મારકની વાત થાય ત્યાં શ્રી ગોરધનભાઇથી હાથ જોડીને બેસી રહેવાય જ નહિ. શરૂઆતથી જ તે બહુ ઉમંગભેર અમારી યોજનામાં ભાગ લેતા હતા. આ વખતે તેઓ શ્રી વિઠ્ઠલભાઇના જીવનચરિત્રનાં બે હજાર પાનનો ગ્રંથ અંગ્રેજીમાં લખી રહ્યા હતા, છતાંય તેઓ અમારે જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે આણંદ દોડી આવતા હતા. વિઠ્ઠલભાઇ પટેલ કૉલેજના પુસ્તકાલયની યાદીનું કામ કાળજીપૂર્વક કરવાની ભલામણ એમણે શ્રી એન. એમ. શાહને કરી હતી અને શ્રી શાહે પુસ્તકાલયના દરેક વિષયનાં પુસ્તકોની યાદી તૈયાર કરી આપી હતી.

લાયબ્રેરીનાં પુસ્તક ઈંગ્લેન્ડથી મેળવવાની મુશ્કેલી હતી તેથી એમણે એલ્ફીન્સ્ટન કૉલેજના પ્રિન્સિપાલ શ્રી શીલ અને સ્વ. બ. કે. ઠાકોરની ખાનગી લાયબ્રેરીઓ વેચાતી લેવાની વ્યવસ્થા કરી હતી. તથા ડૉ. યુથીની સુન્દર લાયબ્રેરી અને અમુલ્ય મૂર્તિસંગ્રહ વિદ્યાનગર માટે ભેટ તરીકે મેળવ્યાં હતાં. આ ઉપરાંત ટૂંક મુદતમાં બી. એ. અને બી. એસસી. સુધીના વર્ગો કાઢવાના હોવાથી પ્રયોગશાળાઓને લગતો સામાન ઈંગ્લેન્ડ, સ્વીટ્ઝરલેન્ડ, ઑસ્ટ્રિયા અને જર્મનિ જઈને લઇ આવ્યા હતા.

યુદ્ધોતર કામોને અંગે ઈંગ્લેન્ડમાંથી સુક્ષ્મદર્શક યંત્રો બહાર મોકલવાની મના હતી. સીધી રીતે આ યંત્રો ન મળ્યાં ત્યારે લંડનમાંના હિન્દ સચીવની મુલાકાત લઇને એમની પાસેથી ચાલીસ સુક્ષ્મદર્શક યંત્રોની પરવાનગી કઢાવી હતી. સને ૧૯૪૮માં એન્જીનિયરિંગ કૉલેજની યંત્ર સામગ્રી મેળવવા માટે તો એમને સખત પરિશ્રમ લેવો પડ્યો હતો. બર્લિનના રશિયન વિસ્તારમાં પેસવા માટે તો થોડો ત્રાસ પણ ભોગવવો પડ્યો હતો અને એ રીતે જોઇતી બધી યંત્રસામગ્રી વખતસર લઈ આવ્યા હતા. આને પરિણામે જ્યારે વડોદરા અને અમદાવાદની એન્જીનિયરિંગ કૉલેજોમાં જ્યાં પૈસાનો પ્રશ્ન ન હતો, જ્યાં સરકારનું પીઠબળ હતું અને અમદાવાદમાં જ્યાં શ્રી કસ્તુરભાઇ શેઠની લાગવગ હતી ત્યાં માલસામાન વખતસર નહિ આવવાથી મુંબઇ યુનિવર્સિટીની માન્યતા મેળવવામાં એક એક વર્ષ ગુમાવવું પડ્યું હતું; જ્યારે વલ્લભ વિદ્યાનગરની કૉલેજોએ જોઇતી સામગ્રી વખતસર મેળવીને મુંબઇ યુનિવર્સિટીમાં માનભર્યું સ્થાન પ્રાપ્ત કર્યું હતું. આનો સંપૂર્ણ યશ શ્રી ગોરધનભાઇને ફાળે જાય છે.

અમારી પાસે પૈસાની પણ તંગી. શ્રી ગોરધનભાઇનાં બીલ આવે તે જમા કરીએ અને પૈસાની જ્યારે સવડ થાય ત્યારે મોકલીએ. ઘણી વખત તો શ્રી ગોરધનભાઇની રકમ લાખ રૂપિયા સુધી જતી હતી. વેપારી પેઢીને આમ લાખ રૂપિયા જેટલી મોટી રકમ બંધિયાર

પડી રહે તો કેટલી અડચણ આવે એ સમજાય એવી વાત છે, પણ એ પણ શ્રી ગોરધનભાઈએ સહન કરી લીધું હતું. અમારે લગભગ પિસ્તાલીસ પ્રોફેસરો અને લેક્ચરરોની જરૂર હતી. શ્રી ગોરધનભાઈના યુનિવર્સિટીના લાંબા અનુભવે એમને અનેક વિદ્વાનોનો સંપર્ક હતો; જેથી તેમના કહેવાથી જ અમને સારામાં સારો સ્ટાફ મળ્યો. પ્રિન્સિપાલ તરીકે કરાંચી કૉલેજના નિવૃત્ત પ્રિન્સિપાલ શ્રી બુટાનીની પસંદગી એમણે કરી હતી. પ્રિન્સિપાલ અને બધા અધ્યાપકો શરૂઆતની ભારે અગવડો વેઠવા માટે તૈયાર થયા હતા. કૉલેજને પગભર થવામાં શ્રી ગોરધનભાઈએ આ રીતે ઘણો મોટો ફાળો આપ્યો હતો.

તા. ૨૨મી જુનથી વિઠ્ઠલભાઈ પટેલ કૉલેજનું કામ શરૂ કરવા માટે પ્રિન્સિપાલ, પ્રોફેસરો અને વિદ્યાર્થીઓએ વર્કશૉપમાંથી બેન્ચો લાવવા માટે વર્કશૉપથી કૉલેજ સુધીની લાઇન લગાડી દીધી અને એ રીતે કૉલેજના ઓરડામાં બેન્ચો ગોઠવાઈ ગઈ. કેમીસ્ટ્રી, ફીઝીક્સ અને બાયોલોજીની લેબોરેટરીઓમાં ટેબલો પણ વિદ્યાર્થીઓની અને પ્રોફેસરોની મદદથી ગોઠવાઈ ગયાં. ઘણીખરી બેન્ચોનું પૉલિશ થયું છે તે તે વખતે વિદ્યાર્થીઓએ કર્યું હતું. કૉલેજનાં કેટલાંક બારણાંઓ પણ વિદ્યાર્થીઓના હાથે પૉલિશ થયાં હતાં, લાયબ્રેરીનાં પુસ્તકો મોટી મોટી પેટીઓ ભરાઈને આવનાં હતાં, એ પેટીઓ ખોલી લાયબ્રેરી ગોઠવવામાં પણ વિદ્યાર્થીઓએ ઘણો મોટો ફાળો આપ્યો હતો.

શરૂઆતના પંદર વીસ દિવસ તો કેટલાક વિદ્યાર્થીઓ ફીઝીક્સ લેબોરેટરીમાં સૂઈ રહેતા હતા. એમની રહેવાની સગવડ કરવા માટે બાકરોલ બ્લૉક નામે ઓળખાતી ઓરડીઓ અમે પંદર દિવસમાં જ બાંધી હતી. સાથે સાથે કન્યાછાત્રાલયના ઉપલા માળનું કામ પણ ચાલી રહ્યું હતું. પ્રિન્સિપાલ બુટાની કૉલેજની એક નાની ઓરડીમાં રહેતા હતા અને એમનો બંગલો વિદ્યાર્થીઓને રહેવા માટે આપ્યો હતો. બધા પ્રોફેસરો અને લેક્ચરરો કેમીસ્ટ્રી વિભાગમાં બે ઓરડામાં

રહેતા હતા, જ્યાં એમણે બાથરૂમ પણ પોતાને હાથે બનાવી લીધી હતી; જેથી દુકાનોના બ્લૉકનો ઉપયોગ પણ વિદ્યાર્થીઓ માટે કર્યો હતો. આ રીતે બધા વિદ્યાર્થીઓને રહેવાની સગવડ વલ્લભ વિદ્યાનગરમાં બની શકી હતી. અમારે રહેવા માટે પેલી જે દસ ઓરડીઓ બનાવી હતી તેમાંથી અમે ફક્ત બેજ ઓરડીઓ રાખી હતી, બાકીની ઓરડીઓમાં વિદ્યાર્થિનીઓ અને સ્ત્રી પ્રોફેસરો રહેતાં હતાં.

રસોડા માટે પછીથી કરમસદ બ્લૉક નામે ઓળખાતી જગ્યાએ અમે રસોડાના અને જમવાના ઓરડાઓ બાંધ્યા હતા. પાછળથી છાત્રાલયો અને રસોડાનાં મકાનો થતાં આ રસોડાં અને જમવાના ઓરડાઓમાં ભીંતો ભરી અમે વિદ્યાર્થીઓને રહેવાની ગોઠવણ કરી હતી. વિદ્યાર્થીઓ, પ્રોફેસરો અને અમારી સાથે કામ કરતા બીજા કાર્યકર્તાઓ માટે આ વખતે અમે એક જ રસોડું રાખ્યું હતું. જુદાંજુદાં રસોડાં માટે અમારી પાસે મકાન ન હતાં તથા રેશનિંગમાં ઘઉં ચોખા મળતા નહિ હોવાથી તે લાવવાનું વિદ્યાર્થીઓ અને પ્રોફેસરો માટે અશક્ય હતું, અને ગમે તેટલી ભાવના હોવા છતાંય જો ખાવાનું ના મળે તો એ બધા અહીંયાં રહી શકે એ પણ અશક્ય હતું. શહેરોમાં વિદ્યાર્થીઓ અને પ્રોફેસરોને ખોરાકની બધી સગવડો હતી, ઉપરાન્ત આમોદ-પ્રમોદનાં સ્થાનો પણ હતાં. અમારે ત્યાં આમોદ-પ્રમોદનાં સ્થાનો તો ન હતાં જ પણ ભણેલા કે ભણતા માણસોને એમની રોજની ટેવ પ્રમાણે જોઈતો ખોરાક આપવો એ તો અમારી પ્રથમ ફરજ હતી.

આ સામાન્ય રસોડે જમનારા વિદ્યાર્થીઓ અને પ્રોફેસરો પાસેથી અમે દર મહિને રૂ. ૩૫) પ્રમાણે જમવાનો ખર્ચ લેતા હતા; જેમાં બે વખત ચા અને બે વખત જમવાનું આપતા હતા. તે વખતે ઘઉંનો ભાવ કાચા મણનો રૂ. ૨૭) આપવો પડતો હતો. આ સ્થિતિ ખાંડ વિગેરે બધી અંકુશિત ચીજોની હતી, જેથી પહેલા સત્રમાં જ અમારે રસોડા ખાતે રૂપિયા સત્તર હજારની ખોટ આવી. અમારે નસીબે મહાત્માજીના

સખત પ્રયત્નથી બીજા સત્ર વખતે અંકુશો નીકળી ગયા અને અમારા ખોરાકના મુશ્કેલ પ્રશ્નનો ઉકેલ આવી ગયો. ઘઉંનો ભાવ જે કાચા મણનો રૂ. ૨૭) હતો તે અંકુશો નીકળતાં જ રૂ. ૧૨) થઈ ગયો. ખાંડનો ભાવ કાચા મણનો રૂ. ૮૦થી ૧૨૦ ચાલતો હતો તે ઉતરીને રૂ. ૨૨) થઈ ગયો. આ રીતે ચોખા, બાજરી, તુવેર બધાના ભાવ ઘટી ગયા. ઘાસતેલનો ભાવ પણ ઉતર્યો. એક ફક્ત મીલોવાળાઓએ જરા પણ સાથ ન આપ્યો જેથી અંકુશ નીકળતાં જ કાપડના ભાવ વધ્યા.

ખરી હકીકત આવી હોવા છતાંય સ્થાપિત હિતોએ બૂમાબૂમ કરવા માંડી હતી કે અંકુશો નીકળવાથી દરેક ચીજ–વસ્તુઓના ભાવ વધી ગયા છે, જેથી અંકુશો ફરીથી દાખલ કરવા. ખરી વાત તો એ હતી કે મુંબઈ, અમદાવાદ, પૂના અને સોલાપુરમાં અંકુશિત ભાવે બધું અનાજ મળતું હતું જેથી ત્યાં અનાજના ભાવ વધવાનો પ્રશ્ન ન હતો. ખાંડનો અંકુશ નીકળ્યા બરોબર જ હિન્દ સરકારે એકસાઇઝ ડ્યુટી વધારી દીધી હતી જેથી સાડા આઠ રૂપિયે મળતી ખાંડ શહેરોમાં અઢાર રૂપિએ મળતી થઇ હતી. હા, શહેરોના ગરીબ અને મધ્ય વર્ગને એક નુકશાન થયું કે તે લોકોને જરૂર કરતાં ઘણી વધારે ખાંડ મળતી હતી જેથી સાડાઆઠ રૂપિયે ખાંડ લાવીને વધારાની ખાંડ તેઓ ચાલીસ રૂપિયે મણના ભાવે વેચી દેતા હતા. આ ખાંડ વેપારીઓ ગામડામાં એંસીથી એકસો વીસ રૂપિયે મણ વેચતા હતા. અંકુશો નીકળી જવાથી શહેરના લોકોનું આ મળતર બંધ થયું અને એમને એટલું નુકશાન થયું. એ જ રીતે કાપડ પણ શહેરના લોકોને જોઇએ તે કરતાં વધુ મળતું હતું અને એ વધારાનું કાપડ કાળા બજારમાં વેચાતું હતું, તે પણ અંકુશો નીકળી જવાથી બંધ થયું.

શહેરના લોકોએ અને શહેરનાં છાપાંએ અંકુશો નીકળવાથી બૂમાબૂમ કરી મૂકી હતી કે દરેક ચીજ–વસ્તુઓના ભાવ વધી ગયા છે.

અંકુશિત ભાવે મળતું હતું. ખાંડના ભાવ તો સરકારેજ વધાર્યા હતા જ્યારે કાપડના ભાવ થોડા વધ્યા હતા એ વાત સાચી, પણ એમને કાપડનો કાળા બજારનો ધંધો ખોરવાઇ ગયો હતો એ જ ખરું દર્દ હતું. ઘાસતેલ, કુડ વિગેરે ચીજોમાં પણ શહેરના લોકોનો કાળા બજારનો વેપાર બંધ પડ્યો હતો, જ્યારે ગામડાંની એંશી ટકા વસ્તીને અંકુશો નીકળી જવાથી અતિશય રાહત મળી હતી અને એમણે છુટકારાનો દમ ખેંચ્યો હતો. મહાત્માજીનાં તે વખતનાં હરિજન પત્રો અંકુશો નીકળી જવાથી ગામડાઓમાં દરેક ચીજ વસ્તુઓના ભાવ ઘટી ગયા એની સાક્ષી પૂરે છે. અને છતાંય સ્થાપિતહિતોએ ભાવ વધી ગયાનું જે જુઠાણું ચલાવ્યું અને વારંવાર એ જુઠાણાના પોકારથી તે જુઠાણું જાણે સત્ય હોય તેમ હિન્દના મોટા માણસોએ પણ સ્વીકારી લીધું અને મહાત્માજીની રાખ ઠંડી પડતા પહેલાંજ ફરીથી આ દેશમાં એ ગોઝારા અંકુશો દાખલ થયા.

વિઠ્ઠલભાઇ પટેલ કૉલેજનું પહેલું સત્ર અમે અનેક મુશ્કેલીઓનો સામનો કરી પૂરું કર્યું. તે વખતે પેટલાદની કૉલેજ આગલે વર્ષે શરૂ થઇ હતી. ત્યાં શહેરની બધી સગવડો હતી અને ઘણુંજ સુંદર છાત્રાલય બંધાયલું હતું. નડિયાદમાં પણ કૉલેજ અમારી સાથેજ શરૂ થઇ હતી. નડિયાદ જેવા મોટા શહેરમાં વિદ્યાર્થીઓને રહેવાની કોઇપણ જાતની અડચણ ન હતી. ખાધાખોરાકની દરેક ચીજો મળતી હતી ઉપરાન્ત સંતરામના મંદિરના ત્યાંના મહારાજે વિદ્યાર્થીઓને રહેવા માટે ઘણી સારી સગવડ કરી આપી હતી. અમારે ત્યાં નડિયાદ અને પેટલાદ કૉલેજના હિસાબે વિદ્યાર્થીઓની ઘણી મોટી સંખ્યા આવી હતી પણ અમારા ઘણા મિત્રોને ડર હતો કે નડિયાદ અને પેટલાદના હિસાબે વિદ્યાર્થીઓ જ્યારે વિદ્યાનગરની અડચણોનો પ્રત્યક્ષ અનુભવ કરશે ત્યારે બીજા સત્રમાં જરૂર તેઓ નડિયાદ કે પેટલાદ ચાલ્યા જશે.

બીજા સત્રની શરૂઆત થઇ. અમારા મિત્રોનો ડર ખોટો પડ્યો.

વિદ્યાર્થીઓની એકંદર સંખ્યા છસો થઇ અને વધારાના સો વિદ્યાર્થીઓને રાખવાની વ્યવસ્થા કરવા માટે અમારે રાતદિવસ કામ કરવું પડ્યું. અંકુશો નીકળી ગએલા હોવાથી વિદ્યાર્થીઓએ પોતાનાં રસોડાં સંભાળી લીધાં. પ્રોફેસરોની પણ શૉપ બ્લોકમાં અને બીજાં કામચલાઉ મકાનોમાં ગોઠવણ થઇ ગઇ અને દરેક પોતપોતાનું રસોડું ચલાવતા થઇ ગયા. આ રીતે અમારે માથેથી એક મોટી આર્થિક ઉપાધિ ઓછી થઇ ગઇ. ૧૯૪૭ના ઑગસ્ટની ૧૫મી તારીખે હિન્દ અને પાકિસ્તાનના ભાગલા પડયા. એને લીધે સિંધની એન્જીનિયરિંગ કૉલેજના છૂટા થએલા માણસો અમને મળ્યા અને એન્જીનિયરિંગ કૉલેજ માટે સ્ટાફ મેળવવામાં બહુ મોટી રાહત મળી.

સૌથી પ્રથમ તો કરાંચી એન્જીનિયરિંગ કૉલેજના પ્રિન્સિપાલ શ્રી જુન્નરકરને મેં આવી જવા વિનંતી કરી. એમની તબિયત નાદુરસ્ત હતી જેથી તેઓ પ્રિન્સિપાલ તરીકે કરાંચી એન્જીનિયરિંગ કૉલેજમાંથી નિવૃત્ત થઇ ગયા હતા અને મુંબઇ આવી ગયા હતા. મારા આગ્રહને માન આપીને તેઓ, એમની પત્ની અને નાની દીકરી સાથે વિદ્યાનગર આવી ગયા. અહીંનાં હવાપાણી એમને પસંદ પડવાથી એમણે અહીં રહેવાનું કબુલ કર્યું. મકાનોની તો અમારે ભારે તંગી હતી જેથી અમે એમને એક રૂમ અને એક બાથરૂમ આપી શકયા હતા. એટલી નાનીશી જગામાં એ આઠ દસ મહિના સુધી રહ્યા હતા. એન્જીનિયરિંગ કૉલેજના મકાનોના નકશા કરવામાં, એને માટે જોઇતા સરસામાનની યાદી કરવામાં, પુસ્તકાલયનાં પુસ્તકોની યાદી તૈયાર કરવામાં એમણે ભારે પરિશ્રમ ઉઠાવ્યો હતો. સને ૧૯૪૮માં કૉલેજનું કામ શરૂ થતાં સુધી બધું કામ એમણે વગર પગારે ઉપાડી લીધું હતું. શરૂઆતમાં થી જુન્નરકર જેવા પ્રિન્સિપાલ મળ્યા એજ કૉલેજનું મોટું સદ્ભાગ્ય હતું.

સરદારશ્રી અહીં આવી ગયા પછીથી એક વખત એમને દિલ્હીના

હરિજન આશ્રમમાં જવાનું થયેલું. હરિજન આશ્રમનું સંચાલન શ્રી ઠક્કરબાપા કરતા હતા અને રોજબરોજનો વહીવટ કરવા માટે ત્યાં શ્રી રામદાસ ગુલાટી હતા. સરદારશ્રીએ શ્રી રામદાસભાઇને વાત કરી કે "તમારા જેવા માણસ માટે અહીં આશ્રમમાં પૂરતું કામ નથી. તમારે તો હવે વિદ્યાનગર જઇને બેસવું જોઇએ." શ્રી રામદાસભાઇનો પત્ર મારા ઉપર આવ્યો હતો તેમાં લખ્યું હતું કે સરદારશ્રીએ આ પ્રમાણે ઇચ્છા બતાવી છે. મેં એમને વિદ્યાનગર આવવા આમંત્રણ આપ્યું. મારો અને શ્રી રામદાસભાઇનો સંબંધ સન ૧૯૨૪ની સાલથી હતો. તે વખતે હું સક્કરમાં ઍસિસ્ટન્ટ એન્જીનિયર હતો અને તેઓ માન્ચેસ્ટરની બી. એસસી.ની ડીગ્રી લઇને આવ્યા પછીથી બનારસ હિન્દુ યુનિવર્સિટીમાં લેકચરર તરીકે કામ કરતા હતા. સક્કર બરાજનાં કામ શરૂ થયાં, એટલે એમણે નોકરી માટે સક્કર બરાજના ચીફ એન્જીનિયરને અરજી કરી હતી, જેથી એમને હંગામી ખાતામાં ઍસિસ્ટન્ટ એક્ઝીક્યુટીવ એન્જીનિયર તરીકે નીમવામાં આવ્યા હતા.

એમની નિમણૂક ગઢીયારીનમાં થઇ હતી અને ખીરતાર કૅનાલ ડીવિઝનના એક્ઝીક્યુટીવ એન્જીનિયરના હાથ નીચે એમને કામ કરવાનું હતું. મારું કામ જ્યાં પૂરું થતું હતું ત્યાં એમનું કામ શરૂ થતું હતું, જેથી અમે અવારનવાર ભેગા થતા હતા. એમને જ્યારે જ્યારે સક્કર આવવાનું થતું ત્યારે તેઓ મારે ત્યાં જ ઉતરતા હતા. સક્કર બરાજ ઉપર તેઓ સન ૧૯૩૦ સુધી રહ્યા પણ છેલ્લા થોડા વખતથી તેઓ આધ્યાત્મિક વિચારો તરફ વળેલા હોવાથી તેમણે નોકરીનું રાજીનામું મોકલી આપ્યું અને નોકરીમાંથી છૂટા થઇ તેઓ યોગનો અભ્યાસ કરવા લોનાવલા ચાલી ગયા. ત્યાં ત્રણ વર્ષ રહ્યા અને પછીથી મહાત્માજી પાસે સેવાગ્રામ ગયા. ત્યાં શરૂઆતમાં તો તેઓ ખાદીના કાંતણ અને વણાટકામ ઉપર દેખરેખ રાખતા હતા, પણ જાતે એન્જીનિયર હોવાથી ઇલેક્ટ્રીકલ હોર્સપાવરના જમાનામાં મેનપાવરને પણ પુરતું કામ ના મળે એવા ચરખામાં એમને શ્રદ્ધા ન હતી અને એમનો એ સ્પષ્ટ

અભિપ્રાય મહાત્માજીને પણ કહેતા. પણ ચરખાને સ્થાને બીજું કોઇ સાધન આપવાનું એમની પાસે ના હોવાથી એ ધીરજ અને ખંતથી ખાદી કાર્યાલયમાં કામ કરતા હતા.

મહાત્માજીએ ગામડાંઓમાં કોંગ્રેસ અધિવેશન ભરવાનો નિર્ણય લીધો. આ નિર્ણયમાં ઘણી મોટી જવાબદારી રહેલી હતી. શહેરોમાં જ્યારે કોંગ્રેસનાં અધિવેશનો ભરાતાં ત્યારે ત્યાં ડેલીગેટોને રહેવા માટે નગરપાલિકા કે સ્વાગત સમિતિ તરફથી સહેલાઇથી વ્યવસ્થા થઇ શકતી, વીજળી અને પાણીની ખાસ અડચણ પડતી નહિ. શહેરમાં વાહન વ્યવહારની પણ ખાસ સગવડો મળી રહેતી, પણ ગામડાંઓમાં કોંગ્રેસનું અધિવેશન ભરવું એટલે ચાર પાંચ લાખ માણસો માટે અધિવેશનના ગણત્રીના દહાડાઓ માટે અદ્યતન સગવડોવાળું એક નવું શહેર જ ઉભું કરી દેવાનું હતું. આ કામ કરવા માટે મહાત્માજીની અને સરદારશ્રીની નજર શ્રી ગુલાંટીજી ઉપર ગઇ અને ૧૯૨૭ની ફૈજપુર કોંગ્રેસ વખતે શ્રી ગુલાંટીજીએ ઘણીજ ફતેહમંદીથી આ કામ પાર પાડ્યું. મૂળે તો એ બાહોશ એન્જીનિયર હતા અને એમનામાં ભાવના ભારોભાર ભરી પડી હતી. એમનામાં બુદ્ધિ અને ભાવનાનો સુભગ સુયોગ થયેલો હતો.

હિન્દને સ્વરાજ મળ્યું ત્યાં સુધીમાં હરિપુરા કોંગ્રેસ સમેત ગામડાંઓમાંના અધિવેશનો માટે નગરરચનાનાં બધાં કામ શ્રી ગુલાંટીજીએ કર્યાં હતાં અને આ રીતે હિન્દને સ્વરાજ મેળવી આપવામાં શ્રી ગુલાંટીજીએ ઘણો મોટો ફાળો આપ્યો હતો. હિન્દના એક ખૂણાથી બીજા ખૂણા સુધી જુદાં જુદાં હવાપાણીમાં કામ કરી શ્રી ગુલાંટીજીએ પોતાનું શરીર તોડી નાખ્યું હતું. કોંગ્રેસનું અધિવેશન તો ત્રણજ દિવસ માટેનું હોય છે; પણ એ ત્રણ દિવસ માટે આવનાર માણસોની વ્યવસ્થા કરવા ૭ ૭ મહિના સુધી રાત દિવસ કામ કરવું પડતું હતું અને એ કઠીન કામ શ્રી ગુલાંટીજી ઘણાજ ઉત્સાહથી કરી રહ્યા હતા. સને ૧૯૪૭માં તો સ્વરાજ મળી ગયું હતું જેથી હવે ગ્રામ્ય વિસ્તારમાં કોંગ્રેસનાં અધિવેશન ભરવાની જરૂર રહી ન હતી.

અંગ્રેજો સાથેની લડતમાં તો ગામડાંના સાથ વગર લડતમાં રંગ આવતો નથી એની મહાત્માજીને અને દેશને ખાત્રી થઇ હતી જેથી ત્રણ દહાડા પૂરતી કેટલીક અડચણો ભોગવી કોંગ્રેસના શહેરી નેતાઓ અધિવેશન પૂરતા ગામડામાં આવતા હતા. આ અધિવેશનોનું અતિ સુંદર પરિણામ આવી ગયું. જલેબી માટે તૈયાર કરેલા લોટમાં થોડો આથો નાખવાથી બધા લોટમાં જેમ ઉભરો આવે છે તેમ મુઠ્ઠીભર શહેરી નેતાઓના ગામડાં સાથેના આ વાર્ષિક સંપર્કથી આખા દેશમાં ઉભરો આવી ગયો અને સ્વરાજની લડત એ દેશવ્યાપી લડત બની અને અંગ્રેજોને હિન્દ છોડવાની ફરજ પડી. હિન્દ સ્વતંત્ર થયા પછીથી હવે આ શહેરી નેતાઓને ગામડાંના લોકોના સહકારની ખાસ જરૂર રહી નહિ, જેથી કોંગ્રેસનાં અધિવેશનો હવે સ્વરાજ મળ્યા પછીથી શહેરોમાં ભરાવા લાગ્યાં છે. આજ કારણથી શ્રી ગુલાંટીજીએ જયપુર કોંગ્રેસથી જ કોંગ્રેસ અધિવેશનમાં જવાનું બંધ કર્યું હતું.

સને ૧૯૪૭ના ચોમાસામાં શ્રી ઠક્કરબાપા વિદ્યાનગર જોવા આવ્યા. એ તો બહુ જ ચોકસ માણસ, પ્રશ્નો પૂછી પૂછીને આખી યોજનાની રૂપરેખા સમજી લીધી. એન્જીનિયરની વેધક દૃષ્ટિથી થયેલું તમામ કામ તપાસી લીધું અને એમના હર્ષનો પાર ન રહ્યો. એ આ પ્રમાણે જ્યારે ખૂબ આનન્દમાં હતા ત્યારે મેં ધીમેથી શ્રી ગુલાંટીજીની વાત ઉપાડી. બાપાને મેં પૂછ્યું કે લવીંગ વાવવા માટે શાલિગ્રામની જરૂર ખરી! તમારા હરિજન આશ્રમનાં કામ કરવા માટે શ્રી રામદાસ ગુલાંટી જેવા માણસને ત્યાં રાખી મૂક્યા છે તે વ્યાજબી છે! એવા માણસ તો અહીં જ શોભે! બાપા ખૂબ હસ્યા અને કહ્યું કે, "ભાઇલાલભાઇ! તમારી વાત તો સાવ સાચી છે. દિલ્હી જઇને જ હું શ્રી ગુલાંટીજીને અહીં મોકલી આપીશ." આ રીતે શ્રી ગુલાંટીજી વિદ્યાનગરમાં આવી પહોંચ્યા. મહાત્માજી પાસે એ એક યા બીજા આશ્રમમાં ચૌદ વરસ સુધી રહ્યાં. આ બધો સમય એમણે દેશ માટે

કામ કર્યું એટલું જ નહિ પણ આશ્રમમાં રહી જમવાનું ખર્ચ એ નોકરી અંગેની પોતાની બચતમાંથી આપતા હતા.

એમનું વતન તો સરહદી પ્રાન્તના બન્નુ શહેરમાં હતું, પણ નોકરી અને સેવા અર્થે તેઓ બધો વખત હિન્દમાંજ રહ્યા હતા. એમને કોઇ પ્રજા ન હતી પણ સંબંધીઓમાં બે ભાઇઓ અને એક બેન હતાં. પિતા ગુજરી ગયા હતા અને માતુશ્રી શ્રી ગુલાટીજીના અવસાન સુધી જીવતાં હતાં. એક ભાઇ જાહેર આરોગ્ય ખાતાના ડૉક્ટર હતા. પાકિસ્તાન છૂટું પડ્યા પછીથી તેઓ ધુળીઆમાં રહે છે. બીજા ભાઇ હિન્દ સરકારની નોકરીમાં સર્વે ખાતાના ડાયરેક્ટર છે. બેન અને બનેવી બન્ને દહેરાદુનમાં ડૉક્ટરનું કામ કરે છે. આ રીતે આખુ કુટુંબ સુખી હોવાથી તેઓ ઘરના રોટલા ખાઇને દેશને ઉત્તમ સેવા આપી શક્યા હતા. વિદ્યાનગરમાં પણ એમણે બિલકુલ પગાર લીધા સિવાય હાઇડ્રોલિક અને સિવિલ એન્જીનિયરિંગના પ્રોફેસર ઉપરાન્ત વાઇસ પ્રિન્સિપાલ તરીકેનું કામ પણ કર્યું હતું. અને એક વરસ માટે પ્રિન્સિપાલ તરીકેની જવાબદારી પણ ઉઠાવી હતી.

સાજેમાંદે પ્રસંગે કામ આવે તેટલા માટે એમના ના કહેવા છતાંય અમે દર મહિને તેમના ખાતામાં ત્રણસો રૂપિયા જમા કરાવતા હતા. દિલ્હીથી આવ્યા ત્યારે તો એમની તબિયત બહુ નરમ રહેતી હતી. અહીં આવ્યા પછીથી અહીંનાં હવાપાણીને લીધે એ ધીરેધીરે સુધરી હતી. એમની તબિયત ગમે તેવી હોય છતાંય એ દરરોજ ચૌદ કલાક કામ કરતા હતા. છેવટે છેવટે એમને કીડનીના કેન્સરની બિમારી લાગુ પડી. બિમારી વધી ત્યારે એમના ભાઇ એમને ધુળીયા લઇ ગયા હતા. બન્ને ભાઇ એકબીજાને એમના ઉપર અનહદ પ્રેમ હતો અને એમણે એમની બહુ જ સુંદર ચાકરી કરી હતી. સને ૧૯૫૫ના એપ્રિલની ૨૯મી તારીખે એમનો સ્વર્ગવાસ થયો. એમના મૃત્યુથી વિદ્યાનગર અને દેશને ભારે ખોટ પડેલી છે.

## પ્રકરણ ૧૦મું.

## લૉર્ડ માઉન્ટબેટનના શુભ હસ્તે એન્જીનિયરિંગ કૉલેજનું ઉદ્ઘાટન

સને ૧૯૪૭ના જુનની ૧૮મી તારીખે સાંજે બીરલા એજ્યુકેશન ટ્રસ્ટના સેક્રેટરી શ્રી પાન્ડેજી વિદ્યાનગર આવી ગયા અને વિદ્યાનગરનો બહુજ સુંદર રિપોર્ટ કર્યો એ હકીકત આગળ આવી ગઈ છે. ત્યાર પછીથી જુલાઈ માસમાં શ્રી ઘનસ્યામદાસજીનો તાર આવ્યો કે એન્જી-નિયરિંગ કૉલેજના નકશા અને અદાજો લઇને મારે તેમને દિલ્હી જેમ બને તેમ વહેલા મળવું. આ તાર આવતાં જ હું અને શ્રી ભીખાભાઇ નકશા અને અંદાજો લઇને પ્લેનમાં દિલ્હી ગયા. જીવનમાં દિલ્હીની આ મારી પહેલી જ મુલાકાત હતી. મારા નાના દિકરા ચિ. ચીમનભાઇ ત્યાં એક્ઝીક્યુટીવ એન્જીનિયર તરીકે કામ કરતા હતા, પણ વલ્લભ વિદ્યાનગરના વ્યવસાયમાં ગૂંચવાએલો હોવાથી ચિ. ચીમનભાઇને ત્યાં પણ જવાનું બન્યુ ન હતું.

રાત્રે અમે દિલ્હી પહોંચ્યા. સવારમાં ૭ વાગે સરદારશ્રીએ બોલાવેલા હોવાથી અમે ત્યાં ગયા, એમને નકશા બતાવ્યા અને એમની મંજુરી લઇને શ્રી ઘનસ્યામદાસજીને મળવા માટે બીરલા હાઉસમાં ગયા. અમારો અંદાજ બત્રીસ લાખ રૂપિયાનો હતો, એમાં કૉલેજનું મકાન, મિકેનિકલ એન્જીનિયરિંગની લેબોરેટરી, અને ડ્રોઇંગ હૉલનો સમાવેશ કરેલો હતો. મકાનો સાથે જોઇતી યંત્ર સામગ્રીનો

અંદાજ પણ ઉમેર્યો હતો. શ્રી બીરલાજીએ નકશાઓ અને અંદાજો મંજુર કર્યા પણ નકશાઓ ફરીથી મેસર્સ માસ્તર, સાઠે અને ભુતાની આર્કિટેકટોની કંપની પાસે કરાવવાની સૂચના કરી, જે મેં કબુલ રાખી. મકાન અને યંત્ર સામગ્રીના ખર્ચ પેટે શ્રી બીરલાજીએ ત્રીસ લાખ રૂપિયા આપવાના કહ્યા જે મેં આભાર સાથે સ્વીકાર્યા.

દિલ્હીમાં તે વખતે બેત્રણ દિવસ રહી દિલ્હી–આગ્રાનાં પ્રખ્યાત મકાનો, અશોકના સ્તંભો, કુતુબમિનાર નજીકનો ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યનો લોહસ્થંભ અને આ સ્થંભો ઉપરના લેખ વિગેરે જોવા જેવી બધી ચીજો જોઇ અમે બન્ને પ્લેનથી મુંબઇ ઉપડી ગયા. મુંબઇમાં શ્રી માસ્તરને મળ્યા. તેઓ અમારી સાથે સ્થળ જોવા વિદ્યાનગર આવ્યા. અત્યારે જે સ્થળે એન્જીનિયરિંગ કૉલેજ છે તે સ્થળ આગળ લગભગ બાર એકર જમીનનો બ્લૉક એન્જીનિયરિંગ કૉલેજ માટે પસંદ કર્યો. અમારા ટાઉન પ્લાનિંગના નકશાની એક નકલ લઈ લીધી અને મુંબઈ જઇને ત્રણ જ દિવસમાં બીરલા વિશ્વકર્મા મહાવિદ્યાલયના નકશાઓ કરાવી આપ્યા. આ બધા કામ માટે અમારી પાસેથી બિલકુલ ફી ન લીધી. અમે નકશાઓ લઇ વલ્લભ વિદ્યાનગર આવ્યા.

આ અરસામાં ૧૯૪૮ના જુનની ૨૦મી તારીખે એન્જીનિયરિંગ કૉલેજ અમે શરૂ કરીશું એવી અરજી મુંબઇ યુનિવર્સિટીને કરી દીધી અને જોડાણ માટે માગણી કરી. અમે દર વરસે અઢીસો વિદ્યાર્થી ડીગ્રી કોર્સમાં દાખલ કરવાની પરવાનગી માગી હતી. ગુજરાતમાં એન્જીનિયરિંગ કૉલેજ શરૂ કરવાની આ પહેલી અરજી હતી. મુંબઇ યુનિવર્સિટીમાં તે વખતે પૂનાની એન્જીનિયરિંગ કૉલેજ તથા નવી શરૂ થયેલી સાંગલીની એન્જીનિયરિંગ કૉલેજ એન્જીનિયરિંગનું શિક્ષણ આપતી હતી. પૂનાની એન્જીનિયરિંગ કૉલેજ શરૂ થયે લગભગ સો વરસ થવા આવ્યાં હતાં. એ આખા સૈકા દરમ્યાન મુંબઇ જેવા સમૃદ્ધ રાજ્યમાં બીજી એન્જીનિરિંગ કૉલેજ શરૂ થઇ ન હતી, ફક્ત સિંધમાં શ્રી ગોખલેના

ત્યાગથી અને શ્રી નાદિરશા એદલજીની સખાવતથી કરાંચીમાં એન્જી-નિયરિંગ કૉલેજ સ્થપાઇ હતી. અને તે શ્રી ગોખલે અને શ્રી જુન્નરકરની અથાગ મહેનતથી ફાલીફૂલી હતી અને એજ ગોખલેએ સાંગલીમાં પણ એન્જીનિયરિંગ કૉલેજ ઇ. સ. ૧૯૪૭માં શરૂ કરી હતી.

આ અરસામાં ગુજરાતના શ્રીમંતો કારખાનાં વધાર્યે જતા હતા. વ્યાજનું વ્યાજ ભેગું કરી સો વરસે એક રૂપિયાના લાખ રૂપિયા બનાવના હતા; પણ વિદ્યાવૃદ્ધિ માટે દાન કરવાનું બહુ જ થોડા માણસે। શીખ્યા હતા. જેથી ગુજરાત જેવા પૈસે ધનાઢ્ય અને હૃદયે ગરીબ મુલકમાં એન્જીનિયરિંગ કે મેડીકલ જેવી કૉલેજો શરૂ થઇ ન હતી. એન્જીનિયરિંગ અભ્યાસ માટે પૂનાનાં દ્વાર તો લગભગ બંધ થઇ ગયાં હતાં, પણ કરાંચીની કૉલેજ નવી હોવાથી શરૂઆતમાં ત્યાં ગુજરાતી વિદ્યાર્થીઓને સ્થાન મળતું હતું. સિંધી વિદ્યાર્થીઓની સંખ્યા વધતાં આ સ્થાન પણ ગુજરાતીઓ માટે બંધ થયું હતું. અને વિદ્યાનગરમાં એન્જીનિયરિંગ કૉલેજ શરૂ કરતા પહેલાંના દસકામાં બહુ જ થોડા વિદ્યાર્થીઓ કરાંચી એન્જીનિયરિંગ કૉલેજમાં દાખલ થઇ શકયા હતા. અમારે તો ગામડાંને સ્વાવલંબી બનાવવાની યોજના માટે એન્જીનિયરિંગ કૉલેજ ઉભી કરવાની ખાસ આવશ્યકતા હતી. પણ તે ઉપરાન્ત ગુજરાતના વિકાસ માટે ગુજરાતી એન્જીનિયરોની એથી પણ વધારે જરૂર હતી.

મુંબઇથી આર્કીટેકટોએ બનાવેલા નકશાઓ લઇને અમે વલ્લભ વિદ્યાનગર આવ્યા તે વખતે શ્રી ઇન્દુલાલ યાજ્ઞિક અચાનક આવી પહોંચ્યા. એમની અમારા તરફ હમેશની મમતા હતી વખત મળ્યે અવારનવાર અમારી પ્રવૃત્તિઓ જોવા આવી પહોંચતા. એ આવતાંજ અમે એમને સને ૧૯૪૮માં એન્જીનિયરિંગ કૉલેજ શરૂ થાય છે એવા શુભ સમાચાર આપ્યા, અને શ્રી બીરલાજીએ આપવા ઇચ્છા બતાવેલી ત્રીસ લાખ રૂપિયાની બાદશાહી સખાવતની વાત કરી. શ્રી ઇન્દુલાલ ખૂબ ખુશ થયા અને વિદ્યાનગરથી નેનપુર પાછા ફરતાં બધા ગુજરાતી છાપાઓમાં આ સંબંધે એક લેખ મોકલી આપ્યો.

આ સમાચારથી ગુજરાતના પાટનગરમાં કંઈક ખળભળાટ થયો હોવો જોઈએ એમ પછી બનેલા બનાવો ઉપરથી માનવું પડે છે. અમે બન્ને જણ શ્રી માસ્તરે આપેલા નકશા લઈને દિલ્હી પહોંચ્યા. સરદારશ્રીને મળ્યા. એમણે મને કહ્યું કે બીરલા એજ્યુકેશન ટ્રસ્ટ સાથે ચારૂતર વિદ્યામંડળનો એક કરાર કરવો પડશે. એ કરારનો મુસદ્દો કરવા માટે એમણે શ્રી મુનશીને વાત કરેલી છે. શ્રી મુનશી તે વખતે બીરલા હાઉસમાં રહેતા હતા, જેથી મારે એમને ત્યાં જઈને મળવું એમ સરદારશ્રીએ કહ્યું. તેમની રજા લઈને હું અને ભાઈશ્રી ભીખાભાઈ બીરલા હાઉસમાં ગયા. ઘરમાં પેસતાં જ શ્રી ઘનશ્યામદાસજીએ મને બોલાવ્યો અને અમે બેઠા એટલે વાતની શરૂઆત કરી.

બીરલાજીએ કહ્યું કે એકેક દિવસ ઉપર બાપુએ (મહાત્માજીએ) મને બોલાવ્યો હતો અને પૂછ્યું હતું કે, "આણંદમાં તમે એન્જીનિયરિંગ કૉલેજ માટે ત્રીસ લાખની રકમ કેમ આપો છો? તમારો ત્યાં શું વાસ્તો છે?" મેં જવાબ આપેલો કે, "અમારી પેઢી જે ઇલાકામાં કામ કરે છે અને કમાય છે ત્યાં ત્યાં કમાઇ પ્રમાણે દાન આપે છે. મુંબઇમાંથી અમે ઠીક ઠીક કમાયા છીએ જેથી મુંબઇ ઇલાકામાં બીજાં દાનો સાથે આ દાન પણ કરવા વિચાર છે." એના જવાબમાં મહાત્માજીએ કહ્યું કે, "ગુજરાતમાં એન્જીનિયરિંગ કૉલેજ કરવા માટે શ્રી કસ્તુરભાઈએ પચીસ લાખની રકમ કાઢેલી છે અને મુંબઇ સરકાર એમાં બીજા પચીસ લાખ ઉમેરીને પચાસ લાખ રૂપિયાના ખર્ચે અમદાવાદમાં એન્જીનિયરિંગ કૉલેજ બાંધનાર છે, જેથી ગુજરાતમાં બીજી એન્જીનિયરિંગ કૉલેજની જરૂર નથી. આ રકમ મુંબઇમાં તમે બીજા કોઇ કામમાં વાપરી શકો છો."

શ્રી ઘનશ્યામદાસજીએ મને કહ્યું કે, "મહાત્માજીનો આ પ્રમાણે હૂકમ મળ્યો હોવાથી હવે હું લાચાર છું." મેં જવાબ આપ્યો: "જેવી આપની મરજી, પણ આમાં કંઇ ગેરસમજ થએલી લાગે છે." એટલામાં

શ્રી મુનશી ત્યાં આવી પહોંચ્યા અને એમણે પણ મને કહ્યું કે, "તમે જો વલ્લભ વિદ્યાનગરમાં એન્જીનિયરિંગ કૉલેજ બાંધશો તો સરકાર કહેશે કે ગુજરાતમાં હવે એન્જીનિયરિંગ કૉલેજ થઈ જેથી અમદાવાદમાં બીજી કૉલેજની જરૂર નથી. આપણે મુંબઈ સરકારના પચીસ લાખ રૂપિયા ગુજરાતમાં આવતા ગુમાવીશું." શ્રી મુનશીને મેં જવાબ આપેલો કે, "મારે લીધે ગુજરાતે કંઇ ગુમાવ્યું છે એ સાંભળવા હું તૈયાર નથી. ભલે! મુંબઇ સરકારના રૂપિયા અમદાવાદ એન્જીનિયરિંગ કૉલેજને મળે. વલ્લભ વિદ્યાનગરમાં મારે એન્જીનિયરિંગ કૉલેજની જરૂર તો છેજ અને એ માટે હું ગમે તે વ્યવસ્થા કરી લઇશ." આટલું કહીને મેં શ્રી બીરલાજી અને શ્રી મુનશીની રજા લીધી.

બીજે દિવસે સવારમાં છ વાગે સરદારશ્રીને મળ્યો. એમણે કરાર સંબંધે હકીકત પૂછી. મેં એમને શ્રી બીરલાજી અને શ્રી મુનશી સાથે થયેલી વાતચીતનો સાર કહી સંભળાવ્યો અને કહ્યું કે આવતી કાલે હું પાછો જાઉં છું. સરદારશ્રીએ ધીર ગંભીર સ્વરે કહ્યું કે, "તમારે પાછા જવાનું નથી. જાવ ફરીથી જઇને શ્રી મુનશીને મળો અને કહો કે કરારનો મુસદ્દો બનાવે." હું અને ભાઇશ્રી ભીખાભાઇ ત્યાંથી નીકળ્યા અને જેવા બીરલા હાઉસમાં પેસતા હતા તેવા જ શ્રી ધનશ્યામદાસજી સામા મળ્યા. એમણે કહ્યું કે, "મારા પાછા આવતાં સુધી તમે અહીં જ બેસજો. સરદારશ્રીનો ફોન આવ્યો છે. હું એમને મળીને પાછો આવું છું."

હું શ્રી મુનશી સાથે વાતો કરતો હતો એટલામાં શ્રી ધનશ્યામદાસજી પંદરેક મિનિટમાં પાછા આવ્યા. આવતાંજ મને કહ્યું કે, "વલ્લભવિદ્યાનગરમાં એન્જીનિયરિંગ કૉલેજ બાંધવાની છે. એના ખર્ચ પેટે બીરલા એજ્યુકેશન ટ્રસ્ટ પચીસ લાખ રૂપિયા આપશે. અમદાવાદમાં કસ્તુરભાઇ જે રકમ આપતા હોય તેથી વધારે રકમ આપવાનું અમને ના શોભે. કામ માસ્તર સાઠે અને ભૂતોના નકશા પ્રમાણે થવું જોઇએ અને બાકીના ખર્ચની જવાબદારી ચારુતર વિદ્યામંડળે લેવી પડશે.

ખૂટતા પૈસા માટે તમે મારી પાસે ફરીથી માગણી ના કરતા. મારી જો ઇચ્છા હશે તો હું ગમે ત્યારે બીજી ગમે તે રકમ આપી શકીશ." ફરીથી માગણી નહિ કરું એવું મેં વચન આપ્યું, અને ઈશ્વરકૃપાથી એ વચન અક્ષરેઅક્ષર પળાયું છે. શ્રી મુનશીએ કરારનો ખરડો લખી આપ્યો. સરદારશ્રીએ તે મંજુર કર્યો અને કરાર ઉપર મેં સહી કરી. ચારૂતર વિદ્યામંડળની ગવર્નિંગ બૉડીએ આ કરાર મંજુર રાખ્યો.

ગુજરાતના અનેક કોટ્યાધિપતિ શેઠીઆઓમાંથી મોટામાં મોટું દાન ફક્ત એકજ શેઠે પોતાના વતનની એન્જીનિયરિંગ કૉલેજ માટે રૂા. પચીસ લાખનું કર્યું હતું. તેના હિસાબે રાજસ્થાનના વતની શ્રી બીરલાજીના પચીસ લાખ ગુજરાત માટે ઘણા વધારે હતા. ગુજરાતના અનેક કોટ્યાધિશોએ અમને બે પાંચ હજાર રૂપિયા આપ્યા હશે. મોટા ભાગના લાખોપતિઓએ તો અમને કંઇપણ આપ્યું નથી. આ કારણથી શ્રી બીરલાજીની આ બાદશાહી સખાવત હું કદી ભૂલ્યો નથી. એમની આ ભારે ઉદારતાથીજ અમારી યોજનાને ખૂબ વેગ મળ્યો. અમારી વસાહતની વિદ્યાપીઠ સ્થાપી શક્યા, એમાં શ્રી બીરલાજીની આ સખાવતનો બહુ મોટો ફાળો છે.

તરતજ શ્રી બીરલાજી પાસેથી દસ હજાર પાઉન્ડનો લંડનનો ડ્રાફ્ટ લીધો અને શ્રી ગોરધનભાઇના લંડનના ખાતામાં જમા કરાવ્યો. શ્રી ગોરધનભાઇ તરતજ એમના ખર્ચે યુરોપની મુસાફરીએ નીકળ્યા, અને ત્યાંથી જોઇતી બધી સામગ્રી લઇને પાછા આવ્યા. આથીજ સને ૧૯૪૮ના જુનની ૨૦મી તારીખે અમે એન્જીનિયરિંગ કૉલેજનું કામ શરૂ કરી શક્યા હતા. મુંબઇ યુનિવર્સિટીએ દર વર્ષે ડીગ્રી કોર્સમાં ૧૫૦ વિદ્યાર્થી અને ડીપ્લોમા કોર્સમાં બીજા ૧૫૦ વિદ્યાર્થી દાખલ કરવાની પરવાનગી આપી હતી. અમારી એન્જીનિયરિંગ કૉલેજ ગુજરાતની મોટામાં મોટી કૉલેજ બની હતી.

સરદારશ્રીના આનન્દનો પાર ન હતો. એમનાં સ્વપ્નાં સિદ્ધ

થવાનાં મંડાણ થઇ ચૂક્યાં હતાં. આ વખતે અમે મકાનનો તળ મજલો પૂરો કરી શકયા ન હતા, કારણ સીમેન્ટ બિલકુલ મળતો ન હતો ભીંતો ઉપર (છત) સ્લેબને ઠેકાણે પતરાં મૂકીને વર્ગો શરૂ કરવાનું ઠરાવ્યું હતું. અમારે તો દેશને દશ વરસે દોઢસો એન્જીનિયરો અને દોઢસો ડીપ્લોમાવાળાઓ જેમ બને તેમ વહેલા આપવા હતા; જેથી અધુરે મકાને અમે કૉલેજની શરૂઆત કરી હતી. બારી બારણાંનું પણ ઠેકાણું ન હતું. વેગનોના અભાવે લાકડું આવી શકતું ન હતું. આવી સ્થિતિમાં કૉલેજનું ઉદ્ઘાટન કરવા માટે સરદારશ્રીએ લૉર્ડ અને લેડી માઉન્ટબેટનને મોકલ્યાં હતાં. એમની સાથે શ્રી ધનસ્યામદાસજી આવ્યા હતા. વડોદરાથી યુવરાજશ્રી ફતેહસિંહરાવ આવ્યા હતા, મુંબઇ રાજના પ્રધાનોમાં શ્રી મોરારજીભાઇ હતા, ખંભાતના નવાબ સાહેબ આવ્યા હતા, અમદાવાદના ઘણાખરા મીલમાલિકો આવ્યા હતા. નાદુરસ્ત તબિયતને લીધે સરદારશ્રી આવી શકયા ન હતા પણ માઉન્ટબેટન દંપતી સાથે કુ. મણીબેન આવ્યાં હતાં. આ રીતે ભારે દબદબા સાથે બીરલા વિશ્વકર્મા મહાવિદ્યાલયનો ઉદ્ઘાટન વિધિ થયો હતો.

સરદારશ્રીએ તે વખતે અંગ્રેજી અને ગુજરાતી ભાષામાં લખાવેલું એક નિવેદન કુ. મણીબેન સાથે મોકલ્યું હતું અને તે શ્રી મોરારજીભાઇએ વાંચી સંભળાવ્યું હતું. આ નિવેદનમાં વલ્લભ વિદ્યાનગરની આખી યોજનાનું હાર્દ સમાયેલું છે જેથી તે અક્ષરશઃ નીચે આપ્યું છેઃ—

"આ સંસ્થાના ઇતિહાસમાં અજોડ એવા આ પ્રસંગે મારી નાદુરસ્ત તબિયતને લઇને હું હાજરી આપી શકતો નથી તેથી મને નિરાશા અને દુઃખ થાય છે. તેમના હિન્દના વસવાટના અંતિમ ભાગમાં ઘણી અગવડતા અને મુશ્કેલી હોવા છતાં મારા આમંત્રણને સ્વીકારવા બદલ નામદાર લૉર્ડ અને લેડી માઉન્ટબેટનનો હું ઘણો જ આભારી છું. મારાં તેમના તરફનાં માન અને લાગણીને સાને, અમારા વચ્ચે

થયેલી ગાઢ મૈત્રિને લેઇને, ગ્રામ્ય હિન્દના હૃદયમાં દૂર પડેલી આ જગાએ, અત્યારની ઉકળાટવાળી અને ગરમ હવામાં, અગવડ અને મુશ્કેલી વેઠીને પણ આવવાને, અને જે સંસ્થા સાથે હું નિકટ અને ગાઢ રીતે સંકળાએલો છું તેની સાથે તેમની જવાની છેલ્લી ઘડીએ સંપર્ક સાધવાને કહેવા હું પ્રેરાએલો છું. મને ખાત્રી છે કે આ સંસ્થામાં તેમની હાજરીના અંગત મહત્વ ઉપરાન્ત તેમની અહીંની મુલાકાત અહીંના સેવાભાવી કાર્યકર્તાઓની ટોળી કે જેમણે ઘણું કર્યું છે; અને જેમને આ સંસ્થાના ગર્ભમાં રહેલા નૂતન ઉદ્દેશો અને વિચારોને આ જગાને અનુકૂળ બનાવવા અને તેને અનુરૂપ નામ આપવા ઘણું કરવાનું છે, તેમને ખૂબ પ્રોત્સાહનરૂપ નિવડશે.

તેઓની નિઃસ્વાર્થ ભકિતને લઇનેજ ભવિષ્યના સફળ પરિણામની આશા સાથે આ પ્રયોગ શરૂ કરવાનું શકય બન્યું છે. હિન્દુસ્થાનને અત્યારે સૌથી વધારે જરૂર સર્વશ્રેષ્ઠ રચનાત્મક કાર્યની છે. દેશની અંદર અને બહાર પૂરતા વિનાશાત્મક પ્રવાહો કામ કરી રહ્યા છે. આપણી સામે એટલા બધા જરૂરના અને અત્યત અગત્યના કોયડાઓ છે કે આ વિનાશાત્મક પ્રવાહો તરફ આપણે ઉદાસિનતા કે સહનશીલ વૃત્તિ ન દાખવી શકીએ. પરન્તુ એમનો સામનો કરવાનો સર્વોત્તમ માર્ગ એ છે કે મનને રચનાત્મક કાર્ય તરફ દોરવું. આપણા કોયડાઓમાં રચનાત્મક રસ લેવો અને રચનાત્મક પ્રવૃત્તિઓના અમર્યાદિત ફાયદાઓ ગામડાંની ગરીબ, અજ્ઞાન અને ભોળી પ્રજાને અને નવજુવાન કાર્યકર્તાઓની પેઢીઓને બનાવવા. અત્યારે હિન્દુસ્થાનની સામે પડેલો સૌથી મોટામાં મોટો પ્રશ્ન ગામડાંઓના પુનરૂદ્ધારનો છે.

મુખ્યત્વે આ દ્રષ્ટિબિન્દુથી અમે સહકાર, સ્વાશ્રય અને સ્વયં-સંપૂર્ણતાના સિદ્ધાન્ત ઉપર અને ગ્રામજનતાના હિત માટે રચાએલી આ **ગ્રામવિદ્યાપીઠ** ઉભી કરવાના કામ પાછળ લાગી ગયા છીએ. આ કાર્ય એવું છે કે જેની પાસે ભલભલાં મજબુત હૈયાં પણ થરથરી

જાય છે. પરન્તુ આ સ્વાર્થત્યાગી કાર્યકર્તાની ટોળીએ બતાવેલી સેવાની ભાવનાને લઈને આ મહાન પ્રયોગોમાં સફળતા મેળવવા તરફ આપણે ધીરે ધીરે આગળ ધપી રહ્યા છીએ. આમ કરવામાં શ્રી ભાઈલાલભાઈ પટેલની પ્રેરણાદાયી આગેવાની નીચે જુના અને નવાનો સુખદ સુમેળ સાધ્યો છે. આધુનિક વિજ્ઞાન અને રીતિઓનો જો કુશળતાપૂર્વક ઉપયોગ કરવામાં આવે તો તેનાથી ગ્રામજનતાનું હિત સાધી શકાય, એમ પુરવાર કરીને પૂજ્ય ગાંધીજીની આ પ્રયોગમાં સંમતિ મેળવવાનો યશ મુખ્યત્વે શ્રી ભાઈલાલભાઈને ફાળે જાય છે.

તેમના સતત ઉદ્યમ અને ઉત્સાહથી શંકા શ્રદ્ધામાં પરિણમી અને પૂજ્ય ગાંધીજીના શુભ આશિર્વાદ સાથે અમે આ પ્રયોગ ઉત્સાહ-પૂર્વક શરૂ કર્યો. તે અને તેમના સાથીઓની ટોળી આ આદર્શોને કેવું રૂપ આપશે તે તો દુનિયાને જોવાનું છે. હિન્દુસ્થાનના, બીજા કોઈ ભાગે નથી કર્યું તે રીતે પૂજ્ય ગાંધીજીના વિચારોને મૂર્તસ્વરૂપ આપવાનો પ્રયાસ કર્યાનું અજોડ માન ગુજરાતને ફાળે જાય છે. આ આદર્શોને મૂર્તસ્વરૂપ આપનાર અને ઉત્સાહપૂર્વક ધપાવનારા આ ભૂમિમાં મળી આવ્યા છે, અને તેમણે ચોર લુટારૂઓથી ભરપુર આ ભૂમિને એક મોટી પ્રયોગશાળામાં ફેરવી નાખી છે. નામદાર ગવર્નર જનરલ અને લેડી માઉન્ટબેટનની મુલાકાતથી તમે બધા પ્રોત્સાહન અને આશા મેળવો અને અત્યાર સુધી કરેલા કામ કરતાં પણ વધારે ઉમદા અને વધારે ચમત્કારિક કાર્યો માટે પ્રેરણા પામો."

સને ૧૯૪૮માં જુનની ૧૪મી તારીખે લૉર્ડ માઉન્ટબેટને બીરલા વિશ્વકર્મા મહાવિદ્યાલયનો ઉદ્ઘાટન વિધિ કર્યો હતો. તે જ વખતે લેડી માઉન્ટબેટને કન્યાછાત્રાલયનો ઉદ્ઘાટન વિધિ કર્યો હતો. આ સમારંભ વખતે માનનીય મોરારજીભાઈએ ઉપર લખેલું સરદારશ્રીનું નિવેદન વાંચ્યું હતું. સરદારશ્રીએ ગ્રામવિદ્યાપીઠ શબ્દ ભવિષ્યવાણી તરીકે ઉચ્ચાર્યો હતો અને લૉર્ડ માઉન્ટબેટને પણ અહીં ગ્રામવિદ્યાપીઠ થશે એવી

શુભાશિષ આપી હતી. તે વખતે તો અહીં ખરી રીતે જોતાં કંઇજ ન હતું. વિઠ્ઠલભાઇ પટેલ કૉલેજના મકાનનો પહેલો મજલો ઘણેખરે અધુરો હતો અને બીરલા વિશ્વકર્મા મહાવિદ્યાલયના તળ મજલાની ફક્ત ભીંતો જ ચણાઇ હતી. વર્કશૉપમાં ફક્ત સુથારી, લુહારી અને રીવીંગ કામ પૂરતો વર્કશૉપનો ભાગ તૈયાર થયો હતો. બાકીનું મકાન બાંધવાનું હતું. ડ્રૉઇંગ હૉલ અને હાઇડ્રોલિક લેબોરેટરીના પાયા પણ નંખાયા ન હતા. એ પરિસ્થિતિમાં આ બે મહાન પુરુષોના આશિર્વાદોથી ફક્ત સાતજ વરસના ટૂંકા ગાળામાં આ સ્થળે વસાહતી વિદ્યાપીઠ સ્થાપવાનો કાયદો પસાર થયો છે અને એક વસાહતી વિદ્યાપીઠ સ્થપાઇ ગઇ છે.

કર્મધર્મ સંયોગે બીરલા વિશ્વકર્મા મહાવિદ્યાલયના ઉદ્‌ઘાટન પ્રસંગે શ્રી મોરારજીભાઇ હાજર હતા, એટલુંજ નહિ પણ સરદારશ્રીએ એમના નિવેદનમાં અહીંયાં ગ્રામવિદ્યાપીઠ કરવાની અમારી ઇચ્છા છે એવી જાહેરાત પ્રથમવારજ કરી હતી અને એ જાહેરાત શ્રી મોરારજીભાઇએ વાંચી હતી. ત્યાર પછીથી ફક્ત સાતજ વરસની અંદર શ્રી મોરારજીભાઇએ મુંબઇ ધારાસભા આગળ સરદાર વલ્લભભાઇ વિદ્યાપીઠનું બીલ રજુ કરવાની મંજુરી આપી હતી.

આ બીલની બનાવટ કરવામાં અને એને જલદીથી કાયદાનું સ્વરૂપ આપવામાં શ્રી દિનકરભાઇ દેસાઇ તથા કુ. ઇન્દુમતિબેન શેઠે ઘણોજ શ્રમ લીધો હતો અને બન્નેના શ્રમને પરિણામે તથા શ્રી મોરારજીભાઇની સહાનુભૂતિથી એકાદ મહિનાના ટૂંકા ગાળામાં સરદાર વલ્લભભાઇ વિદ્યાપીઠના 'કાયદાને છેવટનું સ્વરૂપ મળી ગયું હતું.

ધારાસભામાં બીલ રજુ થયા પછીથી શ્રી દિનકરભાઇની તબિયત ઘણીજ બગડી ગઇ હતી અને એ પથારીવશ થયા હતા. બીલનું શું થશે એની અમને ભારે ચિંતા થતી હતી. બીજી બાજુ ગુજરાતના સાક્ષરોએ તેમાં ખાસ કરીને અમદાવાદના સાક્ષરોએ તથા 'હરિજન'

પત્રના અધિપતિ શ્રી મગનભાઇ દેસાઇએ આ બીલની વિરુદ્ધ એમનાથી બને એટલી ઝુંબેશ ઉપાડી હતી. મહારાષ્ટ્રનો વિરોધ હોય એ સમજાય એવી બાબત છે, પણ ગુજરાતના કેટલાક કોંગ્રેસી સભ્યો પણ આ બીલની વિરુદ્ધ હતા. તે વખતે શ્રી મોરારજીભાઇએ ભારે કુનેહથી પક્ષની મીટીંગમાં આ બીલ મંજુર કરાવ્યું અને ધારાસભામાં પણ એમણે ઘણી કુનેહ વાપરી ધારાસભાના બન્ને ગૃહની મંજુરી મેળવી. સરદારશ્રીની ઇચ્છાને મૂર્તસ્વરૂપ આપવાનું પુણ્યકાર્ય ઉપર જણાવેલ ત્રણેય પ્રધાનોએ કર્યું છે.

સને ૧૯૪૮ના જુનમાં વિઠ્ઠલભાઈ પટેલ કૉલેજમાં વિદ્યાર્થીઓની સંખ્યા ૭૫૦ની થઈ. જ્યારે એન્જીનિયરિંગ કૉલેજમાં ૩૦૦ વિદ્યાર્થીઓ આવી ગયા. બન્ને કૉલેજના પ્રોફેસરો, લેકચરરો, અને ઑફીસ સ્ટાફના બીજા માણસો પણ આવી ગયા. આ બધાને માટે રહેવાનાં મકાનો, પાણી, વીજળી અને બસ સર્વિસની વ્યવસ્થા કરવાની હતી. મંડળના એન્જીનિયરો રાત દિવસ કામ કરી રહ્યા હતા અને બધી મુશ્કેલીઓને પહોંચી વળ્યા હતા. પણ અમારા ઉપર એ વખતે એક બીજી મોટી આફત આવી પડી.

સ્વતંત્ર હિન્દ મહાત્માજીને જીરવી ના શક્યું. એક હિન્દીના હાથે મહાત્માજીનું ખૂન થયું. મહાત્માજીને તો સંત પુરુષનું મૃત્યુ પ્રાપ્ત થયું પણ એમની રાખ ઠંડી પડતા પહેલાંજ પેલો અંકુશનો રાક્ષસ ફરી પાછો સરજાયો. આગળ જણાવ્યું તેમ મહાત્માજીના પ્રયત્નથી સરકારને અંકુશો કાઢી નાખવાની ફરજ પડી હતી અને ગામડાંમાં રહેતી દેશની ૮૦ ટકા પ્રજા માટે દરેક ચીજ વસ્તુના ભાવ નીચા ગયા હતા. ફક્ત કાપડના ભાવ શહેરના મીલોવાળા અને વેપારીઓએ વધારવા માંડ્યા હતા. અંકુશો નીકળ્યા પછીથી પ્રજાને હિંમત આવી હતી. પ્રજાએ ખરીદી કમી કરી નાખી હતી, મીલોમાં માલના ઢગલા થવા માંડ્યા હતા, સંગ્રહખોરીની હદ આવી ચુકી હતી, ભાવ ઘટવાની વાતો બોલાતી હતી, તે જ વખતે મહાત્માજીનું ખૂન થયું.

મહાત્માજી જીવતાં અંકુશ કાઢી નાખવાની વાત કરવાની જેઓ હિંમત કરી શકતા ન હતા તે બધી જાતના સ્થાપિત હિતવાળાઓ મહાત્માજીનું મરણ થતાંજ એક થઇ ગયા અને ફરીથી નવા અંકુશો અંગ્રેજોના વખતમાં હતા તેના કરતાં પણ વધારે કડકાઇથી દાખલ થયા. જીવનભરમાં જે જોઇ ન હતી તેવી પ્રજાની હાલાકી જોવાનો વખત આવ્યો. અમારી કૉલેજોને આણંદનું રેશનિંગ આપવાનો સરકારે ઠરાવ કર્યો હતો. મુંબઈ શહેરમાં ભંગી અને ગવર્નરને એક સરખું રેશનિંગ મળવું જોઇએ, એવી સિદ્ધાન્તની વાત કરનાર સરકારે વલ્લભ વિદ્યાનગરમાં બે પ્રકારનું રેશનિંગ શરૂ કર્યું. વિદ્યાર્થીઓ અને શિક્ષકોને આણંદનું રેશનિંગ, જ્યારે વિદ્યાનગરની ઇતર વસ્તી માટે કરમસદનું રેશનિંગ મુકરર કરવામાં આવ્યું. વિદ્યાનગરમાં કામ કરતા મારા અને શ્રી ભીખાભાઇ જેવા —વગર-વેતને દેશને માટે કામ કરનાર— કાર્યકર્તાઓને પણ ઇતર વર્ગમાં સ્થાન મળ્યું હતું અને અમને પણ કરમસદનું રેશનિંગ મળતુ હતું.

આણંદના રેશનિંગમાં લાલ જુવાર સાથે ઘઉં, ચોખા પણ અમુક પ્રમાણમાં મળતા હતા, જ્યારે કરમસદના રેશનિંગમાં ઘઉં તો બિલકુલ જ નહિ. અઠવાડિયે ફક્ત પાંચ તોલા ચોખા મળતા હતા; બાકીની લાલ જુવાર જ મળતી હતી. અમેરિકામાં લાલ જુવાર ફક્ત ડુક્કરના ખોરાકમાં જ વપરાય છે, એટલે મુંબઇના કલ્યાણરાજ્યે અમને અમેરિકાના ડુક્કરો જેવા ગણ્યા હતા. પછીથી સરકારે દયા કરીને વગર-વેતને કામ કરનાર મંડળના કાર્યકર્તાઓને અને એન્જીનિયરોને આણંદના રેશનિંગમાં મૂકયા હતા. જ્યારે મજુરો, કારીગરો, હરિજનો અને કડિયા-સુથારને નસીબે કરમસદનું રેશનિંગ રહ્યું હતું. આ સ્થિતિ શ્રી કીડવાઇએ રેશનિંગ કાઢી નંખાવ્યું ત્યાં સુધી રહી હતી અને શ્રી કીડવાઇ જેવો બહાદુર પુરુષ જો ખોરાક ખાતાનો પ્રધાન ના થયો હોત તો આજે પણ રેશનિંગ નીકળ્યું હોત નહિ.

શ્રી કીડવાઇએ જ્યારે રેશનિંગ કાઢી નંખાવ્યું ત્યારે શહેરનાં

છાપાંઓએ અને શહેરના વતનીઓએ કામારોળ કરી મૂકી હતી. ટાઇમ્સ ઑફ ઇન્ડિયાએ તો રેશનિંગ ના નીકળી જાય એને માટે ભારે ઝૂંબેશ ઉઠાવી હતી, અને પદેલ મૂર્ખ મોટા અમલદારોએ નોકરીમાં રહેલા અને નિવૃત્ત થયેલા બધાએ જો રેશનિંગ નીકળી જશે તો લાખો માણસો ભૂખે મરી જશે એવી આગાહીઓ કરી હતી. પણ ખરી વાત તો એ હતી કે દેશમાં પુરતું અનાજ પાકતું હતું અને ચોખા જેવી કોઇ ચીજ બહારથી લાવવી પડે તો તે વેપારીઓ લાવી શકે તેમ હતું. કાપડનો સંઘરો થઇ શકે તેમ હતું પણ અનાજમાં સંગ્રહખોરી કરવી એ અશક્ય હતું; કારણ એ સળાઉ દાણો હતો, જેથી કોઇ વેપારી એને લાંબો વખત છુપી શકે એમ ન હતું. ઉપરાન્ત સરકારની પાસે ગોડાઉનો હતાં અને અનાજનો મોટો જથો અનામત હતો, જે જ્યાં ભાવ વધે ત્યાં સસ્તા ભાવે વેચવા મોકલી શકાય તેમ હતો.

ખરી વાત તો એ હતી કે સ્થાપિતહિતોને દેશને લૂંટી ખાવાની કુટેવ (ટેવ) પડી હતી અને એ લૂંટી ખાવાનો હક એમને છોડવો ન હતો. અંકુશો ચાલુ રાખવામાં મીલો અને મોટાં કારખાનાવાળાનો મોટો સ્વાર્થ હતો. જ્યાબંધ વેપાર કરનાર વેપારીઓને સ્વાર્થ હતો, કાળાં બજારીઆને સ્વાર્થ હતો, મજુર મહાજનોને સ્વાર્થ હતો અને ચોમાસામાં જેમ બિલાડીના ટોપ ઊગે છે તે રીતના અનેક ખરીદ-વેચાણ સંઘો જે ઉભા થયા હતા અને જેમાં મોટા ભાગના કોંગ્રેસીઓ હતા એમને સ્વાર્થ હતો. મોટા અમલદારોને રેશનિંગમાં અનેક ખાતાં ખુલવાથી ઘણી જલદીથી જે ઊંચાં સ્થાન મળ્યાં હતાં તે ટકાવી રાખવાનો સ્વાર્થ હતો, અને કોઇ કોઇ અમલદારોને અંકુશિત ચીજોનું લાયસન્સ આપતી વખતે જે તડાકો પડતો હતો તે ટકાવી રાખવાનો પણ સ્વાર્થ હતો. હજારો અને લાખો માણસો જે રેશનિંગમાં રોકાયલા હતા તેમને વિખેરી નાખતાં ભારે ઉહાપોહ થાય તે અટકાવવાનો સ્વાર્થ પ્રધાનોને હતો. શહેરના લોકોને ઓછામાં ઓછા ખર્ચે દેશની સારામાં સારી ચીજો

મળતી હતી તે લાભ ચાલુ રાખવાનો સ્વાર્થ હતો. આ કારણોથી હાથમાં સત્તા હોવાથી દેશની વીસ ટકા વસ્તી બાકીની ૮૦ ટકા વસ્તીની દુર્દશા કરી રહી હતી.

મહાત્માજીએ અંકુશો કઢાવ્યા ત્યારે આભ તૂટી પડયું ન હતું, કોઇ માણસ મરી ગયો ન હતો અને ફરીથી જ્યારે શ્રી કીડવાઇએ અને શ્રી રાજાજીએ અંકુશો કાઢી નાખ્યા ત્યારે પણ આભ તૂટી પડયું ન હતું. સ્વાર્થી માણસોની દુષ્ટ આગાહીઓ ખોટી પડી, કારણ એમની વાતોમાં સત્ય ન હતું. એમની બધી વાતો સ્વાર્થ અને જુઠાણાંના પાયા ઉપર રચાયેલી હતી. અનાજના પાકના આંકડા તલાટીઓ મોકલે તેના ઉપર દેશના ઉત્પાદનની ગણતરી થાય અને તેને રેશનિંગમાં નોંધાયેલી વસ્તી વડે ભાગીને માણસ દીઠ કેટલું અનાજ આવે તેના આંકડા કાઢી તે ઉપર મદાર બાંધી પરદેશથી લાખો ટન અનાજ મંગાવી તેનો ગેરવહીવટ કરવો, તે અનાજને સડાવી દેવું, અને અંકુશોનું ડીંડવાણું ચલાવવું એ તો આ અજાન દેશમાંજ બની શકે ને!

શ્રી કીડવાઇએ સને ૧૯૫૧ આખરની અમારી પહેલીજ મુલાકાતમાં બે કલાક સુધી મને શાન્તિથી સાંભળ્યો હતો અને ત્યાર પછીથી હું એમને ત્રણ વખત મળ્યો હતો. ગામડાંનો પૂરેપૂરો ચિતાર મેં એમના આગળ રજુ કર્યો હતો અને દેશની અનાજની પરિસ્થિતિ સ્પષ્ટ કરી હતી શ્રી કીડવાઇ આમજનતામાં ભળી જતા હતા, અને આમજનતા પાસેથી ખરી પરિસ્થિતિની માહિતિ મેળવતા હતા તેથી જ અંકુશો કાઢી નાખવાની એ હિંમત કરી શકયા. છેવટે છેવટે ચોખાનો અંકુશ કાઢી નાખવાનો હુકમ તો એમણે વિદ્યાનગરમાંથીજ ૧૯૫૪માં આપ્યો હતો. અંકુશો નીકળી જવાથી વલ્લભ વિદ્યાનગરની અમારી પ્રવૃત્તિઓને ઘણોજ વેગ મળી રહ્યો છે અને એનો બધો યશ શ્રી કીડવાઇને ફાળે જાય છે. અંકુશોના દિવસોમાં વિદ્યાર્થીઓ આગળ

ચારિત્ર્યની વાત અમે કરી શકતા ન હતા. જ્યાં દરરોજ વિદ્યાર્થીઓને ખાવાની ચીજો કાયદાનો ભંગ કરીને લાવવી પડે ત્યાં, અમે કયે મોંએ ચારિત્ર્યની વાતો કરીએ! હવે એ સ્થિતિ પલટાઈ ગઈ છે. વિદ્યાર્થી આલમનું વાતાવરણ સ્વચ્છ થતું જાય છે. રસોડાના કાન્ટ્રાક્ટને બદલે ચાલુ સાલથી અમુક રસોડાં વિદ્યાર્થીઓ પોતેજ ચલાવવાના છે. હવે એમને Lawless Lawsનો ભંગ કરવાનો ડર નથી.

અંકુશોના અમલ દરમ્યાન શહેરોમાં જ્યાં અંકુશિત ભાવે પૂરતા પ્રમાણમાં ઘઉં-ચોખા મળતા હતા ત્યાં છાત્રાલયોમાં વિદ્યાર્થીઓનું જમવાનું બીલ માસિક ૪૫ રૂપિયા આવતું હતું. મહાત્માજીએ અંકુશો કાઢી નંખાવ્યા પછીથી અમે રસોડાં વિદ્યાર્થીઓને સોંપી દીધાં હતાં અને તેઓ રસોઇઆઓને કોન્ટ્રાક્ટ આપી દેતા હતા. દરેક રસોડામાં એક પ્રોફેસર અનાજ અને હિસાબ ઉપર દેખરેખ રાખતા હતા. એ વખતે કલબોમાં અને વિદ્યાનગરની બીજી હૉસ્ટેલોમાં માસિક બીલ ૪૦ રૂપિયા હતું. પછીથી ફરીથી જ્યારે અંકુશો દાખલ થયા ત્યારે આ માસિક બીલ રૂપિયા ૫૫ થી ૬૦ સુધી પહોંચી ગયું હતું. જ્યારે શહેરોમાં માસિક બીલનો આંકડો રૂપિયા ૪૫ લગભગ રહેતો હતો. આ રીતે વિદ્યાનગરમાં ભણતા વિદ્યાર્થીઓને દર મહિને રૂપિયા ૧૫ થી ૨૦ સુધી વધારે રકમ ખર્ચવી પડતી. અંકુશો નીકળી ગયા પછીથી હવે પરદેશી મોંઘું અનાજ લાવવું પડતું નથી. જેથી અનાજના ભાવ દેશમાં વધવાને બદલે ઘટયા છે. અમારે ત્યાં વિદ્યાર્થીને હવે ભોજન બીલના રૂપિયા ૩૦ થી ૩૨ આપવા પડે છે. કોઇ કોઇ હૉસ્ટેલમાં તો એ રકમ માસિક ૨૫ સુધી ઉતરી ગઇ છે. જ્યારે શહેરના વિદ્યાર્થીઓને અત્યારે પણ રૂપિયા ૪૦ માસિક બીલ આવે છે. આ ચાલીસ રૂપિયાના બીલમાં શહેરોના વિદ્યાર્થીઓને વેજીટેબલ ઘીજ ખાવા મળે છે જ્યારે અમારા વિદ્યાર્થીઓ ત્રીસ રૂપિયાના બીલમાં ચોખ્ખું ઘી ખાય છે. અંકુશોએ કેવી કૃત્રિમ સ્થિતિ સરજી હતી તે આ ઉપરથી સમજાશે.

સને ૧૯૪૮માં ચોમાસું નિષ્ફળ ગયું અને દુકાળની પરિસ્થિતિ સરજાઇ. અમારે ત્યાં પંચમહાલ જિલ્લામાંથી મજુરોનાં ટોળાં આવવા લાગ્યાં. આ બધા લોકોને કામ આપવા માટે અમે ઈંટો બનાવવાનો પ્રોગ્રામ વધારી દીધો. ૧૯૪૮ના નવેમ્બરથી ૧૯૪૯ના મે સુધી અમે રોજની એક લાખ ઈંટ પાડતા હતા. આ રીતે અમારાં બીજાં કામો સાથે અમે રોજના પંદરસો માણસોને રોજી આપી શકયા હતા. ૧૯૪૯ના ફેબ્રુઆરી માસમાં શ્રી જવાહરલાલજી ગુજરાતમાં આવશે એમ વાતો થવા લાગી, જેથી મેં સરદારશ્રીને પત્ર લખ્યો અને શ્રી જવાહરલાલજી વિદ્યાનગર આવે એવી ગોઠવણ કરવા વિનંતી કરી. શ્રી જવાહરલાલજી તા. ૧૩ ફેબ્રુઆરીના રોજ સવારના વિદ્યાનગર આવી પહોંચ્યા. સંસ્થાનાં મકાનો અને પ્રવૃત્તિઓ જોઇ આશ્ચર્ય સાથે આનન્દ વ્યક્ત કર્યો.

વિદ્યાનગર માટે નગરના પાયાનો પથ્થર એમને હાથે મુકાવ્યો. પથ્થર ગોઠવાયા પછીથી એને એમણે ખૂબ ઠોકયો અને સીમેન્ટના દાંતાને મજબુત બનાવ્યો. પછીથી એમના ભાષણમાં કહ્યું કે દેશમાં અત્યારે દરેક સ્થળે અમલદારો બૂમ મારે છે કે લોઢું નથી, સીમેન્ટ નથી, લાકડું નથી, કામ શી રીતે થાય? અરે! ખુદ અમારા દિલ્હીમાં પણ આવીજ બૂમો સંભળાય છે, જ્યારે અહીં તો હું જોઇ રહ્યો છું કે દરવાજો ના હોય તો પરવા નહિ, છાપરું ના હોય તો પરવા નહિ, છતાં કોલેજોમાં વિદ્યાર્થીઓને ભણાવવાનાં કામ ચાલી રહ્યાં છે. મકાનો બાંધવામાં પણ જે ચીજ મળી તેનાથી કામ ચલાવી લેવાય છે. મને જાણીને ઘણોજ આનન્દ થયો છે કે આ સંસ્થા સરકારી મદદની પણ પરવા કર્યા સિવાય પોતાનું કામ ધપાવ્યે રાખે છે. હું આશા રાખું છું અને ઇચ્છું છું કે દેશમાં બધે સ્થળે અહીંના કામનું અનુકરણ થાય. આ રીતે વલ્લભ વિદ્યાનગરમાં લગભગ ચાર કલાક રહીને શ્રી જવાહરલાલજી કૃષિગોવિદ્યાભવનમાં બપોરના ખાણા માટે ચાલ્યા ગયા હતા.

તે દિવસે શ્રી જવાહરલાલજીનાં દર્શન કરવા માટે અને એમને સાંભળવા માટે પચાસ હજારથી પણ વધારે માણસોની મેદની વલ્લભ વિદ્યાનગરમાં ભેગી થઇ હતી. મુંબઇના પ્રધાનોમાંથી મુખ્ય પ્રધાન શ્રી બાલા સાહેબ ખેર, ગૃહ પ્રધાન શ્રી મોરારજીભાઇ અને જાહેર બાંધકામ ખાતાના પ્રધાન શ્રી છોટુભાઇ આવ્યા હતા. આણંદથી અમારે અહીં આવવાનો રસ્તો સરદારશ્રી અને લૉર્ડ માઉન્ટબેટન આવ્યા તે જ હતો. અમે સારી પેઠે પાણી છંટાવ્યું હતું છતાંય ધૂળ ઉડતી હતી. પહેલા બે પ્રસંગોએ તો કંઇ ખાસ બંદોબસ્ત ન હતો, પણ શ્રી જવાહરલાલજી આવ્યા ત્યારે તો ભારે બંદોબસ્ત હતો. સૌથી આગળ પોલીસની જીપ હતી, પછીથી શ્રી જવાહરલાલજીની ગાડી હતી અને પછીથી બીજી બધી ગાડીઓ હતી. ગામડાંના રસ્તા કેવા હોય છે તેનો બધાને આ વખત સારો અનુભવ થયો અને તેથી વિદ્યાનગરમાં આવવા માટે એક સારા રસ્તાની જરૂર બધાને સમજાઇ. એને જ પરિણામે આણંદ કરમસદ રસ્તાની ખાસ મંજુરી અપાઇ અને એને જલદીથી પૂરું કરવા માટે એ રસ્તાના પ્રથમ ભાગનું જે ટેન્ડર મંજુર થયું હતું તે ભાવથી બાકીના ત્રણ માઇલનું કામ કરવાનું અમને સોંપાયું. આગળ જણાવ્યું તેમ અમારી પાસે રોજની લાખ ઇંટ પડતી હોવાથી ઇંટોનો મોટો જથ્થો હતો જેથી આખો રસ્તો જલદીથી પૂરો થયો.

આ રીતે અમારે ત્યાં જવાહરલાલજીની સ્મૃતિ કાયમની રહી છે. એ ઉપરાન્ત એક ભાઇએ કુમારશાળા માટે રૂપિયા પચીસ હજારનું દાન જાહેર કર્યું અને ચાર ભાઇઓએ શ્રી જવાહરલાલજીની અહીં આવ્યાની યાદગીરી જાળવી રાખવા દરેકે રૂપિયા દશ દશ હજારનું દાન કર્યું. આના વ્યાજમાંથી દર વર્ષે એન્જીનિયરિંગ કૉલેજમાં માસિક રૂપિયા ૨૫ની ચાર સ્કૉલરશિપો અપાય છે. આ સ્કૉલરશિપો સાથે શ્રી જવાહરલાલજીનું નામ જોડેલું છે. શ્રી જવાહરલાલજી અહીં આવતા પહેલાં રાજ્યોનાં જોડાણ થઈ ગયાં હતાં. આ જોડાણ વખતે વડોદરા રાજ્યે અહીં હાઇ-

શરૂ કરવા માટે રૂપિયા સાઠ હજારની રકમ મદદ તરીકે મંજુર કરી હતી. આ મદદ સાથે શ્રી ગોવિંદભાઈ જોરાભાઈ પટેલે રૂપિયા ૬૦ હજાર આપવાથી રૂપિયા એક લાખ વીસ હજારના ખરચે અહીં ગોવિંદભાઈ જોરાભાઈ શારદા મંદિર બંધાયું. તેની સાથે જ્યારે શ્રી જવાહરલાલજી આવ્યા ત્યારે રૂપિયા પચીસ હજારનું દાન શ્રી મથુરભાઈ હીરાભાઈએ આપેલું તેના વડે અને તેમાં ખૂટતી રકમ મંડળે ઉમેરી મથુરભાઈ હીરાભાઈ કુમારશાળા બંધાઈ. આ રીતે ૧૯૪૯ના જુનમાં પ્રાથમિક અને માધ્યમિક શાળાની સ્થાપના વલ્લભવિદ્યાનગરમાં થઈ, જેથી અધ્યાપકો અને પ્રાધ્યાપકો અને મંડળના એન્જીનિયરો અને બીજા સ્ટાફના છોકરાંને ભણાવવાની વ્યવસ્થા થઈ ગઈ. આ વ્યવસ્થા થવાથી બધા પોતાનાં કુટુંબો સાથે રહી શકે એ શક્ય બન્યું.

વિઠ્ઠલભાઈ પટેલ કૉલેજના પ્રથમ પ્રિન્સિપાલ શ્રી બુટાની નિમાયા હતા. એમની ઉંમર લગભગ પાંસઠ વર્ષની હતી. એમણે એક વરસ કામ કર્યું. કૉલેજને ઘણા સારા પાયા પર મૂકી, અધ્યાપકોમાં સેવાની ભાવના જાગૃત કરી અને એક વરસ કામ કરીને એ નિવૃત્ત થયા. એમનું સ્થાન લઈ શકે એવા અનુભવી અધ્યાપક અમારી પાસે ન હતા, જેથી કરાંચીથી આવેલા ગુજરાતીના પ્રોફેસર શ્રી ડોલરરાય માંકડને સને ૧૯૪૮ના જુનથી અમે ઑફિસિયેટિંગ પ્રિન્સિપાલ બનાવ્યા અને ૧૯૫૦ના જુનમાં જ્યારે શ્રી એન. એમ. શાહ સુરત કૉલેજમાંથી રીટાયર થયા ત્યારે એમને પ્રિન્સિપાલ તરીકે આણ્યા. વિઠ્ઠલભાઈ પટેલ કૉલેજમાં વિદ્યાર્થીઓની સંખ્યા ઝપાટાબંધ વધતી હતી અને ઈ. સ. ૧૯૪૮ના જુનથી અમે એમ. એ. અને એમ. એસસી. તથા પીએચ. ડીના વર્ગો શરૂ કર્યા હતા, જેથી અમને ઘડાયલા અને અનુભવી પ્રિન્સિપાલની જરૂર પડી હતી.

---

## પ્રકરણ ૧૧ મું.

## ડૉ. રાજેન્દ્રપ્રસાદના શુભ હસ્તે કૉમર્સ કૉલેજનો શિલારોપણ વિધિ

સને ૧૯૪૯ ના જુનમાં એન્જીનિયરિંગ કૉલેજનું બીજું વર્ષ શરૂ થયું અને આગળ જણાવ્યું તેમ પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ પણ ઉઘડી. આને લીધે વિદ્યાર્થીઓની સંખ્યા વધી, એન્જીનિયરિંગ કૉલેજના લેક્ચરર અને અધ્યાપકોની સંખ્યા વધી, સાથે સાથે વર્કશૉપમાં કારીગર વર્ગ પણ વધ્યો. કુમારશાળા અને શારદા મંદિરના શિક્ષકોની નિમણૂક થઇ ગઇ અને અત્યાર સુધીમાં વિદ્યાનગરની કીર્તિ દૂર દૂર સુધી ફેલાવાથી શારદા મંદિરમાં પણ બહારથી મોટી સંખ્યામાં વિદ્યાર્થીઓની અરજીઓ આવી વિઠ્ઠલભાઇ પટેલ કૉલેજમાં પણ દર સાલ ૧૦૦ વિદ્યાર્થી વધતા હતા જેથી કૉલેજનાં મકાનો ઉપરાન્ત આ બધા વિદ્યાર્થીઓને અને શિક્ષકોને રહેવા માટેનાં મકાનો બાંધવા ઉપરાન્ત તેમને માટે પાણીની, સેનિટેશનની, વિજળીની અને બસોની સગવડ કરવામાં અમારે માટે એક મોટો પ્રશ્ન થઇ પડ્યો. વસાહતી વિદ્યાપીઠ જંગલમાં બાંધવું એ કેટલું મુશ્કેલ છે તેનો અનુભવ અમને ડગલે અને પગલે થવા લાગ્યો.

અંગ્રેજો જ્યારે ગયા ત્યારે અમને લાગ્યું હતું કે હવે આપણી સરકાર થઇ એટલે અમને નાણાંની સારી એવી મદદ મળી શકશે, પણ અમારી ધારણા ખોટી પડી. અંગ્રેજો ગયા પણ એમનું રાજતંત્ર

ચલાવવાનું જડયંત્ર પાછળ મૂકતા ગયા હતા અને એ જડયંત્રની જડતા નીકળતાં કંઈક વધારે વખત લાગશે એવો અમને અનુભવ થયો છે. સારે નસીબે સરદારશ્રીએ અમને પહેલેથી જ ચેતવ્યા હતા કે સરકારની મદદ મળે તો આપણે આભાર સાથે લેવી છે, પણ જો તે ના મળે તો ય આપણું કામ અટકવું જોઈએ નહિ; જેથી અમે સરકારની મદદ કરતાં જનતા-જનાર્દનની મદદ ઉપર અને અમારી પોતાની મહેનત ઉપર મોટો આધાર રાખ્યો હતો.

આથી અમે મકાનો બાંધવાની સાથે સાથે ચરોતર ગ્રામોદ્ધાર સહકારી મંડળ ઉપર વધારે લક્ષ આપ્યું હતું. ૧૯૪૭ની આખર સુધીમાં તો મકાન બાંધવાની દરેક ચીજો અમે બનાવતા થઈ ગયા હતા. કૂવાથી મકાનો બાંધવાની જગા સુધી પાણી પહોંચતું કરવા જે સીમેન્ટના નળ જોઈએ તે શરૂઆતમાં અમે હાથ-ફરમા વડે બનાવી લેતા હતા. અમારી જરૂરિયાત ઉપરાન્ત વધારાના નળ અમે જાહેર જનતાને પણ વેચતા હતા. મકાનો બાંધવા માટે બનાવેલા પાણીના હૉજમાં તાજા બનાવેલા સીમેન્ટના નળ પાકા કરવા માટે અમે મૂકતા હતા અને આ રીતે અમે દરેક હૉજનો બેવડો ઉપયોગ કરતા હતા. પછીથી તો અમે એની માટે સીમેન્ટના નળની માગ વધી પડવાથી સ્પન સીમેન્ટ પાઇપ બનાવવાનો નિર્ણય લીધો અને એને માટે જોઈતી યંત્રસામગ્રી મુબઈમાંથી ખરીદી, જે એક ભાઈએ સેવાભાવે બનાવી આપી હતી. અમે જે યંત્ર સામગ્રીના પચાસ હજાર આપ્યા હતા તે બધી યંત્ર સામગ્રી આજે અમારી વર્કશૉપમાં બને છે, અને તે જો બીજા કોઈને જોઈતી હોય તો રૂપિયા બાવીસ હજારમાં આપવાની અમારી તૈયારી છે.

સ્પન પાઇપ બનાવવા માટે અમને ખાસ અનુભવ ન હતો જેથી અમે ભાઈશ્રી ત્રિભોવનદાસને મળ્યા હતા. તેમણે ઇન્ડિયન હ્યુમ પાઇપ કંપનીમાં શરૂઆતથી કામ કર્યું હતું. એમની સાથે મારી પ્રથમ મુલાકાત સને ૧૯૨૭માં થઈ હતી. તે વખતે હું નોકરીમાંથી રજા મેળવીને

સિંધમાંથી સૌરાષ્ટ્ર આવ્યો હતો. એક દિવસ મને એક ભાઇએ વાત કરી કે આણંદમાં સીમેન્ટના નળ બનાવવાનું કારખાનું નીકળેલું છે, જ્યાં ખેતીમાં જોઇતા સીમેન્ટના નળ ઉપરાન્ત ગરનાળાં બનાવવા માટે મોટા નળ પણ બનાવવામાં આવે છે.

હું તરતજ જમ્યા પછીથી આણંદ ગયો અને સ્ટેશન નજીક આવેલી હ્યુમ પાઇપ ફેકટરીમાં ગયો. શ્રી ત્રિભોવનદાસ એ ફેકટરીના મુખ્ય ઇજનેર હતા. હું એમને મળ્યો અને મારી ઓળખાણ આપી. ઘણા ઉત્સાહથી એમણે મને ફેકટરીમાં ફેરવ્યો અને એક ત્રણ ફુટ વ્યાસની પાઇપ ઉપરથી સોળ ટન વજનનો સ્ટીમ રોલર સલામત રીતે પસાર થઇ શકે છે એના ફોટા બતાવ્યા. હિંદુસ્થાનમાં આવા નળ બની શકે છે એની મને પહેલી વાર જ ખબર પડી. મેં શ્રી ત્રિભોવનદાસને ઠપકો આપ્યો કે તમારી પાસે આવી સુંદર ચીજ બને છે એની તમે જાહેરાત કેમ કરતા નથી? હિન્દુસ્થાનમાં આવી પાઇપો બને છે એની કોઇ ઇજનેરને ખબર નથી. આ ત્રણ ફુટ વ્યાસની પાઇપની કિંમત તે વખતે દર ફુટે સાડાસાત રૂપિયા હતી.

રજા ઉપર ઉતરતા પહેલાં સિંધમાં મારે ત્રણ ફુટ વ્યાસની પાઇપોની જરૂર પડી હતી, તે માટે અમેરિકન બનાવટના ત્રણ ફુટ વ્યાસના ત્રેસો સાઠ ફુટ લંબાઇના આર્મકો કલવર્ટ મેં ખરીદ્યાં હતાં. અને એની કિંમત મેં ફુટના સાડીવીસ રૂપિયા આપ્યા હતા અને તેને જોડવાનું ખર્ચ વધારાનું હતું. આર્મકો કલવર્ટ કરતાં સારી અને અતિ સસ્તી ચીજ હિન્દુસ્થાનમાં બને છે એની જો મને ખબર હોત તો મેં આર્મકો કલવર્ટ ખરીદ્યાં ન હોત. આ બધી વાત મેં શ્રી ત્રિભોવનદાસને કહી અને સાથે સાથે એમને જણાવ્યું કે તમારા કોઇ પ્રતિનિધિને સિંધમાં ચીફ એન્જીનિયરને મળવા મોકલો. સક્કર બરાજનાં કામો અંગે નહેરો અને સડકો ઉપર અમારે લાખો રૂપિયાના નળની જરૂર પડશે; જેથી તમારૂં એક સેન્ટર સિંધમાં ખોલવાની તાબડતોબ વ્યવસ્થા કરો.

રજા પુરી થતાં જ હું સક્કર પાછો ગયો અને આ હકીકત મેં મારા સુપરિન્ટેન્ડિંગ એન્જીનિયર શ્રી સતારાવાલાને કહી એ પણ વાત જાણીને બહુ ખૂશ થયા અને એન્જીનિયરોની જાણ માટે આણંદથી પ્રત્યેક વ્યાસની એક એક પાઇપ મંગાવી લેવા મને સૂચના કરી. મેં ત્રિભોવનદાસને દરેક વ્યાસની એક એક પાઇપ ભરી એક વેગન સક્કર મોકલાવી આપવા લખ્યું. સાથે સાથે એનું બીલ પણ મંગાવી લીધું. આણંદથી આ વેગન લાહોર થઇને સક્કર આવ્યું હતું, અને આ રીતે સિંધમાં હ્યુમ પાઇપનો પ્રવેશ થયો હતો.

પછી તો ઇન્ડિયન હ્યુમ પાઇપ કંપનીના પ્રતિનિધિ ચીફ એન્જીનિયરને મળ્યા અને એમને સક્કર બરાજમાં જોઇતી બધી પાઇપનો ઑર્ડર મળ્યો. આ કામ અંગે શ્રી ત્રિભોવનદાસ અવારનવાર સિંધમાં આવતા અને એમનો કોઇ કોઇ વખત ભેટો થતો. સરકારી નોકરીમાંથી નિવૃત્ત થયા પછીથી, હું જ્યારે અમદાવાદ મ્યુનિસિપાલિટીમાં દાખલ થયો ત્યારથી શ્રી ત્રિભોવનદાસ સાથેનો પરિચય વધ્યો. અમદાવાદ મ્યુનિસિપાલિટી સાથે એમનું મોટું કામકાજ ચાલતું હતું. એમણે તે વખતેજ મને ગામડાંના વૉટર વકર્સ માટે ઓછા દરે પાઇપો આપવાનું કબૂલ કર્યું હતું અને એ હિસાબેજ શરૂઆતમાં સુણાવમાં એમણે સસ્તા દરે પાઇપો આપી હતી. વલ્લભ વિદ્યાનગરની યોજના શરૂ થઇ ત્યારે હું અને ભાઇશ્રી ભીખાભાઇ એમને મેમ્બર બનાવવા માટે એમને ઘેર ગયા હતા. એ મેમ્બર તો થયા પણ તેજ વખતે વિદ્યાનગરમાં સ્પન પાઇપનું કારખાનું ચાલુ કરાવી આપવાનું એમણે વચન આપ્યું હતું. જોઇતી સૂચનાઓ આપી હતી અને કારખાનું ચાલુ થયા પછીથી બે ચાર વખત આવી જઇ એની ખોડખાંપણો સુધરાવી આપી હતી. આજે તો એમનો ધીકતો ધંધો છોડીને એ વિદ્યાનગરની પ્રવૃત્તિમાં જોડાઇ ગયા છે, અને ચરોતર ગ્રામોદ્ધાર સહકારી મંડળના અધ્યક્ષ તરીકે મંડળની બધીજ જવાબદારીઓ ઉપાડી લીધી છે.

વિદ્યાનગરમાં અમારે સૌથી મોટી વિટંબણા તો પાણીની પડેલા માંડી હતી. જે સ્થળે મેં પાલાનો માંડવો નાખ્યો હતો ત્યાં આગળ એક નાની કૂઇ હતી. એમાં પાણી શી રીતે નીકળ્યું, અને એના ઉપર અમદાવાદમાં બનેલું લક્ષ્મી એન્જીન શી રીતે ગોઠવ્યું તે હકીકત આગળ આવી ગઇ છે. આ તો કામચલાઉ ગોઠવણ થઇ; પણ અમારે તો ભવિષ્યમાં વૉટર વર્ક્સ કરવાનાં જેથી સારાં બોરીંગની જરૂર હતી. બોરીંગ માટે અમે પબ્લિક હેલ્થ ખાતામાં તપાસ કરી પણ એમનાં બોરીંગ મશિન તો મોટાં શહેરોમાંજ રોકાઇ પડેલાં હતાં, જેથી અમે પુને ખેતીવાડી ખાતાને વિનંતી કરી અને એમણે અમારે ત્યાં બોરીંગ કરવાનું કામ માથે લીધું. એમના લખવા પ્રમાણે અમારી ટ્રકોમાં નડિયાદથી બોરીંગનો એન્જીન અને બીજો સરસામાન અમે લઇ આવ્યા અને વૉટર વર્ક્સ માટે મુકરર કરેલા પ્લૉટમાં એક જુના કૂવા ઉપર જે અમને કુવાના માલિક પાસેથી મફત મળ્યો હતો અને જેની ઇંટો વિઠ્ઠલભાઇ પટેલ કૉલેજના પાયા માટે અમે ઉકેલી લીધી ન હતી, તે કૂવા ઉપર ૭ ઇંચીયા બોરીંગ કરવાની ખેતીવાડી ખાતાએ શરૂઆત કરી. ખેતીવાડી ખાતાના બીલ ઉપરાન્ત અમારે મજુર વિગેરેનું ખર્ચ કરવાનું હતું. ખેતીવાડીખાતાનું બીલ લગભગ ત્રેવીસસો રૂપિયાનું આવ્યું હતું. બીજા સાતસોક રૂપિયા અમે પણ ખર્ચ્યા હતા. આ રીતે ત્રણ હજાર રૂપિયાના ખર્ચ અને પાંચ છ મહિનાની મહેનત પછી ખબર પડી કે બોરીંગ નિષ્ફળ ગયું છે. પાકેપ વાંકી હતી કે કંઇક એવીજ કામની નિષ્કાળજીથી થતી અડચણ હતી. અમે તાબડતોબ આણંદના બોરીંગ કૉન્ટ્રાકટરનો સંપર્ક સાધ્યો. એના હાથે એજ કૂવામાં ફતેહમંદ બોરીંગ વખતસર થઇ ગયું.

વિઠ્ઠલભાઈ પટેલ કૉલેજની શરૂઆત વખતે પેલી કૂઈ ઉપર મુંકેલું લક્ષ્મી એન્જીન અમારે જોઇતું પાણી પુરૂં પાડતું હતું; પણ પાણીના આ સતત ખેંચાણથી પાણી ધારણ કરનાર રેતીના પડમાંથી રેતી પણ

સાથે સાથે પાણી સાથે ખેંચાતી હતી. આ કારણથી કૂઈના ચક્કરની નીચે મોટું પોલાણ થઈ ગયું હતું. કૂઈનો વ્યાસ સાંકડો હોવાથી અંદર કુંડી ઉતારાય તેમ ન હતું અને કૂઈ નિષ્ફળ જાય તો અમારી પાસે પાણીનું બીજું સાધન ન હતું. ખેતીવાડીનું બોરીંગ નિષ્ફળ ગયું હતું, અમારી ચિંતાનો પાર ન હતો, એટલામાં આણંદના કોન્ટ્રાકટરે શરૂ કરેલું બોરીંગ ફતેહમંદ થઈ ગયું અને અમારો પાણીનો પ્રશ્ન તાત્કાલિક ઉકલી ગયો.

અમારો વિચાર તો શરૂઆતથી એક બોરીંગ મશિન ખરીદી લેવાનો હતો, પણ તે વખતે બોરીંગ મશિન ના મળી શકવાથી બોરીંગો માટે જેની પાસે મશિન હોય તેના ઉપર આધાર રાખ્યા વગર અમારે છૂટકો ન હતો. મશિનરી ઉપરાન્ત અમારી બીજી મુશ્કેલી માણસોની હતી. ગામડાંઓમાં એન્જીનો ચલાવનારા કુશળ માણસો ના હોય એ સમજાય એવી વાત છે. ખેડા જીલ્લામાં જો કે તે વખતે ત્રણ-ચાર હજાર એન્જીન ચાલતાં હતાં અને અનાજની મોંઘવારીને લીધે અનેક નવાં એન્જીનો ગોઠવાઇ રહ્યાં હતા, જેથી એન્જીન ચલાવનાર કુશળ માણસોની ભારે અછત હતી. આથી કરીને અમારૂં લક્ષ્મી એન્જીન અનઘડ માણસોના હાથે ભારે દુર્દશા ભોગવતુ હતું. જેમતેમ કરીને વિદ્યાર્થીઓની, કૉલેજની અને ચણાતાં મકાનોની જરૂરિયાતો તે પૂરી પાડતું હતું. એન્જીનનું કામ રીપેર વિગેરે સાથે ચોવિસે કલાક ચાલુ હતું. બીજી બાજુ વર્કશૉપનું અમારૂ સો હોર્સ પાવરનુ કૅમ્પબેલ એન્જીન જે વર્કશૉપ ચલાવવા સાથે વિજળી આપતું હતું તે એન્જીનની પણ અનઘડ માણસોને હાથે બૂરી દશા થઈ હતી.

શરૂઆતમાં તે એન્જીન સારી રીતે ગોઠવાયેલું હોવાથી બહુ સારૂં કામ આપતુ હતું, પણ સાફસૂફી માટે ખોલ્યા પછીથી ટાઇમિંગ બરાબર નહિ ગોઠવાયેલ હોવાથી એના સિલિન્ડર હેડમાં ફાટો પડી. અમે મુંબઇથી તાબડતોબ બે નવાં સિલિન્ડર હેડ કરાવ્યાં હતાં, પણ અનઘડ માણસોના

હાથમાં એન્જીન મુકાયલાં હોવાથી એન્જીનની મુશ્કેલીઓ તો ચાલુ જ હતી. અમે જાહેરખબરો આપતાં પણ શહેરોમાં કોઇ જગ્યાએ ના ચાલતા માણસો જ અમારે ત્યાં અરજી કરતા અને ૭ આઠ મહિનાના અનુભવે અમારે તેમને બદલવા પડતા. વર્કશૉપ અને એન્જીનોની દેખરેખ માટે અમે રૂપિયા ત્રણસોથી પાંચસો સુધીના પગારદાર માણસો રોકયા હતા: પણ કામનો જાણકાર એક પણ માણસ અમને શરૂઆતનાં વરસોમાં મળ્યો ન હતો.

લક્ષ્મી એન્જીન ખલાસ થતાંયતામાં અમને બીજું એક હાઇસ્પીડ હીલ એન્જીન સરકાર તરફથી મળ્યું. એ ચાલીસ હોર્સ પાવરનું હતું અને એની અંકુશિત કિંમત રૂપિયા પંચાવનસો હતી. બીજા કૂવામાં અમારૂં બોરીંગ આણંદના કોન્ટ્રાકટરના હાથે ફતેહમંદ થયું હતું ત્યાં અમે ઇલેકટ્રીક મોટર ગોઠવી અને હીલ એન્જીનને વર્કશૉપમાં મૂકયું. આ રીતે વર્કશૉપમાં અમારી પાસે બે એન્જીનો થયાં. હીલ એન્જીન ઉપર અમે ત્રીસ કીલોવૉટનું એક જેનરેટર ગોઠવ્યું. એ રીતે વીજળી ઉત્પન્ન કરવાનો અમારો પ્રશ્ન તાત્કાલિક ઉકલ્યો. આગળ જણાવ્યું તેમ અમારી કૂવાની સ્થિતિ જોખમભરી બનતાં જ અમારો બીજો કૂવો તૈયાર થઈ ગયો હતો, અને વિઠ્ઠલભાઇ કૉલેજના ૧૯૪૭ના બીજા સત્રમાં એટલે ૧૯૪૮ના એપ્રિલ સુધીમાં તો અમારો પાણીનો અને વીજળીનો પ્રશ્ન ઉકલી ગયો હતો; પણ ૧૯૪૮ના જુનમાં અમારે એન્જીનિયરિંગ કૉલેજ શરૂ કરવાની હતી જેથી પાણીનો પ્રશ્ન તો અમારે સંપૂર્ણ રીતે ઉકેલી નાખવાનો હતો.

અમે ધર્મજ ગામના વતની ભાઇશ્રી મગનભાઇ જોશી વૉટરફાઇન્ડર (જળશોધક)નું કામ કરતા હતા તેમને વિદ્યાનગરમાં પાણીનાં સ્થાન બતાવવા બોલાવ્યા. એમણે બતાવેલા સ્થળે અમે જમીન ઉપર બોરીંગ કરાવવાનું શરૂ કર્યું. એન્જીનિયરિંગ કૉલેજની વર્કશૉપ આગળ અમારૂં એક બોરીંગ ફતેહમંદ થયું, ત્યાં અમે પાછળથી કૂવો બનાવી દીધો.

અમારા બોરીંગવાળા કૂવાથી પચીસ ફૂટ દૂર એમણે અમને બીજું સ્થળ બતાવ્યું. આ બોરીંગ પણ ઘણી સારી રીતે ફતેહમંદ થયું અને ત્યાં આગળ અમે પાકો કૂવો અને કાયમની સાઠ હજાર ગેલનની ટાંકી બનાવ્યાં છે. ત્યાર પછી તો વસ્તી વધવાથી અને બાગબગીચાનાં કામ પણ વધવાથી અમે અમેરિકન મશિન વડે દસ ઇંચ વ્યાસનાં ત્રણ બોરીંગ કરાવી લીધાં છે. આ રીતે અમારા વૉટર વર્ક્સનો પ્રશ્ન ઉકલી ગયો છે.

ઉપર જણાવ્યું તેમ અણીને વખતે અમારો બોરીંગનો પ્રશ્ન ઉકલ્યો હતો પણ અનઘડ માણસોને લીધે અને રસ્ટન જેવું સારું એન્જીન ના મળવાથી એન્જીનો અમને ઉજાગરો કરાવતાં હતાં. ૧૯૪૮ માં એન્જીનિયરિંગ કૉલેજ અમે શરૂ કરી ત્યારે અમે સો હોર્સ પાવરનું રીકન્ડીશન કરેલું લેલૅન્ડ હાઇસ્પીડ અમેરિકન એન્જીન ખરીદી લીધું. આ રીતે વર્કશૉપમાં અમારી પાસે ત્રણ એન્જીનો થયાં એટલે ગડમથલ કરીને વારાફરતી એકાદ એન્જીન ચાલુ હાલતમાં રાખી શકતા હતા. કૉલેજોના ચાલુ કામ ઉપરાન્ત અમારે વર્કશૉપ, સ્પન સીમેન્ટ પાઇપ ફેક્ટરી, ફાઉન્ડ્રી અને વૉટર વર્ક્સનાં કામ ચાલુ રાખવાનાં હતાં. એ ઉપરાન્ત પરીક્ષાઓ વખતે કોઇપણ જાતની અડચણ ના આવે એ પણ જોવાનું હતું. ૧૯૪૯માં તો પેલું અમેરિકન એન્જીન ત્રણ મહિના સારું કામ આપ્યા પછીથી ગડબડ કરવા લાગ્યું એટલે પંદર હજાર રૂપિયાનું અંકુશિત ભાવનું સુલ્ઝર એન્જીન અમે એક મિત્રની મદદથી રૂપિયા છત્રીસ હજારમાં ખરીદી શકયા.

હવે તો એન્જીનિયરિંગ કૉલેજમાં પણ મિકેનિકલ એન્જીનિયરિંગ માટે લેકચરરો મળી ગયા હતા. વર્કશૉપ સુપરિન્ટેન્ડન્ટ પણ આવી ગયા હતા. પણ આ તો બધા ભણેલા માણસો વિદ્યાર્થીઓને ચોપડીમાંથી એન્જીન કેમ ચલાવવું તે ભણાવે, પણ એન્જીન જ્યારે રીસાયું હોય ત્યારે એને મનાવવાનું કામ એમને આવડે નહિ. એમાં તો પેલા હાથે કામ કરનારા જ ગડમથલ કરે. આ રીતે એક પછી એક એન્જીનો

આવતાં ગયાં. એકાદ વરસ અમારું કામ આરામથી ચાલે અને પછીથી પાછી એની એ રામાયણ. છેવટે અમને હાઇસ્પીડ રસ્ટન એન્જીન મળ્યું અને અમને કંઇક માનસિક આરામ મળ્યો. પછીથી તો સને ૧૯૫૧માં વીજ આવી ગઇ અને અમારી બધી ચિંતાનો અંત આવ્યો. પેલું રસ્ટન એન્જીન પાછળ મ્યુનિસિપાલિટીએ ખરીદી લીધું, અને એમાંથી ડીપ્રિસિયેશન બાદ કરતાં બધી રકમ અમારા હાથમાં આવી ગઇ. રુસ્ટન એન્જીન તો એન્જીનિયરિંગ કૉલેજની હીટ એન્જીન લેબોરેટરીમાં છે, એટલે ત્યાં વિદ્યાર્થીઓને શીખવવા પુરતું કામ આવી રહ્યું છે. લક્ષ્મી એન્જીન પણ એન્જીનિયરિંગ કૉલેજને આપી દીધું. બાકીનાં એન્જીનો માંડી વાળવાની સ્થિતિમાં છે, એટલે વહેલાંમોડાં લખી નાખવાં પડશે. ફક્ત એ જાતનો સંતોષ છે કે કુશળ કામદારો ના મળવા છતાં ડીપ્રિસિયેશન ફંડમાંથી આ રહેલાં એન્જીનોની કિંમત વસુલ થઇ ગયેલી છે અને દરેક યંત્રે એની કિંમત કરતાં વધારે કામ આપ્યું છે.

કૉલેજમાં વિદ્યાર્થીઓ વધતા ગયા તેમ બસોની જરૂર પણ વધતી ગઇ. અમારે અહીં રહેતા વિદ્યાર્થીઓ તથા બીજા માણસો માટે જોઇતી ચીજવસ્તુ આણંદથી લાવવી પડતી હતી, જેથી આણંદ સાથેનો જવરઅવરનો વ્યવહાર બસો મારફત કરવામાં આવે છે. એ સિવાય બહારગામના નજીકના ગામોના વિદ્યાર્થીઓ રેલ્વે કે બસ મારફત આણંદ આવે છે અને આણંદથી વિદ્યાનગર અમારી બસોમાં આવે છે. કરમસદના વિદ્યાર્થીઓને પણ લાવવા લઇ જવા માટે બસની જરૂર પડે છે, જેથી ૧૯૪૭ના જુન માસમાં ૩૬ માણસો બેસે એવી બે બસો ખરીદી અને પછીથી દર વરસે એમાં એક એક બસ ઉમેરતા ગયા. હાલમાં અમારી પાસે પાંચ બસો છે. એન્જીનો કરતાં બસો માટે અમને કંઇક સારા માણસો મળી ગયા છે જેથી બસો માટે એન્જીનો જેટલી તકલીફ નથી પણ થોડીઘણી તકલીફ તો છેજ; કારણ શહેરોની માફક અહીંયાં કુશળ કારીગરો મળતા નથી. હવે દરેક જાતના માણસો ધીરેધીરે તૈયાર થઇ રહ્યા છે.

અમે બસો ખરીદ્યા પછીથી બેક દાક્તામાં સ્ટેટ ટ્રાન્સપોર્ટ શરૂ થઇ ગઇ છે. જ્યાં સુધી કાચા રસ્તા હતા ત્યાં સુધી તો સ્ટેટ ટ્રાન્સપોર્ટના સત્તાવાળાઓ અમારા તરફ નજર ના દોડાવે એ સ્વાભાવિક હતું; કારણ મળતર કરતાં ખર્ચ વધારે હતું. બીજું અમારો વાહન વ્યવહાર પણ એક તરફી હતો. કૉલેજોમાં આણંદથી છોકરા લાવવા માટે વિદ્યાનગરથી ખાલી બસો મોકલવી પડતી હતી અને જ્યારે વિદ્યાર્થીઓને જવાનો વખત થાય ત્યારે આણંદ તરફ બસો ભરાઇને જાય અને પાછાં ફરતાં ખાલી આવે. તેજ સ્થિતિ કરમસદ અને મોગરી તરફ જતી-આવતી બસોની હતી. આણંદથી વિદ્યાનગરનું અંતર ચાર માઇલ હોવા છતાંય વિદ્યાર્થીઓ પાસેથી બે આના ભાડું લેવાતું. આ બધું સ્ટેટ ટ્રાન્સપોર્ટને પોષાય તેમ ન હતું. સૌથી મોટી મુશ્કેલી તો છૂટીઓ પડે ત્યારે ઘેર જવા માટે બધા વિદ્યાર્થીઓની પડાપડી થતી. બસોનો વ્યવહાર એક તરફી હોવા ઉપરાન્ત બસોમાં ભારે ગીરદી થતી અને કાયદા-કાનુનનું ઠેકાણું રહેતું નહિ.

આ પરિસ્થિતિ હોવા છતાં જ્યારે પાકી સડક થઇ ત્યારે એક વખત તો સ્ટેટ ટ્રાન્સપોર્ટના સત્તાવાળાઓએ આણંદથી વલ્લભ વિદ્યાનગરનો રસ્તો એ લેશે એવી અમને નોટીસ આપી. નોટીસની મુદત પહેલાં ગમે તે કારણસર સત્તાવાળાઓએ આ નોટીસ પાછી ખેંચી લીધી. પછીથી એમણે આણંદથી બાકરોલની સર્વિસ શરૂ કરી. આ બસો વિદ્યાનગરમાં થઇને પસાર થતી હતી. બીજે વરસે ફરીથી સ્ટેટ ટ્રાન્સપોર્ટ બહુ જ ટૂંકી નોટીસે આણંદથી વલ્લભ વિદ્યાનગર પોતાની બસો દોડાવવાનું શરૂ કર્યું. અમારા ડ્રાઇવરો, કલીનરો, કન્ડકટરો અને ચેકરોને જેને જેને એસ ટી.ની નોકરીમા રહેવું હતું તે બધાને સમાવી લીધા, પણ પેલી પાંચ બસો અમારે માથે પડી. આપણા કલ્યાણ રાજ્યમાં એવા કાયદા છે કે જેથી બીજાને નુકશાન કરી શકાય પણ એ નુકશાનની ભરપાઇ કરવાની જવાબદારી કોઇએ માથે રાખેલી નથી. જેથી અમારી પેલી પાંચ બસો વેચવા માટે છાપાઓમાં અમે જાહેર ખબરો આપી.

બસો લેવા માટે નજીકના અને રાજકોટ જેવા દૂરના સ્થળેથી બસો રાખવા આવતા હતા. અમારી વાટાઘાટો ચાલતી હતી એટલામાં એક દિવસે એસ. ટી.ના સત્તાવાળાનો પત્ર આવ્યો કે આણંદથી વલ્લભ વિદ્યાનગરને રસ્તે અમારે અમારી બસો ચલાવવી. સ્ટેટ ટ્રાન્સપોર્ટ વેપારી સંસ્થા હોવાથી આ વેપારમાં એમને કંઇ કસ ના દેખાયો હોય એમ જણાય છે. પણ હજુય અમારી સ્થિતિ કફોડી છે. દર વર્ષે વિદ્યાર્થીઓની સંખ્યા વધે છે પણ નવી બસો લેવાની અમારી હિંમત ચાલતી નથી. આ રાજમાં કયે દિવસે તે બંધ કરવી પડે તે કહી શકાય નહિ.

આગળ જણાવ્યું તેમ વિઠ્ઠલભાઇ પટેલ કૉલેજની શરૂઆત પછી મુંબઇ યુનિવર્સિટીના સોશિયોલોજીના પ્રોફેસર ડૉ. ઘુર્યેએ એમનું પુસ્તકાલય તથા મૂર્તિસંગ્રહ વિદ્યાનગરને ભેટ આપ્યાં હતાં. પછીથી મુંબઇ યુનિવર્સિટીમાંથી નિવૃત્ત થઇને તેઓ પોતે વિઠ્ઠલભાઇ પટેલ કૉલેજમાં કામ કરવા માટે વિદ્યાનગરમાં આવીને રહ્યા હતા, અને જીવનના અંત સુધી કામ કર્યું હતું. એમના મૂર્તિસંગ્રહની દેખરેખ રાખવા માટે તથા વલ્લભ વિદ્યાનગરમાં યોગ્ય વખતે એક મ્યુઝિયમ બનાવવા માટે શ્રી અમૃતલાલ પંડ્યાને પણ અમે સને ૧૯૪૮થી રોકી લીધા હતા. શ્રી પંડ્યાને આર્કિઓલોજીનો ઘણો બહોળો અનુભવ હતો. એઓએ પોતે આ જ્ઞાન કૉલેજમાં મેળવ્યું ન હતું પણ આખા હિન્દુસ્થાનમાં રખડપાટ કરીને અને અતિશય શ્રમ લઇ પુસ્તકોનો અભ્યાસ કરીને એમણે આ જ્ઞાન મેળવ્યું હતું. એમણે હજારો વર્ષ જુની પ્રાગ ઐતિહાસિક જગાઓ શોધી હતી અને પુરાતત્વવિદોને ભવિષ્યમાં ખોદકામ કરવા માટે ઘણું સારું માર્ગદર્શન આપ્યું હતું.

ગુજરાતના પુરાતત્વનું કામ ફક્ત વડોદરા રાજ્યે જ હાથ પર લીધું હતું. ડૉ. કઝન્સ જેવા સમર્થ પુરાતત્વવિદને રોક્યો હતો અને "Archeology in Western India" એ નામનું પુસ્તક લખાવ્યું હતું; પણ ડૉ. કઝન્સે તો મહેસાણા જીલ્લામાં જ ઘણુંખરું

કામ કર્યું હતું. આ સિવાય ગુજરાતનું ક્ષેત્ર પુરાતત્વવિદો માટે મોકળું પડ્યું હતું. ચરોતરમાં તો કોઇ પુરાતત્વવિદે કદી નજર સરખી પણ કરી ન હતી. ચરોતરમાં પુરાતત્વનો કિંમતી ખજાનો ગામડે ગામડે રઝળતો પડ્યો હતો અને તે એક સ્થળે ભેગો કરવાની ખાસ જરૂર હતી. આટલા માટે શ્રી પંડ્યા જેવા માણસની જરૂર હતી. આ સંસ્થામાં શ્રી પંડ્યાને રોકી લીધા પછી ધીરે ધીરે એક સુંદર મ્યુઝિયમે આકાર લીધો અને ભવિષ્યમાં જ્યારે સંસ્થા પાસે પૈસાની સગવડ થશે ત્યારે પુરાતત્વનું એક સુંદર મ્યુઝિયમ ઉભું થશે. જેમાં ગુજરાતના મૂર્તિ સ્થાપત્યનો સંગ્રહ હશે, જુના લેખોનો સંગ્રહ હશે, સિક્કાઓનો સંગ્રહ હશે અને અનેક જગ્યાએ જ્યાં ખોદકામની જરૂર છે ત્યાં ખોદકામ કરાવીને તેમાંથી નીકળતી અપ્રાપ્ત ચીજોનો સંગ્રહ થશે.

આ ઉપરાન્ત સને ૧૯૪૯થી શ્રી કાન્તિભાઇ પટેલને પણ વિદ્યાનગરમાં સ્થાન મળેલું છે. તેઓ એક ઉગતા શિલ્પી છે. આખા ગુજરાતમાં એમની બરાબરી કરે એવો એક પણ શિલ્પી નથી. એટલુંજ નહિ પણ એમનું કામ ભલભલા માણસો પાસેથી અભિનન્દના ઉદ્ગારો કઢાવે છે. તેઓ સોજીત્રાના વતની છે અને એમણે સ્કલ્પચરનો અભ્યાસ વરાડના ખામગાંવ શહેરમાં કર્યો હતો. ગુજરાતમાં આવ્યા પછીથી એમણે વિઠ્ઠલ કન્યાવિદ્યાલયમાં શ્રી વિઠ્ઠલભાઇ પટેલનુ ૭ ફુટ ઊંચું બાવલું કરેલું છે. રાસમાં મુકવા માટે સરદારશ્રીનું બસ્ટ કરી આપેલું છે. કરમસદમાં મુકવા માટે સરદારશ્રીનું એક કાંસાનું બસ્ટ કર્યું છે. પણ સૌથી વિશેષ તો વિદ્યાનગરમાં મુકવા માટે સરદારશ્રીની બાર ફુટ ઊંચી ભવ્ય પ્રતિમા એમણે તૈયાર કરવા માંડી છે. જાણકારો કહે છે કે સરદારશ્રીની આવી સુંદર પ્રતિમા બીજે કોઈ સ્થાને નથી.

આ ઉપરાન્ત એમણે કેટલાક ખાનગી માણસોની પ્રતિમાઓ આરસમાં તૈયાર કરી આપી છે. પથ્થર ઉપર પણ તેઓ ઘણું સારૂં કામ કરી શકે છે. એમના વિદ્યાનગરમા આવવાથી લોકોની કળા

તરફની અભિરૂચી વધતી ચાલી છે. એ ખાનગી ઘરોમાં કે જાહેર સંસ્થાઓમાં મુકવા માટેની નાનીમોટી પ્રતિમાઓ બનાવે છે. ઓરડો શણગારવા માટે એમની બનાવેલી પ્રતિમાઓ રૂપિયા ચારથી રૂપિયા ચૌદસો સુધીની કિંમતની લોકો લઇ ગયેલા છે. જ્યારે જાહેર સ્થળે મુકવાની પ્રતિમાઓ રૂપિયા પચાસોથી રૂપિયા પચાસ હજારની કિંમત સુધીની તે બનાવી શકે છે. નાની ઉંમરમાં એમણે બહુ સારી કીર્તિ સંપાદન કરી છે. વિદ્યાનગર જોવા આવનાર હજારો માણસો એમની કળાથી મુગ્ધ બન્યા છે, અને વિદ્યાર્થીઓને શીખવવા માટે એમની પાસે બે સ્ટુડીઓ તૈયાર થયેલા છે. હજી અમે વિદ્યાર્થીઓને શીખવવા માટે રીતસરના વર્ગો કાઢ્યા નથી; કારણ અમારો વિચાર તેમને વધુ અભ્યાસ કરવા માટે ઇટાલી મોકલવાનો છે. ત્યાંથી પાછા આવ્યા પછીથી જ વિદ્યાનગરમાં રીતસરના વર્ગો કાઢીશું.

આ રીતે ગોઠવણો થયા પછીથી સને ૧૯૪૦માં અમારા શાસ્ત્ર મંદિરમાં ટેકનિકલ ક્લાસની શરૂઆત કરી. ટેકનિકલ અભ્યાસમાં અત્રે અત્યારે સુથાર, લુહાર, ફીટર અને ટર્નરનું કામ શીખવવામાં આવે છે. ઉપરાન્ત ફાઉન્ડ્રીમાં દાગીના ઢાળવાનું, ફોર્જીંગનું તથા થોડું વિજળીનું કામ પણ શીખવવામાં આવે છે. માધ્યમિક શાળાનાં છેલ્લાં ચાર ધોરણમાં આ અભ્યાસક્રમ રાખ્યો છે, અને વિદ્યાર્થી આ વિષયો લઇને એસ. એસ.સી. પાસ થઇ શકે છે. વિદ્યાર્થિનીઓ માટે શીવવાના સંચાની વ્યવસ્થા કરી છે અને શરૂઆતથી સંગીતની પણ વ્યવસ્થા કરી છે.

સરદારશ્રી ૧૯૪૭ના એપ્રિલ માસમાં અહીં આવી ગયા પછીથી સરકારનું લક્ષ વિદ્યાનગર તરફ કંઇક ખેંચાયું. અમે જ્યારે પાલાંના માંડવામાં રહેતા હતા ત્યારે શરૂઆતમાં શ્રી વૈકુંઠભાઈ મહેતા અમારી યોજના સમજી જવા માટે આવ્યા હતા. સહકારી કામોમાં એમને ઘણો રસ હતો. આખું જીવન એમણે સહકારી પ્રવૃત્તિઓમાં ગાળ્યું હતું અને

એમના જીવનનું ધ્યેય રચનાત્મક કામો તરફ હતું. અમારી મનોરથ સૃષ્ટિથી તેઓ આકર્ષાયા હતા અને નાણાં પ્રધાન થયા પછીથી તેઓ અમારી પ્રવૃત્તિઓનો વેગ જોવા માટે અવારનવાર આવી જતા હતા અને ઉત્તેજનના બે શબ્દો કહી જતા હતા.

સને ૧૯૪૭ના ડીસેમ્બરમાં તે વખતના મુંબઇ રાજ્યના ગવર્નર સર જોન કોલવિલ વિદ્યાનગર જોવા માટે આવ્યા હતા. દોઢ વરસના ટુંકા ગાળામાં થએલું કામકાજ જોઇને એમને ઘણું આશ્ચર્ય થયું હતું. કામ જોતાં જોતાં એ વખત એમના મોંમાંથી ઉદ્ગાર સરી પડ્યા કે "Patel! you are faster than Americans." તે વખતે ટાઇમ્સ ઑફ ઇન્ડિયાનો પ્રતિનિધિ હાજર હતો, જેથી આ હેવાલનું મથાળું ટાઇમ્સ ઑફ ઇન્ડિયાએ નીચે પ્રમાણે કર્યું.

'You are faster than Americans, says Sir John Colville at Vallabh Vidyanagar.' અને છેલ્લે વિઠ્ઠલભાઇ પટેલ મહાવિદ્યાલયમાં ફરતા હતા ત્યારે ગવર્નર સાહેબે એક વર્ગ ચાલતો હતો તેમાં પેઠા અને વિદ્યાર્થીઓને ઉદ્દેશીને કહ્યુ કે હું જે વિદ્યાપીઠમા ભણ્યો હતો તેનો ચિતાર મારી આંખો આગળ ખડો થાય છે. એ વિદ્યાપીઠ છસો વરસ જુની છે. તમારી આ સંસ્થા ફક્ત દોઢ વરસનીજ છે અને આવી ઝડપથી એનાં કામ ચાલુ રહે તો છસો વરસે એ કયુ સ્વરૂપ ધારણ કરશે તેનો હુ વિચાર કરી રહ્યો છુ. છેલ્લે એમણે મને કહ્યું કે, "અધૂરે મકાને તમે ભણાવવાનું કામ શરૂ કર્યું છે એ બદલ હું તમને શાબાશી આપુ છું. આવાં મોટાં મકાનો પુરાં થતાં સુધી કામ શરૂ કરવાની રાહ જોવી એ દેશના દ્રવ્યની બરબાદી કરવા બરાબર છે અને દેશના મહાન પુરુષો પણ દેશના દ્રવ્યની આવી બરબાદી કરે છે, એ એમનામાં નૈતિક હિંમતની ખામી બતાવે છે. તમે દેશસેવાનો સાચો માર્ગ પકડેલો છે." સર જોન કોલવિલના આ શબ્દોએ બધા કાર્યકર્તાઓને ઘણુંજ પ્રોત્સાહન આપ્યું હતું.

સને ૧૯૪૮ના ડીસેમ્બરમાં મુંબઇના ગવર્નર રાજા મહારાજસીંગ રાણી મહારાજસીંગ સાથે આવ્યા હતા. સંસ્થાની બધી પ્રવૃત્તિઓ જોયા પછીથી બન્ને જણ બહુ જ ખુશ થયાં હતાં. રાણી મહારાજસીંગે કહ્યું હતું કે, "પટેલ! મને જો મુંબઇમાં કોઇએ કહ્યું હોત કે મુંબઇ રાજ્યમાં આટલી ઝડપથી આવું સુંદર કામ ચાલી રહ્યું છે તો તે માનવાની હું ના પાડત. હવે હું માનું છું; કારણ આ બધું મેં મારી સગી આંખોએ જોયું છે. આ સંસ્થા સંબંધે ખરી હકીકત જાણવી હોય તો તે જાતે જોઇ જવાની છે." રાજા મહારાજસીંગે મને પૂછ્યું કે, "કહો હું તમને શી મદદ કરું? ફક્ત એક જ ચીજ માગજો." મેં એમનો આભાર માન્યો. તે વખતે સીમેન્ટની બહુ જ તંગી હતી, જેથી ચાલીસ પચાસ વેગનો સીમેન્ટ ભરેલું એક ભારખાનું માગ્યું. આણંદ કરમસદ સડકને જોડતો વિદ્યાનગર આવવાનો એક રસ્તો માગ્યો. રાજા મહારાજસીંગે આ બન્ને કામ તાબડતોબ કરાવી આપ્યાં.

૧૯૪૮–૪૯માં વેગનોની ભારે તંગી હતી જેથી ચુનો પકવવાનો, મરડીઓ, રેતી વિગેરે ચીજો અમારે દૂરદૂરથી લૉરીથી લાવવી પડતી હતી. પેટ્રોલ કુપનોની પણ એવી જ તંગી હતી, પણ શ્રીયુત મોરારજીભાઇએ ૭ માસ સુધી અમને દર મહિને પાંચસો ગેલનની વધારાની કુપનો આપી. જેથી અમને ઘણી મોટી રાહત મળી હતી. આ ૭ મહિના પૂરા થતાંજ શ્રી કાકાસાહેબ ગાડગીલ અમારી સંસ્થા જોવા આવી પહોંચ્યા. કામ જોઇને એ બહુ ખુશી થઇ ગયા અને મને સીધો પ્રશ્ન કર્યો કે, "કહો! તમારે માટે હું શું કરું?" મેં એમનો આભાર માન્યો અને કહ્યું કે, "અત્યારે તો મારે મોટી મુશ્કેલી પેટ્રોલની છે. શ્રી મોરારજીભાઇએ મને ૭ મહિના સુધી વધારાની દર મહિને પાંચસો ગેલનની કુપનો આપી છે તે મુદત હવે પુરી થાય છે. આપ જો મને બીજા ૭ મહિના સુધી પેટ્રોલ કુપનો આપો તો આપની મોટી મહેરબાની થશે" કાકાસાહેબે તરતજ પેટ્રોલ આપવાની હા પાડી.

અને બરાબર ૭ મહિના સુધી દર મહિને પાંચસો ગેલન પેટ્રોલની કુપનો હિન્દ સરકાર તરફથી મળતી રહી. આ મદદથી અમારાં શરૂઆતનાં કામોને બહુ સારો વેગ મળ્યો.

સને ૧૯૪૮ના ઑક્ટોબરમાં શ્રી સી. વી. રામન વિઠ્ઠલભાઇ પટેલ કૉલેજના ફાઉન્ડર્સ ડેને દિવસે મુખ્ય મહેમાન તરીકે આવ્યા હતા, સાથે એમનાં પત્ની પણ હતાં. હિન્દુસ્થાનના આ સર્વશ્રેષ્ઠ વૈજ્ઞાનિક અમારી પ્રવૃત્તિઓ જોઇ અતિ પુલકિત બન્યા હતા. ગુજરાતમાં વ્યાપારી બુદ્ધિ તો વિપુલ પ્રમાણમાં છે એમ એમણે કહ્યું પણ તેની સાથે ગાંધીજીનું મનોરાજ્ય ભળવાથી આ વલ્લભ વિદ્યાનગરનો જન્મ થયો છે અને એ જરૂર ગુજરાતની અને વખત જતાં દેશની કાયાપલટ કરશે એવું એમણે ભવિષ્ય ભાખ્યું. મને એમણે કહ્યું કે તમારા જેવા એન્જીનિયરનો મને સાથ મળ્યો હોત તો હું ઘણું વધારે કામ કરી શક્યો હોત. તમારી પેઠે આર્થિક પ્રશ્નોનો ઉકેલ કરનાર મને કોઇ સાથીદાર ના મળ્યો. મેં જવાબ આપ્યો કે અમારે અહીં આ એક માણસનું કામ નથી; પણ જુદા જુદા વિષયના નિષ્ણાતોના સહકારનું આ ફળ છે. સને ૧૯૫૨માં હું જ્યારે બેંગલોર ગયો હતો ત્યારે શ્રી રામને મને એમની પ્રયોગશાળાની એકેએક ચીજ બતાવી હતી. એમણે પતંગિયાથી માંડીને હીરા સુધીના બધાં કબાટો જાતે ઉઘાડી વિજળીના કિરણની એના ઉપર શી અસર થાય છે એ બધું વિગતવાર સમજાવ્યું હતું. આટલી બધી પ્રવૃત્તિવાળા આ મહાન વૈજ્ઞાનિકે એમની પ્રયોગશાળા બતાવવામાં મારી સાથે અઢી કલાક ગાળ્યા હતા.

સને ૧૯૫૦ના જુન મહિનામાં અમદાવાદથી શેઠશ્રી ભીખાભાઇ જીવાભાઇ એમના વતન ઓડ જઇ રહ્યા હતા. અમદાવાદથી બપોરની ટ્રેનમાં જ્યારે તે આણંદ ઉતર્યા ત્યારે ડાકોરવાળી ગાડી ઉપડી ગઇ હતી જેથી અનાયાસે એમને આણંદમાં રહી જવાની ફરજ પડી. એમના ઓડ જવાની કોઇને ખબર ન હતી, જેથી સ્ટેશન ઉપર કોઇ

મળવા ગએલું ન હતું. બહાર નીકળી ટાંગો ભાડે કરી એ આણંદમાં શ્રી પુરૂષોત્તમદાસ દેવજીભાઈને ત્યાં ગયા અને ત્યાંથી એમની મોટર લઈને મને મળવા માટે વિદ્યાનગર આવી પહોંચ્યા. શેઠશ્રી ભીખાભાઈના કુટુંબમાં મારા પિતાનું મોસાળ થાય જેથી અમદાવાદમાંનું એમનું ઘર એ મારે જ્યારે જ્યારે અમદાવાદ જાઉં ત્યારે ઉતરવાનું સ્થાન હતું. એમની અને એમના કુટુંબનાં બધાં માણસો સાથે મારો અંગત ગાઢો પરિચય હતો. મેં જ્યારે આ યોજના કરી ત્યારે એમના બન્ને પુત્રો શ્રી મગનભાઈ અને શ્રી મનુભાઈને લખ્યું હતું કે અમારા મંડળના પેટ્રન તરીકે તમારૂં નામ દાખલ કર્યું છે, જેથી પાંચ પાંચ હજાર રૂપિયા તમો મોકલાવી આપશો. બન્ને ભાઈઓએ મળીને રૂપિયા દશ હજાર મોકલાવી આપ્યા હતા, તથા શ્રી મગનભાઈએ આમોદ્ધાર મંડળના રૂપિયા ત્રણ હજારના શેર લીધા હતા. આ સિવાય એમની પાસે મેં બીજી કોઈ માગણી કરી ન હતી.

મુ. ભીખાભાઈ શેઠ વિદ્યાનગર આવ્યા એથી અમને બધાને બહુજ આનન્દ થયો. એમની વૃદ્ધ ઉંમર છતાંય મેં એમને બધીય ચાલતા ફેરવીને થયેલાં કામ બતાવ્યાં. એ જોઈને બહુ જ રાજી થયા અને પાછા જતી વખતે મને કહ્યું કે, "ભાઈલાલભાઈ! તમે જ્યારે આટલાં બધાં કામ કર્યાં, ત્યારે મારી પણ ફરજ ખરી કે તમને કંઈ મદદ કરવી જોઈએ. એકાદનું કામ પતાવી અમદાવાદ પાછા ગયા પછીથી શ્રી મગનભાઈ અને શ્રી મનુભાઈને આ સંબંધે વાત કરી, બધાનો શો મત થાય છે તે હું તમને લખી જણાવીશ." મુ. ભીખાભાઈ શેઠ અમદાવાદ ગયા પછીથી મને અમદાવાદ આવી જવા માટે એમનો પત્ર આવ્યો. હું અને ભાઈશ્રી ભીખાભાઈ અમદાવાદ ગયા અને બન્ને ભાઈઓએ રૂપિયા ત્રણ લાખ આપવાની મરજી બતાવી, અને તે શામાં વાપરવા તે સંબંધી અમારો અભિપ્રાય પૂછ્યો. અમારે વાણિજ્ય મહાવિદ્યાલયની જરૂર તો હતીજ, જેથી તે બાંધવા માટે સલાહ આપી.

તે વાત એમને પસંદ પડી. આ રીતે ભીખાભાઇ જીવાભાઇ વાણિજ્ય મહાવિદ્યાલયની શરૂઆત થઇ.

આ અરસામાં મારે અને ભાઇશ્રી ભીખાભાઇને દિલ્હી જવાનું થયું હતું. ત્યાંથી અમે બન્ને પીલાની ગયા હતા. ત્યાં ત્રણસો એકરના વિશાળ ક્ષેત્રમાં શ્રી બીરલાજીએ કેળવણીની એક ભવ્ય સંસ્થા ઉભી કરેલી છે. ખરી રીતે એ તો વસાહતી વિદ્યાપીઠ છે. હિન્દુસ્થાનની કેટલીયે વિદ્યાપીઠો કરતાં આ વિદ્યાપીઠ ઘણી મોટી છે. ફરક તો ફક્ત એટલો જ છે કે હજુ એને સરકારની માન્યતા મળી નથી. અમે પીલાનીનાં બધાં કામ જોયાં. તેજ દિવસે ડૉ. રાજેન્દ્રપ્રસાદ ત્યાં હવાયાનથી આવી પહોંચ્યા. શ્રી બીરલાજીએ ત્યાં પોતાનું એરોડ્રોમ બાંધેલું છે, જેથી વિમાન મારફત ત્યાં જવા આવવાની સગવડ થએલી છે. હું અને ભાઇશ્રી ભીખાભાઇ ડૉ. રાજેન્દ્રપ્રસાદને મળવાને સાંજના ગયા. એમની સાથે વલ્લભ વિદ્યાનગર સંબંધી વાતો થઇ. ત્યાં નવી કૉમર્સ કૉલેજ કરવાની છે તે કહ્યું અને તેનું ખાત મુહૂર્ત કરવા માટે ત્યાં આવવા એમને વિનંતી કરી, જે એમણે ઘણી ખુશીથી સ્વીકારી.

તે વખતે એ હિન્દુસ્થાનના પ્રમુખ થયા ન હતા. આ પ્રસંગ સને ૧૯૫૦ના જુન માસમાં બન્યો હતો. ત્યાંથી અમે બન્ને જણ દિલ્હી પાછા ફર્યા અને ડૉ. રાજેન્દ્રપ્રસાદ સાથે થયેલી વાતચીત સરદારશ્રીને કહી. તેઓ પણ ખુશી થયા. પછીથી જ્યારે શ્રી રાજાજી હિન્દુસ્થાનના ગવર્નર જનરલ તરીકે નિવૃત્ત થયા અને હિન્દુસ્થાનનું રાજબંધારણ અમલમાં આવ્યું ત્યારે ડૉ. રાજેન્દ્રપ્રસાદ હિન્દના પ્રથમ પ્રમુખ તરીકે ચુંટાયા. વલ્લભ વિદ્યાનગરથી અમે એમને મુબારકબાદીનો પત્ર લખ્યો, તેમાં ભીખાભાઇ જીવાભાઇ વાણિજ્ય મહાવિદ્યાલયના શિલારોપણ વિધિ માટે તારીખ નક્કી કરવા એમને વિનંતી કરી. એમણે તા. ૧૬મી ઑક્ટોબર ૧૯૫૦ના દિવસે વલ્લભ વિદ્યાનગર આવવાને માટે દિવસ નક્કી કર્યો. તે વખતે સરદારશ્રીની તબીયત તો ઘણી જ નરમ

રહેલી હતી જેથી કુ. મણીબેન આવી શક્યાં ન હતાં; પણ દિલ્હીથી અન્નસચિવ શ્રી મુનશીજી આવ્યા હતા. મુંબઇના પંત પ્રધાન શ્રી બાળાસાહેબ ખેર આવ્યા હતા અને અમદાવાદના શાહસોદાગરોમાંથી ભાગ્યે જ કોઇ બાકી રહ્યું હતું.

આ વખતે અમારી પાસે વિજળીની પુરતી સાધન સામગ્રી હોવાથી બધી કૉલેજો તથા નગરને રોશનીથી સારી રીતે શણગાર્યું હતું. અતિથિગૃહનું મકાન દિવસ રાત કામ કરીને એક મહિનામાં પૂરું કરી દીધું હતું; જેથી ડૉ. રાજેન્દ્રપ્રસાદને તથા તેમની સાથેના મુલકી અને લશ્કરી અમલદારો માટે રહેવાની સારી સગવડ થઇ હતી. વિઠ્ઠલભાઇ પટેલ મહાવિદ્યાલયના તથા બીરલા વિશ્વકર્મા મહાવિદ્યાલયના આચાર્યોના વિશાળ બંગલાઓમાં બીજા મોટા મહેમાનો માટે વ્યવસ્થા કરી હતી. અંકુશો તો તે વખતે અમલમાં હતા, જેથી ડૉ. રાજેન્દ્રપ્રસાદના ટેબલ ઉપર જમવા માટે પચીસ માણસોની વ્યવસ્થા કરી હતી. અહીંયાં જમવામાં શ્રી મુનશી, અને શ્રી બાળાસાહેબ ખેર ઉપરાન્ત રેલ્વેના મેનેજર શ્રી મુશરાન અને એમનાં પત્ની પણ હતાં. બાકીના ઘણાખરા મહેમાનો માટે જમવાની વ્યવસ્થા બાકરોલમાં રાખી હતી.

ડૉ. રાજેન્દ્રપ્રસાદના આવવાથી એક મોટું કામ થઇ ગયું. વલ્લભ વિદ્યાનગર આવવા માટે પાકી સડક ન હતી. આગળ જણાવ્યું તેમ સરદારશ્રી, લૉર્ડ અને લેડી માઉન્ટબેટન તથા શ્રી જ્વાહરલાલજી કાચા ધુળીઆ રસ્તા ઉપર થઇ વલ્લભ વિદ્યાનગરમાં આવ્યા હતા. સરદારશ્રી અને લોર્ડ માઉન્ટબેટન અહીં આવ્યા તે વખતે તેમના રક્ષણ માટે કોઇ ખાસ બંદોબસ્ત ના હોવાથી ધુળીઆ રસ્તાની તકલીફ મુંબઇ રાજને સમજાઇ ન હતી; પણ શ્રી જ્વાહરલાલજી આવ્યા ત્યારે પોલીસનો પાકો બંદોબસ્ત હોવાથી શ્રી જ્વાહરલાલજીની ગાડીની આગળ પોલીસની જીપો દોડતી હતી; જેથી ધુળીઆ રસ્તાની શી તકલીફ છે તે વાત મુંબઇ રાજના પ્રધાનોને બરાબર સમજાઇ હતી. આથી વિદ્યાનગર

આવવા માટે પાકો રસ્તો બાંધવાના કામને વેગ મળ્યો. આણંદ સોજીત્રા રસ્તાના અંદાજો મંજુર થયા અને આણંદથી કરમસદ સુધીનો રસ્તો તાબડતોબ હાથમાં લેવાના હૂકમો છુટ્યા, અને ડૉ. રાજેન્દ્રપ્રસાદ આવતા પહેલાં તડામાર કરીને આણંદથી વલ્લભ વિદ્યાનગર સુધીની સડક પૂરી કરવામાં આવી.

ડૉ. રાજેન્દ્રપ્રસાદનો સવારનો પ્રોગ્રામ કૃષિગોવિદ્યાભવનનો હતો, બપોરનું ખાણું પણ ત્યાં હતું. જમ્યા પછીથી લગભગ બે વાગ્યાના સુમારે એઓશ્રી વિદ્યાનગર આવી પહોંચ્યા. ઘણા જ થાકેલા હતા જેથી એમણે ત્રણેક કલાક આરામ કર્યો. સાંજના પાંચ વાગ્યા પછીથી ગ્રામોદ્ધાર મંડળનાં કામોનું બારીકાઇથી નિરીક્ષણ કર્યું. બન્ને કૉલેજો જોઇ અને બરાબર ૭ વાગે ભીખાભાઇ જીવાભાઇ વાણિજ્ય મહાવિદ્યાલયના સ્થળ ઉપર બંધાવેલા ભવ્ય સમિયાણામાં પ્રવેશ કર્યો. મકાનના અમુક ભાગમાં પ્લીન્થ સુધીનું કામ પૂરું કરેલું હતું ત્યાં એમની બેઠક ગોઠવી હતી. એમના દર્શન માટે અને એમને સાંભળવા માટે લગભગ પચાસ હજાર સ્ત્રી પુરુષો એકત્ર થયાં હતાં. પ્રાર્થના પછી શ્રી. ભીખાભાઇએ સંદેશા-વાચન કર્યું. મારું નિવેદન પૂરું થયા પછીથી મેં ડૉ. રાજેન્દ્રપ્રસાદને શીલારોપણ કરવાની વિનંતી કરી. પ્લીન્થ ઉપર ડૉ. રાજેન્દ્રપ્રસાદે તૈયાર કરેલો સીમેન્ટ પાથર્યો અને કપ્પીથી શિલાલેખવાળો પથ્થર ઉતારીને એને બરાબર સ્થળ ઉપર ગોઠવ્યો. તે વખતે સૂર્ય ક્ષિતિજ ઉપર આથમવાની તૈયારીમાં હતો.

ડૉ. રાજેન્દ્રપ્રસાદે આ યોજનાનાં ભારોભાર વખાણ કર્યાં, અને હિન્દને ખૂણેખૂણે એનું અનુકરણ થાય એવી ઇચ્છા પ્રદર્શિત કરી. એમનું ભાષણ પૂરું થયું ત્યારે સૂર્ય આથમી ગયો હતો, અંધારું થયું હતું, આખા નગરનાં મકાનો ઉપર અને વૃક્ષો ઉપર રોશનીનો ઝળહળાટ થઇ રહ્યો હતો, અને ચંદ્ર પણ ઉગેલો હતો. ડૉ. રાજેન્દ્રપ્રસાદ અને શ્રી બાળાસાહેબ ખેર બન્ને બહુ જ પ્રસન્ન થયા હતા અને શ્રી ભીખાભાઇ

શેઠના આનન્દનો પાર ન હતો. એમને તે દિવસે એમનું જીવન ધન્ય થયેલું લાગ્યું. જમતાં જમતાં શ્રી બાળાસાહેબ ખેરે આ સંસ્થા સંબંધે બે ચાર વખત એમનો આનન્દ વ્યક્ત કર્યો. મને અને શ્રી જુગતરામને નાણાંની મદદ માટે મુંબઇ આવી જવાનું કહ્યું. મુંબઇ રાજ અમને નાણાં સંબંધી આ વખતે સારી મદદ કરશે એવું આશ્વાસન પણ બે ત્રણ વખત આપ્યું. જમવાનું કામ ચાલતું હતું તે વખતે વલ્લભ વિદ્યાનગરની બહેનોએ ગરબાઓનો પ્રોગ્રામ ગોઠવ્યો હતો અને જમતાં જમતાં બધા મહેમાનોને ઘણોજ ઉત્તમ મનોરંજનનો કાર્યક્રમ આપ્યો હતો. જમતાં જમતાં ડૉ. રાજેન્દ્રપ્રસાદ બોલ્યા હતા કે તમે તો આજના દિવસને ખરેખર દિવાળી બનાવી દીધી છે. મેં જવાબ આપેલો કે આ ભૂમિ ઉપર હિન્દના રાષ્ટ્રપ્રમુખ આવે એથી કયો મોટો બીજો ઉત્સવ હોઇ શકે?

જમ્યા પછીથી રાત્રે બધા વિદાય થઇ ગયા. રાષ્ટ્ર પ્રમુખની તો પોતાની સ્પેશિયલ હતી ત્યાં એમને વિદાય આપી શ્રી મુનશીજીને એમના સલુનમાં બેસાડ્યા. આગળ જણાવ્યું તેમ શ્રી મુનશીજી તો હમેશ આ સંસ્થામાં ઘણો રસ લેતા હતા અને આ વખતે પણ ભવિષ્યની કામગીરી માટે ઘણી ઘણી વાતો કરી. રાતના અગિયાર વાગે હું એમનાથી છૂટો પડ્યો અને ઘેર આવ્યો. હવે અહીંયાં થોડા વરસોમાં વિદ્યાપીઠ થશે એવી એમને ખાત્રી થઇ ગઇ. અને જ્યારે સરદાર વલ્લભભાઇ વિદ્યાપીઠની સ્થાપના થઇ ત્યારે શ્રી મુનશીજી ચારુતર વિદ્યામંડળના પ્રમુખ તરીકે ચુંટાયા છે, અને વિદ્યાપીઠની સેનેટના સભ્ય પણ છે. શ્રી લીલાવતી મુનશી આ વિદ્યાપીઠની સેનેટ અને સીન્ડીકેટમાં કામ કરે છે.

---

## પ્રકરણ ૧૨મું.

## મહીની નહેર

સને ૧૯૪૯ સુધી મારું લક્ષ ગામડાંઓની યોજનાઓ તરફ જ કેન્દ્રિત થએલું હતું; જેથી હિંદમાં અને મુંબઇ રાજ્યમાં ચાલતી બીજી પ્રવૃત્તિઓ માટે ખાસ વિચાર કર્યો ન હતો. પણ અંકુશોની બાબત એવી હતી કે એની નાગચૂડનો ભરડો અમને હેરાન કરી રહ્યો હતો અને ગુંગળાવી રહ્યો હતો. અંકુશોના કાયદા એવા હતા કે સારામાં સારા માણસને પણ જાણ્યે અજાણ્યે એ કાયદાઓનો ભંગ કરવાને ફરજ પાડતા હતા. વિદ્યાર્થીઓ તો ભવિષ્યના દેશના શ્રેષ્ઠ શહેરીઓ બનવાના હતા. એમને ઉત્તમ ચારિત્રશીલ શહેરીઓ બનાવવાના હતા અને છતાંય આ શિક્ષણક્ષેત્રમાં રોજનું ખાવાનું અનાજ અને બીજી જીવનની જરૂરિયાતો એમને ચોરીછુપીથી લાવવી પડતી હતી. જ્યાં એમને ચારિત્ર્યના પાઠો શીખવવાના હતા ત્યાં દરરોજ એ કાળાં બજારના પાઠ ભણતા હતા. મારે માટે આ અસહ્ય બનતું જતું હતું, જેથી બીજી કોઇપણ પ્રવૃત્તિમાં ભાગ ના લેવાની ઇચ્છા છતાંય નડિયાદના લોકમતમાં મેં અંકુશો વિરુદ્ધ એક લેખમાળા શરૂ કરી અને ત્રણ ચાર મહિના સુધી દર અઠવાડિયે એક એક લેખ આપ્યા કર્યો. જો કે તે વખતે તો તેની સરકાર ઉપર ખાસ અસર ન થઇ, પણ એ લેખમાળાથી ગુજરાતમાં અંકુશો વિરુદ્ધ પ્રબળ લોકમત ઉભો થયો.

લગભગ આ અરસામાં એક એન્જીનિયર મિત્ર પાસેથી ખબર મળી કે મહી નદીની નહેર બારમાસી થવાને બદલે વરસાદી નહેર

થવાની છે, અને એ રીતની યોજનાને પ્રધાનમંડળે મંજુરી આપી છે. આ વાત સાંભળીને મને ભારે આઘાત થયો. મારી નોકરીનો અડધો સમય મેં નહેરોમાં નીતાવ્યો હતો. નહેરો બાંધવાની ઝડપ માટે અને તે કામ સસ્તુ કરવા માટે મેં જગત વિક્રમો નોંધાવ્યા હતા. વરસાદી અને બારમાસી નહેરોના વહીવટનો અને તેના ફાયદા ગેરફાયદાઓનો મને સંપૂર્ણ અનુભવ હતો. ગુજરાતમાં મહારાષ્ટ્રી ઇજનેરોએ નહેરોનાં કામ ન થાય, એ માટે કેવા રિપોર્ટો કર્યા હતા તેનું મને અંગત જ્ઞાન હતું. મહી નદીની પ્રથમ યોજના સને ૧૯૦૩માં થઇ હતી અને એ આખી યોજનાને સને ૧૯૦૭માં એ યોજના અશક્ય છે, એ બહાના નીચે દફતરે ચઢાવી દેવામાં આવી હતી એની પણ મને ખબર હતી.

ગુજરાતના સારા નસીબે સને ૧૯૨૬માં નડિયાદના શ્રી ચુનીલાલ તારાચંદ દલાલ નિઝામ હૈદરાબાદ રાજ્યમાંથી નિવૃત્ત થઇને થોડા વખત માટે નડિયાદ આવ્યા હતા. એમણે માયસોર, વડોદરા અને હૈદરાબાદ રાજ્યમાં મુખ્ય ઇજનેર તરીકે કામ કર્યાં હતાં અને નહેરોનો એમને બહુ બહોળો અનુભવ હતો. એ જ્યારે નડિયાદ આવ્યા ત્યારે શ્રી દાદુભાઇ પુરુષોત્તમદાસ દેસાઈ એમની પાસે ગયા અને એમને વિનંતી કરી કે આપે માયસોર અને હૈદરાબાદમાં ઘણાં મોટાં કામ કર્યાં છે, હવે ગુજરાત માટે કંઇક કરો તો ઠીક. હું જ્યારે જ્યારે મુંબઇ કાઉન્સિલમાં ગુજરાતમાં નહેરો કરવાની વાતો કરું છું, ત્યારે ત્યારે મુંબઇ રાજ્યના ચીફ એન્જિનિયર જવાબ આપે છે કે ગુજરાતમાં નદીઓ ઊંડી હોવાથી ગુજરાતમાં નહેરો થઈ શકે એમ નથી, અને એવાં અશક્ય કામની માગણી કરવાનો કંઈ અર્થ નથી. શ્રી દલાલે ગુજરાતના ભૂમિતલના (ટોપો શીટ્સ) નકશાઓ શ્રી દાદુભાઇ પાસે મંગાવ્યા. નકશામાં આપેલાં માપ ઉપરથી જ્યાં જરૂર પડી ત્યાં સમતલની (કૅાન્ટુર્સ) લીટીઓ દોરી અને જમીનનાં અંદાજી માપ નકશા ઉપર નક્કી કર્યાં.

સૌથી પ્રથમ એમણે મહી નદીનું કામ હાથ ઉપર લીધું. કારણ કે

એ ગુજરાતમાં ઊંડામાં ઊંડી નદી હતી. જે જમીન ઉપર એનાં પાણી રેલાવાનાં હતાં એ જમીન ગુજરાતની સારામાં સારી જમીનો પૈકીની હતી. એ જમીનમાં ખેતી કરનારા લોકો ખેતીના નિષ્ણાત, બુદ્ધિશાળી, મહેનતુ અને સાહસિક માણસો હતા. એ જમીનમાં પાણીનાં વહેણ પાંસઠ ફૂટથી પણ વધારે નીચે હતાં, જેથી નહેરોને લીધે બીજે સ્થળે જમીન માંદી પડી જાય છે, તેવો કોઇપણ જાતનો અહીં ડર ન હતો. અહીંની જમીન ગમે તેટલું પાણી આવે તો પણ એને પચાવી શકે તેમ હતી અને અહીંનો ખેડૂત એ પાણીનો પુરેપુરો ઉપયોગ કરે અને બારમાસી પાક લે એવી એની પાસે બુદ્ધિ અને સાધન સંપત્તિ હતી. આવા સમૃદ્ધ ખેડૂતની દોરવણી નીચે કામ કરનારી બીજી વસ્તી પણ પુષ્કળ હતી. આખા ગુજરાતમાં દર ચોરસ માઇલે વસ્તીનું પ્રમાણ વધારેમાં વધારે અહીંયાં હતું.

શ્રી દલાલે મહી નહેરની યોજના તૈયાર કરી અને શ્રી દાદુભાઇને બોલાવ્યા. એમણે શ્રી દાદુભાઇને વાત કરી કે ગુજરાતની બધી નદીઓમાં જેમ સાગરનું ઉપનામ ફક્ત મહીમાતાનેજ મળેલું છે, તેમ જળસંગ્રહ કરવાની વિપુલ સાધન સામગ્રી પણ કુદરતે મહીમાતાને આપેલી છે. માણસોએ આ કુદરતી સાધનોનો ઉપયોગ ના કરવાથી મહીસાગર વિકાળ રૂપે દેખાય છે, પણ જો એ કુદરતી સાધનોનો ઉપયોગ કરીએ તો મહીસાગર કરૂણાની દેવી થશે, અને ચરોતરના લાખો માણસોને ભૂખમરામાંથી બચાવીને, ચરોતરને ઘેર ઘેર સમૃદ્ધિની રેલો લાવશે. ગીરીમાળાઓમાંથી નીકળતા પહેલાં અનેક જળાશયો બાંધી શકાય એવા, ગીરીમાળાઓ તોડીને એણે માર્ગ કાઢેલા છે. જ્યાં ઓછામાં ઓછા ખર્ચે આડા બંધ નાખી વિશાળ જળાશયો બાંધી શકાય એમ છે.

આજે તો મહી નદીને મળતી પાનમ નદી ઉપર એક જળાશય બાંધવાનું સ્થળ મેં પસંદ કર્યું છે, અને એક નાની નહેર યોજના

બનાવી છે. પણ ભવિષ્યમાં બીજાં જળાશયો બાંધી મોટી નહેરો કરી શકાય એમ છે. તમારો કયો ઇજનેર કહે છે કે ગુજરાતમાં નહેરોનું કામ અશક્ય છે? મારો એમની સાથે મેળાપ કરાવો જેથી હું એમને ખાત્રી કરાવી દઉં કે ગુજરાતમાં નહેરોનું કામ શક્ય છે, એટલું જ નહિ પણ તે મુંબઇ રાજ્યના કોઇપણ ભાગ કરતાં સસ્તું થઇ શકે એમ છે. શ્રી દાદુભાઈ મુંબઈ કાઉન્સિલના કૅાંગ્રેસથી ચુંટાયલા સભ્ય હતા. આજની ગુજરાતની નહેરો એમના જ શ્રમને લીધે થએલી છે. આગળ જણાવ્યું તેમ સને ૧૯૦૭ના અરસામાં મહી નહેરની આખી યોજના દફતરે ચઢાવવામાં આવી હતી. એ સાથી બન્યું હતું એનો થોડો ઉલ્લેખ અહીંઆં કરી લઇએ.

ઓગણીસમી સદીમાં અંગ્રેજી રાજ્યના વહીવટદારો હિન્દુસ્થાનમાં રેલ્વેઓ બાંધવા ઉપર વધારે લક્ષ આપતા હતા. આખું રાજતંત્ર હિન્દના શોષણ માટે ગોઠવાયલું હતું. રેલ્વે મારફતે હિન્દનો કાચો માલ ઓછામાં ઓછા ખર્ચે ઇંગ્લેન્ડ મોકલી શકાતો હતો અને ઈંગ્લેંડના કારખાનામાં તૈયાર થએલો માલ ઓછામાં ઓછે ખર્ચે હિન્દના ગામડે ગામડે પહોંચાડી શકાતો હતો. આ સિવાય રેલ્વેઓને લીધે ઓછામાં ઓછા લશ્કરે હિન્દમાં બંદોબસ્ત રાખી શકાતો હતો. જેથી લંડનના બજારમાંથી શેર કેપીટલ ઉઘરાવી એમણે હિન્દમાં રેલ્વેઓ બાંધવા તરફ વધારેમાં વધારે લક્ષ આપ્યું હતું. જ્યારે નહેરો બાંધવા તરફ દુર્લક્ષ કર્યું હતું એમ કહીએ તો વાંધો નથી. જ્યાં જ્યાં લશ્કરી કારણોસર જરૂર પડી ત્યાં ત્યાં એમણે નહેરો બાંધી હતી; અગર તો જ્યાં વીસથી ચાલીસ ટકા નફો મળે એવાં સ્થળ હતાં ત્યાં એમણે નહેરો બાંધી હતી. આ બધાયમાં એક નિયમ તો એવો હતો કે નહેર બાંધવાની દરેક યોજનામાં ઓછામાં ઓછી ૭ ટકાની ચોખ્ખી આવક થવી જોઇએ.

સેક્રેટરી ઑફ સ્ટેટ દરેક નહેર યોજનાને નિષ્ણાત ઇજનેરોની એક કમિટી આગળ તપાસાવી લેતા અને ઓછામાં ઓછું ૭ ટકા

વળતર મળે તેવીજ યોજનાને મંજુરી મળતી. ૧૯૦૦ની સાલમાં છપ્પનિયાના દુકાળમાં હિન્દભરમાં જ્યારે લાખો માણસો ભૂખથી મરી ગયા ત્યારે શ્રી રમેશચંદ્ર દત્તે તે વખતના વાઇસરાય લૉર્ડ કર્ઝનને એક વિનંતિપત્ર મોકલ્યું હતું અને તેમાં નહેરો સંબંધે એક નવુંજ દષ્ટિબિન્દુ રજુ કર્યું હતું. શ્રી દત્તે જણાવ્યું હતું કે ઓછામાં ઓછું ૭ ટકાનું વળતર માગવું તે બરાબર નથી. નહેર યોજનાઓ મંજુર કરતી વખતે નહેરોમાંથી મળતા આડકતરા ઉત્પન્નનો વિચાર કરવો જોઇએ. નહેરોથી વરસાદની અનિયમિતતાનો સામનો થઇ શકે છે, તેથી ખરીફ પાક પૂરેપૂરો ખેડુતના ઘરમાં આવે છે. આ ઉપરાન્ત રવી પાકનો ઘણો મોટો વધારો થાય છે. આ રીતે નહેરોથી પાકના ઉત્પાદનમાં ઘણો મોટો વધારો થવા ઉપરાન્ત અનેક જાતના બીજા ઔદ્યોગિક પાકો પણ લઇ શકાય છે.

આને લીધે દેશમાં ડેરી ઉદ્યોગ ફુલેફાલે છે. કાપડ અને ખાંડ બનાવવાના ઉદ્યોગને મોટો વેગ મળે છે. આટાની મીલો તથા ચોખા બનાવવાની મીલોનો સંખ્યામાં પણ ઘણો મોટો વધારો થાય છે. વરછનિયા તમાકુ વાવી શકાય છે અને તેથી સીગરેટનો ઉપયોગ પણ ફુલેફાલે છે. આ બધા ઉપયોગને લીધે ઇન્કમટેક્ષના ઉત્પન્નમાં ઘણો મોટો વધારો થાય છે. રેલ્વે અને તાર ટપાલનું ઉત્પન્ન પણ વધે છે. અને લોકોની ખરીદ શક્તિ વધતાં આયાત-નિકાશ વેપારમાં પણ વધારો થાય છે. એકસાઇઝ ડ્યુટી અને કસ્ટમ્સનું ઉત્પન્ન પણ વધે છે. માટે સરકારે ૭ ટકા વળતરનો ખાસ આગ્રહ છોડી દેવો જોઇએ. ઓછું વળતર મળે છતાંય જ્યાં જ્યાં શકય હોય ત્યાં ત્યાં નહેરો બાંધવી જોઇએ.

આવી નહેરો બાંધવાથી દુકાળમાં મરી જતા લાખો માણસોને જીવનદાન આપી શકાશે. દુકાળમાં જમીન મહેસુલની માફી આપવી પડે છે તેને બદલે પૂરું મહેસૂલ મળશે અને રાહત કામો ખોલવાના ખર્ચ અને ત્રાસમાંથી સરકાર ઉગરી જશે. આ વિનંતીપત્ર મળ્યા

પછીથી લૉર્ડ કર્ઝને હિન્દની જમીન મહેસૂલની પદ્ધતિનો અભ્યાસ કર્યો અને હિન્દમાં રક્ષણ આપનારી નહેરોનું કામ હાથ ઉપર લેવા માટે સેક્રેટરી ઑફ સ્ટેટની મંજુરી મેળવી લીધી. આ રીતે હિન્દમાં બે પ્રકારની નહેરો વીસમી સદીની શરૂઆતથી થઇ.

પહેલા પ્રકારમાં ઉત્પન્ન આપતી નહેરોનો સમાવેશ થતો હતો. જે નહેરો ૭ ટકાથી વધારે વળતર આપે તે નહેરો આ વર્ગમાં આવતી હતી. આવી નહેરોનું કામ શરૂ કરવા માટે જોઇતી રકમની લોન કાઢવા હિન્દ સરકારને પરવાનગી મળતી હતી. ૭ ટકાથી ઓછું ઉત્પન્ન આપતી નહેરો રક્ષિત નહેરોના વર્ગમાં આવતી હતી, અને એ નહેરોનાં કામ કરવા માટે લોન લેવાની પરવાનગી મળતી ન હતી, જેથી હિન્દ સરકારે આવી નહેરોનાં કામ કરવા માટે એક ફેમિન રીલિફ ફંડ ઉભું કર્યું હતું, અને આ ફંડમાં જેટલી નાણાંની સગવડ હોય તેના હિસાબે રક્ષણ આપનારી નહેરોનાં કામ હાથ ઉપર લેવાતાં હતાં. નહેરોની માગણી વધારે હતી જ્યારે નાણાં ઓછાં હતાં.

આ પરિસ્થિતિમાં દુકાળથી રક્ષણ આપવા માટે મુંબઇ રાજ્યની નહેરોના નકશા અને અંદાજો થયા. મુંબઇ રાજ્યમાં તે વખતે કર્ણાટક, મહારાષ્ટ્ર, ગુજરાત અને સિંધનો સમાવેશ થતો હતો. સિંધમાં તો વરસાદ બિલકુલ ન હોવાથી ખેતી નહેરો ઉપરજ થતી હતી, જેથી સિંધની નહેરો પહેલા વર્ગમાં મુકાઇ હતી અને તે માટે નાણાંની વ્યવસ્થા કરવાની હિન્દ સરકારને ફરજ પડતી હતી. આ કારણથી ફેમિન રીલિફ ફંડના પૈસામાંથી ગુજરાત, મહારાષ્ટ્ર અને કર્ણાટકમાં નહેરો કરવાની હતી. આ વખતે મુંબઇ ઇલાકામાં ફક્ત પુનામાંજ એન્જીનિયરિંગ કૉલેજ હતી, જેથી કુદરતી રીતે મહારાષ્ટ્રિયન વિદ્યાર્થીઓ એનો લાભ વધારેમાં વધારે લેતા હતા. આના પરિણામે આખા મુંબઇ રાજ્યમાં મહારાષ્ટ્રિયન એન્જીનિયરો ઘણી મોટી સંખ્યામાં હતા.

ગુજરાતમાં તે વખતે મુસલમાન સુલતાનોના વખતમાં ખોદાયેલી ખારી નદીની નહેરો જે દસ્ક્રોઇમાં પાણી આપતી હતી તે મોગલોની

પડતીના કાળમાં અવાવરૂ બની હતી, અને રૂપિયા પચીસ લાખના ખર્ચે ઓગણીસમી સદીના છેલ્લા ભાગમાં અંગ્રેજ સરકારે દુરસ્ત કરાવી હતી. આ નહેરોના વહીવટ માટે આખા ગુજરાત ખાતે નહેરનું ફક્ત એક જ ડીવિઝન હતું અને જે વખતે મુંબઇ રાજ્યે સને ૧૯૦૩ થી ૧૯૦૭ સુધીમાં ગુજરાની નહેરોના નકશા અને અંદાજો બનાવ્યા, તે વખતે ગુજરાત ઇરિગેશન ડીવિઝનના ચાર્જમાં રા. બ. ચીનજી નામના એક એકઝીક્યુટીવ એન્જીનિયર હતા.

ગુજરાતની નહેરોના અંદાજો મુંબઇ બાંધકામ ખાતાના ચીફ એન્જીનિયર શ્રી બીલ અને હીલના હાથે થયાં હતાં. અંદાજો તૈયાર થયા પછીથી તે સ્થળ ઉપરના એકઝીક્યુટીવ એન્જીનિયરો તરફ સ્થળ ઉપરના અનુભવને લીધે કંઇ સૂચના કરવી હોય તો તે માટે મોકલવામાં આવ્યા હતા. રા. બ. ચીનજીએ અભિપ્રાય આપ્યો હતો કે ગુજરાતની ભૂમિમાં સમસ્થળ માપ ( Contour Level ) હજુ લેવાયાં નથી જેથી મુંબઇમાં થયેલા નકશા બરાબર નથી કારણ સમસ્થળ માપના અભાવથી નહેરો જમીન ઉપર પાણી આપી શકશે એ જાણવું અશક્ય છે. મને ગુજરાતની નદીઓનો જાત અનુભવ છે. નદીઓ ઘણી ઊંડી છે અને કાંઠાઓથી જમીન ઘણી ઊંચી છે જેથી નદીઓનું પાણી જમીન ઉપર વહેતું કરવુ એ ગુજરાત માટે તો અશક્ય વાત છે.

આ અભિપ્રાય કોઇપણ જાતનો ઉહાપોહ કર્યા વગર મુંબઇ સરકારે સ્વીકારી લીધો. કારણ બધે સ્થળે ફાઇલ ઉપર નોટ્સ મુકનાર મહારાષ્ટ્રિયન એન્જીનિયરો હતા. એમનુ એક નિશ્ચિત ધોરણ હતું કે 'વૈકુંઠ નાનું છે અને ભગતડાં વધારે છે.' પૈસાની રકમ મુકરર છે જ્યારે નહેરોનાં કામ ઘણાં છે. એ પરિસ્થિતિમાં ગુજરાતમાં જેટલી નહેરો થાય તેટલી નહેરો મહારાષ્ટ્રમાં ઓછી થાય. આ કારણે એમણે ગુજરાતનો નહેરોનો પ્રશ્ન ઉડાવી દીધો. ગુજરાતના ધારાસભ્યોમાંથી શ્રી દાદુભાઇ દેસાઇ જ્યારે જ્યારે ખાનગીમાં અગર ધારાસભામાં

ગુજરાત માટે નહેરોની વાત કહાડતા હતા ત્યારે ત્યારે સરકારી અધિકારીઓ તરફથી એમને એકજ જવાબ મળતો કે ગુજરાતમાં નહેરોની શક્યતા નથી.

જેથી જ્યારે શ્રી દલાલે મહીની નહેર યોજના તૈયારી કરી ત્યારે શ્રી દાદુભાઇ દેસાઇ મુંબઇ જઇને મુંબઇ રાજ્યના ચીફ એન્જીનિયર શ્રી આર. ટી. હેરીસનને મળ્યા અને એમને કહ્યું કે આપ લોકો કહો છો કે ગુજરાતમાં નહેરોની શક્યતા નથી, જ્યારે શ્રી રી ટી. દલાલે મહીની નહેરની એક પ્રાથમિક યોજના તૈયાર કરી છે. તેઓએ હિન્દનાં ત્રણ મોટામાં મોટાં રાજ્યોમાં ચીફ એન્જીનિયર તરીકે કામ કર્યું છે, નહેરોનો બહોળો અનુભવ ધરાવે છે, તો આપ એમની સાથે ચર્ચા કરવા માટે એક મુલાકાત ગોઠવો અને તેની તારીખની મને ખબર આપો જેથી હું તેમને અહીં લઇ આવું. શ્રી હેરીસન આ વાત જાણી ખુશી થયા અને તરતજ શ્રી દલાલ સાથેની મુલાકાતની તારીખ આપી.

નિયત કરેલે સમયે અને સ્થળે શ્રી દલાલ અને શ્રી દાદુભાઇ શ્રી હેરીસનને મળ્યા. ભૂમિસ્થળ (Topo sheets)ના નકશા ઉપર શ્રી દલાલે દોરેલી નહેરની લીટીઓ જોતાંજ અને નકશામાં આપેલાં લેવલનાં માપ જોતાં શ્રી હેરીસનની ખાત્રી થઇ કે મહીની નહેર સહેલાઇથી થઇ શકે એમ છે. એમણે સને ૧૯૨૭ના માર્ચ માસની ધારાસભાની બજેટની ચેકકમાં મહી નદીની નહેરની સર્વે કરવા માટે જોઇતી રકમનો સમાવેશ કરવાનું વચન આપ્યું. માર્ચ માસમાં મળેલી ધારાસભાએ મહી નદીની નહેરના નકશા અને અંદાજો તૈયાર કરવા માટે પ્રાથમિક સર્વેના ખર્ચ પેટે રૂપિયા છત્રીસ હજાર મંજુર કર્યા.

સરકારે તાબડતોબ આ કામ શરૂ કરવાના હુકમ છોડયા અને તે કામ માટે શ્રી દોશી નામના ઍસિસ્ટંટ એન્જીનિયરની નિમણૂક કરી. શ્રી દોશીએ સર્વેનું કામ ઘણું ઝપાટાબંધ કર્યું અને સને ૧૯૨૭ની

આખર પહેલાં તો નહેરના નકશાઓ અને અંદાજો પૂરા કર્યા. આ વખતે હાલના ખેડા જીલ્લાનો અમુક ભાગ તે વખતના ખેડા જીલ્લામાં હતો. પેટલાદ અને ભાદરણ તાલુકા વડોદરા રાજ્યમાં હતા. ખંભાત તાલુકાનું જુદુ રાજ્ય હતું, જેથી જીલ્લાના આ વિસ્તારનો એ નહેર-યોજનામાં સમાવેશ કરવામાં આવ્યો ન હતો. વડોદરા રાજ્યની હદની પાર ખેડા જીલ્લાનાં જે ગામ હતાં તેમને પણ આ નહેરનો લાભ મળતો ન હતો.

શ્રી દેશી મારા મિત્ર હતા. કૉલેજમાં સહાધ્યાયી પણ હતા. સને ૧૯૨૭માં સિંધમાંથી રજા લઈને હું ઘેર આગળ આવ્યો હતો. શ્રી દેશી તે વખતે આણંદમાં રહેતા હતા. હું એક દિવસ તેમને મળવા માટે આણંદ ગયો હતો અને મહી નદીની આખી નહેરનો અભ્યાસ કરી શક્યો હતો. પેટલાદ અને ભાદરણ તાલુકાની વાત પૂછતાં શ્રી દેશીએ જણાવ્યું હતું કે જો વડોદરા અને ખંભાત રાજ્ય માગણી કરે તો અને નહેરના ખર્ચમાં એમનો હીસ્સો આપે તો એ બધો વિસ્તાર મહીની નહેર નીચે લાવી શકાય એમ છે. પાનમ નદી ઉપર બંધ ઊંચો કરીને મોટું જળાશય બનાવી શકાય એમ છે, અને જરૂર પડે તો પાનમ સિવાય બીજાં જળાશયો માટે પણ સ્થળો છે. અમે તો ખેડા જીલ્લામાં નાનાં નાનાં રાજ્યો અને તાલુકદારો હોવાથી બ્રિટીશ હદનાંજ ગામો લીધાં છે અને અત્યારે આ નાની યોજના બનાવી છે.

ત્યાર પછીથી વડોદરા રાજ્ય પેટલાદ, ભાદરણ તાલુકામાં નહેરો માટે માગણી કરે એ વાત હું દરેક ઓળખીતા મિત્રને કહેતો હતો, પણ એનું કંઇ પરિણામ આવ્યું ન હતું. શ્રી દેશીની યોજના મંજુર થતી થતી સરકાર પાસે તો ગઇ હતી, પણ એટલામાં જગતભરમાં મંદીનું એક ભારે મોજું આવી ગયું. હિન્દની સરકાર અને રાજ્યોની સરકારો પણ ભારે મુસીબતમાં મુકાઇ ગઇ. દરેક ખાતાઓમાં શક્ય

તેટલી કાપકુપો થઈ અને છેવટે સરકારી નોકરોના પગારમાં દસ ટકાનો કાપ મુકાયો. આને પરિણામે મહી નદીની નહેર યોજના ફરીથી ખોળાંબે પડી.

સને ૧૯૩૭માં કોંગ્રેસે પ્રાન્તોમાં રાજ્યવ્યવસ્થા હાથ ઉપર લીધી. શ્રી બાળાસાહેબ ખેર મુંબઈ રાજ્યના પંત પ્રધાન બન્યા અને મુંબઈ રાજ્યમાં નહેરોનો પ્રશ્ન ફરી એકવાર આગળ આવ્યો. લોકરાજ સ્થપાયા છતાં નાણાં બીડ તો ચાલુ જ હતી, જેથી નાણાંમંત્રી શ્રી લઠ્ઠેએ ગુજરાતમાં નહેરો માટે નાણાં આપવાની સ્પષ્ટ ના પાડી. એમ કરતાં કરતાં બીજું વિશ્વયુદ્ધ શરૂ થયું. કોંગ્રેસે રાજ્ય સાથે અસહકાર કરી વનવાસ સ્વીકાર્યો અને રાજસત્તાનાં સુત્રો ગવર્નરે સંભાળ્યાં.

યુદ્ધ પુરૂં થવા આવ્યું ત્યારે દેશમાં સમૃદ્ધિની છોળો ઉડતી હતી. સરકારની તિજોરીઓ પણ તર હતી, જેથી સરકારે યુદ્ધોત્તર વિકાસ યોજનાનાં કામ હાથ ઉપર લેવાની તૈયારી કરી હતી. આ યોજનામાં મહીની નહેરનો સમાવેશ કર્યો હતો અને એના અંદાજો તૈયાર કરવા માટે સને ૧૯૪૪માં એક સ્વતંત્ર ડીવિઝન ખોલ્યું હતું. આ વખતે તો પૈસાની છૂટ હતી જેથી પાનમ અને કડાણા આગળ મહી નદી ઉપર જ બંધ બાંધી ઘણા વિશાળ સરોવરોની યોજના કરવાની વાતો થતી હતી. પાનમ નદી ઉપરના સરોવરની તાકાત બે લાખ ઘનફૂટ પાણી ભેગું કરવાની હતી, જ્યારે મહી નદી ઉપર કડાણા આગળ જો સરોવર કરવામાં આવે તો તેની ઓછામાં ઓછી તાકાત દશ લાખ ઘનફૂટ પાણી સઘરી રાખવાની હતી. એટલે કે પાનમ નદી ઉપરના સરોવર કરતાં કડાણા આગળના સરોવરની તાકાત પાંચ ગણી હતી.

ચોમાસામાં વહી જતા આટલા બધા પાણીનો સંગ્રહ કરવા ઉપરાન્ત મહી નદીના અત્યારના ચાલુ વહેણનું પાણી તો છે જ. આ રીતે મહી નહેરની યોજનાથી એક સુંદર નહેર થઇ શકે એમ હતું. ગમે તે કારણથી આ સને ૧૯૪૪માં શરૂ થએલું કામ સને ૧૯૪૬માં

કોંગ્રેસ સરકાર સ્થપાતાં પુરું થયું ન હતું. કામ ગોકળગાયની ગતિએ ચાલતું હતું અને છેવટે સને ૧૯૪૬ની આખરમાં યોજનાનો પહેલો ભાગ ચીફ એન્જીનિયરની ઑફીસ સુધી પહોંચ્યો. આમાં વણુકબોરી આગળ નદીના પાણીનું લેવલ ઊંચું કરવા માટે એક આડો બંધ બાંધવાના ખર્ચનો સમાવેશ હતો તથા દર સેકંડે બે હજાર ઘનફૂટ પાણીનો પ્રવાહ લઇ શકે એવી મુખ્ય નહેર તથા તેની શાખાઓ અને ઉપશાખાઓનો સમાવેશ હતો. સાથે સાથે ભલામણ હતી કે આ અંદાજ મંજુર થયે યોજનાના પ્રથમ ભાગનું કામ તાબડતોબ શરૂ કરવું અને તે અરસામાં યોજનાના બીજા ભાગના નકશાઓ અને અંદાજો તૈયાર થશે, જેમાં કડાણાના સરોવરના અંદાજો થશે અને દર સેકંડે બે હજાર ઘનફૂટ પાણી લઇ જતી નહેરને પહોળી કરીને તે વાટે દર સેકંડે પાંચ હજાર ઘનફૂટ પાણી લઇ શકાશે.

તે વખતના મુંબઇ રાજ્યના ચીફ એન્જીનિયર શ્રી કાલે હતા. એમણે સક્કર બરાજમાં પણ કામ કર્યું હતું. આ અંદાજ આવતાં જ એમણે જોઇ લીધું કે જો એક વખત બે હજાર કયુસેક પાણી લઇ જાય એવી નહેર તૈયાર થાય તો તેને પછીથી પાંચ હજાર કયુસેકસ પાણી લઇ જતી નહેર કરવી એ અશકય વાત છે. આ અંદાજ અત્યારે જો મંજુર કરવામાં આવે તો મહીની બારમાસી નહેર કાયમને માટે રખડી જાય, જેથી આ પ્રશ્ન એમણે તે વખતના બાંધકામ ખાતાના પ્રધાન ડૉ. ગીલ્ડર સાથે ચર્ચ્યો અને એમની સંમતિથી આખી યોજના પાછી મોકલી, અને આ યોજના તૈયાર કરનાર એક્ઝીકયુટીવ એન્જીનિયરને લખ્યું કે આવી અધુરી યોજના મોકલવાનો કંઇ અર્થ નથી, જેથી કડાણા સરોવરના અંદાજો સાથે અને પાંચ હજાર કયુસેકસ પાણી લઇ જાય એવી નહેરોના અંદાજો સાથે આખી યોજના ફરીથી તૈયાર કરી, જેમ બને તેમ જલદીથી રજુ કરવી.

આટલું સ્પષ્ટ લખાણ જ્યાંય મહી યોજનાના ઍસિસ્ટંટ

એન્જીનિયર અને સુપ્રિન્ટેન્ડિંગ એન્જીનિયર વચ્ચે કાગળો ધક્કાધક્કીએ ચઢ્યા, અને સને ૧૯૪૯ના અરસામાં આખી યોજના, સને ૧૯૪૬માં મંજુરી માટે મોકલાવી હતી તેજ સ્થિતિમાં પાછી ચીફ એન્જીનિયરની ઑફિસમાં આવી. દુનિયાના કોઇપણ સુધરેલા દેશમાં અમલદારોની બેદરકારી ચલાવી લેવામાં આવે નહિ. અહીંયાં એમની કાર્યક્ષમતાના અભાવનો હિસાબ માગવાને બદલે, ચીફ એન્જીનિયરે મંજુરી માટે તે યોજના સરકારમાં મોકલાવી આપી અને પ્રધાન મંડળે તેના ઉપર મંજુરીની મહોર મારી. કામ શરૂ કરવાના હૂકમો અપાયા, મશિનરીની ખરીદી થઈ અને કોઇ કોઇ સ્થળોએ કામની પણ શરૂઆત થઇ ગઇ.

આગળ જણાવ્યું તેમ વલ્લભ વિદ્યાનગરનાં મારાં કામો સિવાય બીજાં કાંઈ કામોમાં મારૂં લક્ષ ન હતું. મહી નદીની નહેરો માટે અંદાજો કરવા એક સ્વતંત્ર ડીવિઝન ખોલાયું હતું, જેથી કામ બરોબર ચાલતું હશે એમ માની મારા મનને નિરાંત હતી. પણ જ્યારે એક એન્જીનિયર મિત્ર પાસેથી જાણ્યું કે મહી નહેર યોજનાના ગણેશ અવળા મંડાઇ ચૂક્યા છે અને પ્રધાન મંડળની એને મંજુરી મળી ગઇ છે; ત્યારે મહીની નહેરની ભવિષ્યમાં કેવી દુર્દશા થશે એનું આખું ચિત્ર મારી નજર સામે ખડું થયું. મહીની નહેર કરવામાં અત્યારે જો આ થયેલી ભૂલ ચલાવી લેવાય તો એનાં ફળ ખેડા જીલ્લાની ભવિષ્યની પ્રજાને કાયમને માટે સોસવાં પડે. મહીની નહેર યોજના પિસ્તાળીસ વર્ષથી ખોળંબે પડેલી હતી તો હવે બે પાંચ વરસની ઢીલ થાય તો કંઇ આભ તૂટી પડવાનું ન હતું, પણ એ યોજનાને શરૂઆતથીજ સીધે રસ્તે લેવાની હવે મને ઘણીજ જરૂર લાગી.

મેં તરતજ ગુજરાત પ્રાન્તિક સમિતિના એક મંત્રી શ્રી રાવજીભાઇ મણીભાઇનો સંપર્ક સાધ્યો. એમને બધી હકીકત સમજાવી અને કહ્યું કે અત્યારે ચાલુ થયેલું કામ બંધ રખાવો. પાંચ હજાર ક્યુસેક્સની નહેરની યોજના કરાવો અને ત્યાર પછીથીજ નહેરનું કામ શરૂ થાય

એવી ગોઠવણ કરો. હવે તો રાજ્યોનાં જોડાણ થઈ ચૂક્યાં છે. પેટલાદ અને ભાદરણ તાલુકા અને ખંભાતનું રાજ્ય એ ખેડા જીલ્લાના ભાગ બનેલા છે, જેથી આ બધા વિસ્તારોને મહીની નહેરનો લાભ પૂરેપૂરો મળવો જોઈએ. આ અરસામાં સરદારશ્રી મુંબઈ આવી પહોંચ્યા. મુંબઈમાં બીરલા ભવનમાં એ ઉતર્યા હતા. હું એમને મળ્યો. એમની તબિયત સારી ન હતી, પગે સોજા હતા અને છતાંય ઘણીજ શાન્તિથી મહીની નહેર સંબંધે મારી બધી વાતો સાંભળી અને મને કહ્યું કે આ બધી હકીકત ટૂંકમાં લખીને મને મોકલાવી આપો. બીજે દિવસે ટૂંકી નોંધ ટાઇપ કરાવીને હું એમની પાસે લઈ ગયો અને એમને હાથોહાથ આપી.

આ વખતે બાંધકામ ખાતાના પ્રધાન ડૉ. જીવરાજભાઈ હતા. સરદારે એમને પેલી નોંધ આપી અને જરૂરી સૂચનાઓ પણ આપી. આ રીતે મહીની નહેર ઉપર ફરીથી વિચાર કરવાનો પ્રશ્ન પાછો શરૂ થયો. આ અરસામાં મુંબઈ રાજ્યમાં અનેક કામો હાથ ઉપર લેવાથી નાણાંભીડ શરૂ થઈ ગઈ હતી અને ગુજરાતની નહેરો માટે ગુજરાતના લોકોએ સરકારને થોડીક લોન ઉઘરાવવી આપવી એવો પ્રશ્ન ઉભો થયો હતો. કાકરાપાડાની નહેર માટે સુરત જીલ્લાના લોકોએ લગભગ એક કરોડ રૂપિયાની લોન લીધી હતી અને મહીની નહેર માટે ખેડા જીલ્લાના લોકોએ રૂપિયા ત્રણ કરોડની લોન લેવી એવી સરકાર તરફથી સુચના થઈ હતી. શ્રી રાવજીભાઈએ મારા આગળ આ વાત મૂકી. મેં તુરતજ જવાબ આપેલો કે જો સરકાર બારમાસી નહેર કરવાના અંદાજો મંજુર કરે, જેમાં કઠાણાના સરોવરનો સમાવેશ થાય અને પાંચ હજાર ક્યુસેક્સની નહેરો થાય, તો ત્રણ કરોડની લોન લેવામાં કંઈ પણ વાંધો નથી, અને પ્રજાતરફે આપણે એ બાંયધરી પણ આપી શકીએ.

સરકારની ઇચ્છા એવી હતી કે લોકોએ તાબડતોબ લોન લેવી જોઈએ અને સરકાર ભવિષ્યમાં બારમાસી નહેર જરૂર કરશે એની અમે ખાત્રી આપીએ છીએ. હું એમાં સંમત ના થયો. જ્યાં સુધી અંદાજો

મંજુર ન થાય અને એને સરકારની એડમિનિસ્ટ્રેટીવ એપ્રુવલ ના મળે, ત્યાં સુધી એકલા પ્રધાને આપેલી ખાત્રી કોઇપણ સરકારને બંધનકર્તા ન થઇ શકે. જેથી જ્યાં સુધી પૂરા અંદાજો તૈયાર ન થાય અને એને સરકારની મંજુરી ના મળે ત્યાં સુધી લોનના કામમાં કોઇપણ પ્રકારનો ભાગ લેવા માટે મેં સ્પષ્ટ ના પાડી. ફરીથી મહીની નહેરોનું કામ થોડું ખોળંબે પડ્યું અને સને ૧૯૫૩માં મેં મહી નદીની નહેરની એક આખી યોજના તૈયાર કરી, એના ઉપર એક પુસ્તક લખ્યું અને હિન્દુસ્થાન ભરમાં ગણત્રીના માણસો પર તે મોકલાવી આપ્યું. પુસ્તકની પાંચ હજાર નકલો છપાવી હતી જેથી એનો ઘણો સારો પ્રચાર થયો અને ધાર્યા કરતાં પણ એના ઘણાં સારાં પરિણામ આવ્યાં.

મેં આ પુસ્તકમાં પાંચ હજાર ક્યુસેક્સ પાણી એટલે કે દર સેકંડે પાંચ હજાર ઘનફૂટ પાણી વહેવડાવી શકે એવી નહેરો માટે માગણી કરી હતી. મુંબઇ રાજ્યના બાહોશ એન્જીનિયર શ્રી મહીડાએ સાત હજાર ક્યુસેક્સનો પ્રવાહ લઇ શકે એવી નહેરોની યોજના કરી ખેડા જીલ્લાની પ્રજા ઉપર એક ઘણો મોટો ઉપકાર કર્યો છે. ગુજરાતને કાયમને માટે એક સુંદર નહેર આપી છે. શરૂઆતમાં બે હજાર ક્યુસેક્સ પાણી લઇ જનારી જે નહેર ખોદાઇ હતી તેને ફરીથી પહોળી કરી છે, માટીના ઢગલા ઉપાડ્યા છે, અને હવે રીતસરનું કામ ચાલી રહ્યું છે. નહેરના આ ચાલતા ઝગડા વખતે, કામની ગતિ બહુ જ ધીમી હોવાથી આ મંજુર થયેલા ફેરફારથી કંઇ ઝાઝુ નુકશાન થયું નથી એ એક મોટા સંતોષની વાત છે.

મહીની નહેરનો આ અભ્યાસ કરતાં એક ધારાસભ્ય પાસેથી મને ખબર મળી કે સરકારે જ્યાં જ્યાં નવી નહેરો થાય ત્યાં ત્યાંના ખેડૂતો પાસેથી બેટરમેન્ટ ટેક્ષ (Betterment Tax–સુધારાવેરો) લેવાનો કાયદો પસાર કર્યો હતો. મેં એમની પાસેથી એ પસાર કરેલા કાયદાનો મુસદ્દો મંગાવ્યો. કાયદો પસાર કરતા પહેલાં આ અંગે રિપોર્ટ કરવા

માટે જે કમિટી નિમાઇ હતી તેનો રિપોર્ટ પણ મંગાવ્યો. આ કાયદાનું પહાણી સ્વરૂપ જોતાં મને ઘણું જ દર્દ થયું. અત્યારે રાજ્યવ્યવસ્થામાં ઘણેખરે સ્થળે શહેરના જ માણસો ગોઠવાયલા છે, ગામડાંના પ્રશ્નોનો એમને અભ્યાસ નથી, ગામડાંનો એમને સંપર્ક નથી, ગામડાંના લોકોની સ્થિતિની એમને ખબર નથી, અને એ સ્થિતિ જાણવાની એમને પરવા નથી. એ પરિસ્થિતિમાં નહેરોના પાણીથી ખેડૂત સમૃદ્ધ થઇ શકે તે પહેલાં જ, ખેડૂતની કમર ભાગી નાખે એવો આ કાયદો થયો છે.

અંગ્રેજો સામે જ્યારે લડત ચાલતી હતી ત્યારે મુઠ્ઠીભર નેતાઓની પાછળ શિસ્તબદ્ધ હાથ ઊંચા કરે એવા ધારાસભ્યોના ટોળાની જરૂર હતી. હજી પણ એ જ પ્રથા ચાલુ રહી છે. કોઇપણ વિષયનું જેને બિલકુલ જ્ઞાન નથી એવા માણસો કોંગ્રેસ ટીકીટ ઉપર ધારાસભામાં જઇ શકે છે. હાથ ઊંચા કરવાની એમની ફરજ એ બજાવે છે અને એના જ પરિણામે બેટરમેન્ટ ટેક્ષ જેવો કાયદો મુંબઇની ધારાપોથી ઉપર આવી શકે છે. મુંબઇ રાજ્યના નહેરોના કાયદાના સુધારા ઉપર મેં મારી Mahi Canalના પુસ્તકમાં એક આખું પ્રકરણ લખેલું છે અને એના ગંભીર પરિણામોની સરકારને ચેતવણી પણ આપેલી છે. પ્રજા જ્યાં સુધી અજ્ઞાન છે ત્યાં સુધી જ શહેરના વાસીઓની આવી રમતો ચાલવાની છે, પણ આ લોકરાજ્યમાં આવી રમતો લાંબો કાળ નભવાની નથી. દીલગીરી એટલી જ છે કે આ જ્ઞાન થતા પહેલાં ગરીબ અજ્ઞાન જનતાને ઘણું સહન કરવું પડશે.

ગામડાંઓની ભવિષ્યમાં થનાર દુર્દશાની આ બધી ખોજ ચાલતી હતી ત્યારે મુંબઇમાં મંજુર થયેલા ગણોતધારાની પણ નોંધ લેવાનો મારે વખત આવ્યો. હિંદુસ્થાનના બંધારણે આપેલો, દરેક વ્યક્તિને મળેલો, પોતાની મિલકતનો માલકી હક્ક આમાં ઝુંટાવી લેવામાં આવે છે. જમીનદારી નાબુદીના નામ નીચે ખરા જમીનદારોની જમીન એમને ઘેર સલામત રીતે રહે એવી તરકીબો આમાં થઇ છે. ર્/

માણસો લાખો અને કરોડો રૂપિયા ઇન્કમટેક્ષ ભરી શકે છે, જેમને ખેતી ઉપર જીવવું નથી, એવા માણસોને ઘરખેડ કરનાર ખેડૂત આ કાયદાએ ઠરાવ્યા છે. જે ગામમાં આવા શ્રીમંતોની જમીન છે તે ગામને આ જમીનના ઉત્પન્નમાંથી કંઇ મળતું નથી, જમીનનું બધું ઉત્પન્ન શહેરોમાં ચાલ્યું જાય છે. આ પ્રમાણે ગામડાંનું સંપૂર્ણ શોષણ કરનાર શ્રીમંતોને આ ધારાએ ખેડૂત ઠરાવ્યો છે અને એમની જમીન સલામત રીતે એમના વંશવારસોને મળે એવી વ્યવસ્થા થઇ છે.

આ સિવાય શહેરોના લોકોની જમીનને આ ધારો લાગુ પાડવામાં આવ્યો નથી, એટલે શહેરમાં રહેતા લોકોની શહેરની હદમાંની જમીન સલામત બની છે અને એ એમના વંશવારસોને વારસામાં મળવાની છે. જ્યારે ફક્ત ગામડાંના ગરીબ લોકોની જમીનો જ લગભગ વગર વળતરે સરકારે બીજા ગરીબોને અપાવી છે. એમાં જમીનદારીની નાબુદી નથી પણ ગરીબાઇની વહેંચણી છે. પણ આનું ભયંકર પરિણામ તો એ આવ્યું છે કે એથી ગામડે ગામડે વર્ગવિગ્રહ ઉભો થયો છે. આ ધારાથી એક બાજુ ગણોતિયાને જમીનનો માલિક બનાવવાની વાતો થઇ છે; બીજી બાજુ જમીન માલિકોને ઘરખેડ માટે જમીન પાછી અપાવવાની વાતો થઇ છે. આના પરિણામે ખેતીમા ના પરવડે એવા નાના ટુકડાવાળા જમીન માલિકો, જેઓ સાથે સાથે જીવનનિર્વાહ માટે બીજો ધંધો કરતા હતા, એવા જમીન માલિકોની જમીનો ચાલી ગઇ છે અને જે જમીન માલિકોએ ઘરખેડ માટે જમીન પાછી લીધી છે તે જમીનના ગણોતિયા મજુર બની ગયા છે. બન્ને બાબતોમાં ખેતીને નુકશાન થયુ છે અને બન્નેની આર્થિક સ્થિતિ બગડી છે.

ગામડાંની સ્થિતિનો જેને જાત અનુભવ ના હોય એવા માણસો જ્યારે ગામડાંના પ્રશ્નો ઉકેલવામાં માથું મારે છે ત્યારે એનાં પરિણામ આવાં ભયંકર આવે છે. અત્યારે તો આ વર્ગવિગ્રહને લીધે ખેતરોમાં

તૈયાર થએલા માલના સાકણસાયા ઓથાઓમાં અવારનવાર આગ મુકાય છે. ઘાસ અને અનાજ બન્ને બળે છે. સેંકડો રૂપિયા ખર્ચીને તૈયાર કરેલા તંબાકુના છોડ એક રાતમાં કપાઇ જાય છે. તુવેરો અને તલ પુરા ઉછેર થયેલી સ્થિતિમાં રાતોરાત કપાય છે. કોઇ કોઇ વખત તો મોલ સાચવવા માટે ખેડૂત ખેતરમાં જો વાસો રહ્યો હોય તો તેના હાથ, પગ કે માથું પણ કપાય છે. ગુજરાતનાં વર્તમાનપત્રો આ બધાંની સાક્ષી પૂરે છે. ભવિષ્યમાં અનુભવે જમીનના પ્રશ્નોનો કેવો ઉકેલ આવશે તે તો પ્રભુને ખબર! પણ અત્યારે તો ગામડાંની પ્રજા આપણા ઉગતા સ્વરાજની પ્રસવ વેદનાની પીડા અનુભવી રહી છે.

. આ અરસામાં સરદારશ્રીની તબીયત અતિશય નરમ રહેતી હતી. જ્યાં એ જ્યારે બારડોલી ગયેલા ત્યારે સ્વરાજની લડતમાં જેમણે સર્વસ્વ હોમી દેવાની તૈયારી બતાવેલી, જેઓએ એમની સરદારી નીચે અનેક દુઃખ સહન કરેલાં તેમાંના કેટલાક ભાઇઓએ તેમના આગળ આ ગણોત-ધારા અંગે દાદ માગેલી. સરદારશ્રીને ન ગમતી કેટલીયે બાબતો રાજ્યમાં બની રહી હતી, જ્યાં એમનો એક હંમેશનો નિયમ હતો કે જેને જે કામ સોંપ્યું હોય તે કામમાં તેને પૂરેપૂરી સ્વતંત્રતા આપવી. કોઇને સોંપેલા કામમાં બિલકુલ ડખલ ન કરવી; એટલું જ નહિ પણ એને વણમાગી સલાહ પણ ન આપવી. ગણોતધારાને લીધે બેતીની શી સ્થિતિ થશે તે તો એ બહુ સહેલાઇથી જોઈ શક્યા હતા. પણ મુંબઇ રાજ્યના ધારા વિરૂદ્ધ એમણે એક અક્ષર પણ ઉચ્ચાર્યો નથી એમની પાસે જેમણે આ ધારા સંબંધે વાત કરી તેમને, જ્યારે એમને ન છૂટકે જવાબ આપવો પડેલો ત્યારે એટલું જ કહેલું કે અન્યાય સામે શી રીતે લડવું એ પાઠ મે તમને ભણાવેલો છે.

Intigration of Indian States (હિન્દના દેશી રાજ્યોનું જોડાણ) એ નામનું પુસ્તક સરદારશ્રીના પોલિટિકલ ખાતાના સેક્રેટરી શ્રી મેનને લખ્યું છે. એ પુસ્તકના છેલ્લા પ્રકરણમાં તેમણે જમીનદારી

સંબંધીનો સરદારશ્રીનો અભિપ્રાય આપ્યો છે. સરદારને કોઇએ પુછયું કે આપે દેશી રાજ્યોને મીટાવી દીધાં હવે જમીનદારો માટે કેવો રસ્તો લેવાશે? સરદારે જવાબ આપેલો કે દેશી રાજ્યો રાજાઓ પાસેથી ખુંચાવી લીધાં નથી, આપણે તો ફક્ત તેમની પાસેથી રાજ્યવહીવટ જ લઇ લીધો છે; કારણ હિન્દુસ્થાનને મજબુત કરવા તેમ કરવાની જરૂર હતી.

આર્થિક રીતે રાજાઓને રખડતા કર્યા નથી, એમની આર્થિક સ્થિતિમાં કંઇ ફેર પડવા દીધો નથી. એમના વંશવારસો કોઇપણ બીજા ધંધામાં લાગી જાય એટલો એમને વખત અને સાધનો આપ્યાં છે કે જેથી એ નિરાધાર ના બને. આ ન્યાય જમીનદારોને પણ લાગુ પડવો જોઇએ. સામાજીક ફેરફારો માટે સરકારને જો એમની જમીન જાગીરની જરૂર હોય તો એ લોકોને પૂરેપૂરું વળતર આપવું જોઇએ, અને વળતર આપ્યા વગર જમીનદારોની જમીન લઇ લેવી એ તો ચોરડાકુના ધંધા છે, સરકારને એ ના શોભે. વળી નાના જમીનદારોના નાના ટુકડાઓને તો હાથજ ના લગાડાય. પોતનું ખુંચાવી લઇને બીજાને આપવાથી કોઇનું કલ્યાણ થતું નથી. મુંબઇ રાજ્યના ગણોતધારાએ સરકારને ન શોભે એવો સરદારે ઉપર જણાવેલો ધંધો કર્યો છે.

વલ્લભવિદ્યાનગરની અમારી પ્રવૃત્તિઓનો ફક્ત એક જ ઉદ્દેશ હતો કે ગામડાંના લોકોની સ્થિતિ સુધારી તેમનું જીવનધોરણ શહેરના લોકોના જીવનધોરણ જેટલું ઊંચું લાવવું, અને ગામડાં એટલે મુખ્યત્વે ખેતી ઉપર જીવનારો વર્ગ એ સ્થિતિ નાબુદ કરવી. અંગ્રેજોએ ગામડાંના ગૃહઉદ્યોગો તોડીને ગામડાંની બરબાદી કરી નાખી હતી. ગામડાંમાં ફક્ત એક ખેતીનો ઉદ્યોગ રહેવા દીધો હતો અને વીસમી સદીમાં થએલાં બે વિશ્વયુદ્ધોને લીધે સરકારની ઇચ્છા કે અનિચ્છા જ્યાં તે ફુલ્યોફાલ્યો હતો અને ગામડાંના લોકો કંઇક રાહતનો દમ ખેંચી રહ્યા હતા. સ્વરાજ મળ્યા પછીથી આપણું પ્રથમ કામ નહેરો અને વિજળી ઉત્પન્ન કરી, આ ખેતીના ઉદ્યોગને વધારે સમૃદ્ધ બનાવવાનો હતો અને વિજળીની મદદથી નાના

યંત્રો ચલાવી, ગામડાંના કરોડો લોકોને કામ આપી, જમીન ઉપરનું ભારણ હલકું કરવાનું હતું.

દેશના શહેરી રાજ્યકર્તાઓએ આ સીધો રસ્તો લેવાને બદલે ખેતીના ઉદ્યોગ ઉપર જ ઘા કર્યો છે. કોઈપણ ઉદ્યોગ જેવો ખેતી પણ એક ઉદ્યોગ છે. એમાં બુદ્ધિ અને પૈસાની બીજા ઉદ્યોગ જેટલી જ જરૂર પડે છે. બુદ્ધિ, મુડી અને મજુરી સિવાય કોઈપણ દેશની ખેતી સમૃદ્ધ થઈ નથી. ખેતીથી અજ્ઞાન માણસોને આ સુત્ર સમજાયું નહિ, જેથી પોતાની મિલકત સલામત રાખી, પરદુઃખભંજન બની, ગામડાંના લોકોની મિલકત—જે જમીન—તેને વહેંચી આપવાનો આ કાયદો કર્યો.

આ કાયદાથી ખેતીમાંથી બુદ્ધિ અને મુડીનું તત્વ નીકળી ગયું છે. 'ખેડે એની જમીન'ના સુત્રથી કોઈપણ અજ્ઞાન, આળસુ માણસ જમીનનો માલિક થઈ શકે છે. આજે સરકારે લાખો રૂપિયા ખર્ચીને ખેતીનું વિજ્ઞાન શીખવવા પાઠશાળાઓ ઉભી કરી છે. એ પાઠશાળાના સ્નાતકો માટે સરકારી નોકરી સિવાય બીજો કોઈ માર્ગ રહ્યો નથી. જાતે ખેતી કરી બીજા ખેડૂતોને દાખલો આપી શકાય એવી આજે એમની સ્થિતિ નથી, કારણ ખેતી માટે એમને જમીન મળે એમ નથી. આજે ખેતીવાડીની કૉલેજોમાં ભણાવવાની જેટલી સગવડ છે તેટલા વિદ્યાર્થીઓ ભણવા માટે આવતા જ નથી. આ કૉલેજો માટે દેશે ખર્ચેલાં નાણાં આજે બીન ઉપયોગી થયેલાં છે. આ પરિસ્થિતિએ સને ૧૯૫૦માં મને બહુ જ વિચાર કરતો કરી મૂક્યો હતો. આ શિક્ષણ મેળવ્યા પછીથી જો ખેતીવાડીના નિષ્ણાતોને ખેડવા માટે પૂરતી જમીન મળતી હોત તો ખેતીવાડી કૉલેજમાં દાખલ થવા માટે વિદ્યાર્થીઓની પડાપડી થઈ હોત.

## પ્રકરણ ૧૩મું.

## ગુજરાતના પ્રધાનો શું કરે છે?

આગલા પ્રકરણમાં જણાવેલી બાબતો જ્યારે બની રહી હતી ત્યારે સરદારશ્રીની તબિયત દિવસે દિવસે બગડતી જતી હતી. સને ૧૯૫૦ના શિયાળામાં એ જ્યારે મુંબઇ આવ્યા હતા ત્યારે તો એમને પગે સોજા આવેલા હતા. વિદ્યાનગર સંબંધે એમને ઘણી ચિંતા થતી હતી. મને દરેક પત્રમાં લખતા હતા કે, "ભાઇલાલભાઇ! તમારી પાછળ માણસ તૈયાર કરી રાખજો." આ વખતે તો જ્યારે હું એમને મુંબઇમાં બીરલા હાઉસમાં મળ્યો ત્યારે મેં એમને કહેલું કે, "બાપુ! વિદ્યાનગરની આપ બિલકુલ ચિંતા ના કરતા. છોકરાઓ તૈયાર થઇ રહ્યા છે જે વિદ્યાનગરને સારી રીતે ચલાવશે. હું અને ભાઇશ્રી ભીખાભાઇ આજે ગુજરી જઇએ તોય વિદ્યાનગરનું કામ હવે અટકવાનું નથી." આ સાંભળીને એમને બહુ જ સંતોષ થયેલો અને પછીથી એ સંબંધે લખવાનું બંધ કરેલું.

સને ૧૯૫૦માં ઉનાળામાં એ દહેરાદુન હતા. ત્યાં ગયા ત્યારે તબિયત તો એટલી બધી બગડેલી કે એમને પૈડાવાળી ગાડીમાં બેસાડીને વરંડામાં ફેરવતા. તબિયત સહેજ સારી થતાંજ એમણે મને અને ભાઇશ્રી ભીખાભાઇને દહેરાદુન બોલાવેલા. અમે બન્ને દિલ્હી ગયા અને ત્યાંથી ભાઇશ્રી ડાહ્યાભાઇ અમને મોટરમાં બેસાડીને દહેરાદુન લઇ ગયેલા. ત્યાં ઠીક ઠીક એકાન્ત હતી. મહેમાનોમાં ફક્ત નવજીવન પ્રેસવાળા શ્રી જીવણજીભાઇ હતા. શ્રી નરહરીભાઇએ સરદારશ્રીનું

જીવનચરિત્ર લખેલું તે લઈને તેઓ ત્યાં આવ્યા હતા અને જરૂરી પ્રસંગો માટે સરદારશ્રીની સંમતિ મેળવી લેતા હતા.

સરદારશ્રીના ચિરંજીવી ડાહ્યાભાઈનો પ્રથમ પરિચય મને એમના બીજી વખતના લગ્ન વખતે થયેલો. મારા મિત્ર શ્રી પશાભાઈ પટેલનાં બ્હેન સાથે એમનું લગ્ન થયેલું. એ લગ્ન વખતે હું હાજર રહેલો. પણ એમનો વધારે પરિચય તો મને ૧૯૪૯ આખરે અને ૧૯૫૦ની શરૂઆતમાં ત્રણ ચાર મહિના થયેલો; તે વખતે અમારે નાણાંની સખત ભીડ હતી.

તે વખતે મુંબઈરાજ્યની સડકો માટે કમિટિ નીમાયેલી હતી તેમાં એક સભ્ય તરીકે સરકારે મને નીમ્યો હતો, જેથી મારે મુંબઈ અવારનવાર જવું પડતું હતું. મુંબઈમાં હું પહેલાં તો શ્રી પશાભાઈ પટેલ જે મરિનડ્રાઇવ ઉપર રહેતા હતા ત્યાંજ હું ઉતરતો.

પછીથી શ્રીયુત જશભાઈ પટેલ જ્યારે મુંબઈમાં સ્ટીલ કન્ટ્રોલરના હોદ્દા પર નીમાયા ત્યારથી મેં શ્રી જશભાઈને ત્યાં ઉતરવાનું રાખેલું, કારણ શ્રી જશભાઈ પોતે ડ્રાઇવર રાખતા તેથી એમની મોટરનો છૂટથી ઉપયોગ થઈ શકતો હતો. ઉપર જણાવ્યું તેમ આ અરસામાં પૈસાની સખત ભીડ હોવાથી અમે એક બેન્ક સાથે નાણાંની રકમ માટે પ્રયત્ન કરેલો. અમારી પાસે લાખો રૂપિયાનાં મકાનો તૈયાર થએલાં હતાં, જે અમે બેંકને ગીરો મૂકવા તૈયાર હતા, તેમ છતાંય અમને નાણાં ધીરવા માટે કોઈ બેંક તૈયાર થતી ન હતી. શહેરની કેળવણીની સંસ્થાઓને બેંકો સહેલાયથી નાણાં ધીરી શકે છે, પણ ગામડાંની સંસ્થાઓને આ સવડ નથી. કારણ એક તો ગામડાંમાં બેંકો નથી અને ગામડામાં આવી સંસ્થાઓ ઊભી કરનાર માણસો, પોતાનું સર્વસ્વ હોમી દઈને બાવા બનીને બેઠેલા હોય છે. જેથી મિલ્કત ઉપર પણ ગામડાંની આવી સંસ્થાઓને બેંકો નાણાં ધીરવા માટે આનાકાની કરે છે.

અમને પણ આવોજ અનુભવ થયો. આ વાત મુંબઇમાં મેં શ્રી ડાહ્યાભાઇને અને બીજા મિત્રોને કરી. એટલે તરતજ એમણે નિશ્ચય કર્યો કે મુંબઇમાં આપણે ફરવું અને બને એટલાં નાણાં ઉઘરાવવાં. આ વખતે મારા એક મિત્ર શ્રી ચુનીભાઇ અમીન પણ સરકારી નોકરીમાંથી નિવૃત્ત થયા હતા; જેથી એમણે પણ આ કામમાં સાથ આપવાનું કબુલ કર્યું. શ્રીયુત કાન્તિલાલ કાંટાવાળા પણ તે વખતે મુંબઇમાં હાઉસિંગ બોર્ડમાં એક્ઝીક્યુટિવ એન્જીનિયર તરીકે કામ કરતા હતા; એમણે પણ આ કામમાં પૂરેપૂરો સાથ આપ્યો. આ ચારેય ભાઇઓ મારી સાથે લગભગ ત્રણ ચાર મહિના ફર્યા. અમે સવારના સાત વાગે નીકળતા તે રાતના કોઇ કોઇ વખત અગિયાર સાડા અગિયાર વાગી જતા. બે ભાઇઓને તો સરકારી નોકરી હતી અને નોકરીનો બધો વખત સાચવવાનો હતો. શ્રી ડાહ્યાભાઇને પણ એમનાં કામ હતાં. જ્યાંય ત્રણ ચાર મહિના એમણે સખ્ત મહેનત કરીને મને મુંબઇમાંથી એકેક લાખ રૂપિયા ભેગા કરી આપ્યા હતા અને તે વખતે અમારી મુશ્કેલીઓ દૂર કરી હતી. ત્યાર પછી તો દિવસે દિવસે શ્રી ડાહ્યાભાઇ સાથેનો પરિચય ઘણોજ વધતો ચાલ્યો. હવે તો તેઓશ્રી વલ્લભ વિદ્યાનગરના એક અંગભૂત બની ગયા છે.

અમે જ્યારે દહેરાદુન પહોંચ્યા ત્યારે ત્યાં રાત રહીને બીજેજ દિવસે ડાહ્યાભાઇ પાછા દિલ્હી ચાલ્યા ગયા હતા. દહેરાદુનમાં હું અને ભાઇશ્રી ભીખાભાઇ બે દિવસ રહ્યા હતા. એટલી બધી નાજુક તબિયત છતાં ચહા વખતે અને બપોર તથા સાંજના જમવાના વખતે સરદારશ્રી અમારી સાથે ટેબલ ઉપર બેસતા હતા. માટીમાંથી માણસો સર્જવાનો સરદારશ્રીનો મોટામાં મોટો આ ગુણ હતો. નાનામાં નાના માણસોની એઓ અત્યંત કાળજી રાખતા હતા. નાદુરસ્ત તબિયત છતાં પણ તેઓશ્રી અમારી કાળજી રાખતા હતા. સરદારશ્રીના આ ગુણોથી સેંકડો માણસો એમની નેતાગીરી નીચે સર્વસ્વ હોમી દેવા તૈયાર રહેતા.

દહેરાદુનની અમારી આ મુલાકાત દરમ્યાન સરદારશ્રીએ મુંબઇરાજ્ય તરફથી શીશી મદદ મળી છે તે સંબંધે પ્રશ્ન પૂછેલો. જ્યારે અમે કહ્યું કે બીજી કૉલેજોને તો ઠીક પણ બીરલા વિશ્વકર્મા મહાવિદ્યાલયને પણ સરકાર તરફથી તેના બાંધકામ પેટે કે જોઇની યંત્ર સામગ્રી પેટે હજુ સુધી બિલકુલ મદદ મળી નથી, ત્યારે સરદારશ્રીને ઘણું દર્દ થએલું અને બોલેલા કે તો પછી ગુજરાતના પ્રધાનો શું કરે છે? મેં કંઇ જવાબ આપેલો નહિ.

ખરી વાત તો એ હતી કે સન ૧૯૪૯ના ફેબ્રુઆરીમાં મુંબઇના મુખ્ય પ્રધાન શ્રી ખેર સાહેબ જ્યારે વલ્લભ વિદ્યાનગર આવેલા ત્યારે તેમના કેળવણીખાતાના મંત્રી પણ સાથે આવેલા. મેં એમને કહ્યું કે તમે સાંગલી કૉલેજને જે રૂ. પાંચ લાખની ગ્રાન્ટ આપી છે તેટલી ગ્રાન્ટ તો નિદાન અમને મળવી જોઇએ. અમારી કૉલેજ સાંગલી કૉલેજ કરતાં ઘણી મોટી છે. સાંગલીમાં ફક્ત સીવીલ એન્જીનિયરિંગ છે. અમારે ત્યાં તેના ઉપરાન્ત મીકેનિકલ અને ઇલેક્ટ્રીકલ એન્જીનિયરિંગ પણ છે અને એને માટે ઘણી ખર્ચાળ યંત્ર સામગ્રી અમારે વસાવવી પડી છે. જેથી ન્યાયની રીતે તો અમને કંઇ વધારે ગ્રાન્ટ મળવી જોઇએ. સેક્રેટરીએ મને કહ્યું કે નિદાન સાંગલી જેટલી તો મળવીજ જોઇએ, સરકારથી એ ના પાડી શકાય તેમ નથી.

આ પછી મેં શ્રી મોરારજીભાઇને એક પત્ર લખેલો અને તેમાં લખેલું કે સાંગલી તથા હુબલી કૉલેજોને નૉન-રીકરીંગ (non-recuring) ગ્રાન્ટ તરીકે પાંચ લાખ રૂપિયા આપેલા છે તો વધારે નહિ તો એટલી રકમ તો અમને મળવી જોઇએ. આના જવાબમાં શ્રી મોરારજીભાઇએ લખ્યું કે "તમારે પૈસાની શી જરૂર છે? તમારી પાસે બહુ પૈસા છે અને સાંગલી અને હુબલીના તમે શું કરવા વાદ કરો છો? સરકારે ત્યાં ગમે તે કર્યું હશે!" "અમારી પાસે બહુ પૈસા છે," એ ખબર શ્રી મોરારજીભાઇના પોલીસ ખાનાએ ક્યાંથી મેળવી તેની કંઇ વાત બહાર

આવી નથી, પણ દર મહિને અમારૂં બજેટ તૂટતું હતું એ વાત તો નક્કર હકીકત છે. શ્રી મોરારજીભાઇ જ્યારે અમારી એન્જીનિયરિંગ કૉલેજની ગવર્નિંગ બૉડીના ચેરમેન હતા, ત્યારે વખતસર પગાર ન મળ્યાની ફરિયાદ અમારા કોઇ કોઇ પ્રોફેસરો તેમને પહોંચાડતા હતા, એ પણ એક નક્કર હકીકત છે.

શ્રી મોરારજીભાઇનું ઉપર જણાવ્યા પ્રમાણેનું વલણ જોયા પછીથી, મેં શ્રી ખેર સાહેબ પાસે નૉનરીકરીંગ ગ્રાન્ટ માટે માગણી ચાલુ રાખેલી; કારણ કેળવણી ખાતું એમની પાસે હતું. સને ૧૯૪૯ ની આખરમાં શ્રી ખેર સાહેબે ગ્રાન્ટ સંબંધે વાટાઘાટો કરવા મને અને શ્રી જુન્નરકરને મુંબઇ બોલાવ્યા. મુકરર કરેલી તારીખે અમે બન્ને ત્યાં ગયા. અમારા કમનસીબે તે વખતે ખેર સાહેબની તબિયત બગડેલી, જેથી અમે બન્ને 'હરિભટ વડોદરું' કરી વિદ્યાનગર પાછા આવ્યા.

ડૉ. રાજેન્દ્રપ્રસાદ કૉમર્સ કૉલેજની શિલારોપણ વિધિ કરવા જ્યારે વિદ્યાનગર આવ્યા હતા ત્યારે શ્રી ખેર સાહેબ પણ સાથે આવેલા હતા. મારા નિવેદનને અંતે મેં કહેલું કે અત્યાર સુધીમાં અમે રૂપિયા સવા કરોડનાં કામ કર્યાં છે, છતાં હજી સુધી અમને સરકારની મદદ મળી નથી. હજી ઘણું ઘણું કરવાની અમારી ઉમેદ છે. એને માટે સરકારી મદદની અમે આશા રાખી શકીએ ? શ્રી ખેર સાહેબ ડૉ. રાજેન્દ્રપ્રસાદ જોડે બેઠેલા હતા એમણે મોટેથી કહ્યું, "જરૂર"

આગળ જણાવ્યું તેમ રાત્રે જમતી વખતે શ્રી ખેર સાહેબ બહુ આનન્દમાં હતા. એમણે બે ત્રણ વખત ઉલટાવી ઉલટાવીને કહ્યું કે, "આ વખત તમે અને શ્રી જુન્નરકર બન્ને મુંબઇ આવો. હું જરૂર તમને ઘણી સારી મદદ કરીશ." મોટરમાં એમને વળાવવા માટે હું અને શ્રી જુન્નરકર જ્યારે ગયા ત્યારે તેમણે ભાર દઇને કહ્યું કે "આ વખત તમે જરૂર આવજો. સરદારે પણ મને તમને મદદ કરવા કહ્યું છે. હું તમને ઘણી સારી રકમ કાઢી આપીશ."

બીજે દિવસે શ્રી ખેર સાહેબને આભાર માનતો મેં પત્ર લખ્યો અને હું અને શ્રી જુજારકર મુંબઇ ક્યારે આવીએ તેનો વખત માગ્યો. એકાદ મહિના પછી મેં એક રીમાઇન્ડર મોકલાવી આપ્યું. એના જવાબમાં શ્રી ખેર સાહેબે લખ્યું કે કાગળો કેળવણીખાતામાં ગયેલા હતા જેથી જવાબ આપવામાં ઢીલ થઇ છે પણ તમે બન્ને અમુક તારીખે અત્રે આવજો. એ પ્રમાણે અમે બન્ને મુંબઇ ગયા. સેક્રેટરીએટમાં શ્રી ખેર સાહેબને એમની ઑફીસમાં મળ્યા. બહુ જ હસતે મોંઢે તેમણે અમને આવકાર્યા અને પછીથી બોલ્યા કે, "ભાઇલાલભાઇ! તમે ઘણું મોટું કામ કર્યું છે. કાયમને માટે ગુજરાત તમારૂં ઋણી રહેશે. આ તમારી ખુશામત કરવા હું તમારા મોંઢા ઉપર કહેતો નથી. પણ આ મારા અંતરના ઉંડાણના શબ્દો છે. આવું ભગીરથ કામ તમારા સિવાય ઉપાડી લેવાની તાકાત હું અત્યારે બીજા કોઇનામાં જોતો નથી. પણ જુઓને અત્યારે સરકાર પાસે પૈસા નથી. હું બહુ દીલગીર છું." મેં જવાબ આપ્યો, "ખેર સાહેબ! મારા કામથી જો ખરેખર આપને સંતોષ થયો હોય અને સરકાર પાસે પૈસા ન હોય તો, મને અત્યારે થોડી નામની રકમ આપો અને સરકાર પાસે જ્યારે નાણાંની છૂટ થાય ત્યારે વધારે રકમ આપજો. મને એથી સંતોષ થશે."

આ સાંભળી શ્રી ખેર સાહેબ હસ્યા અને કહ્યું, "બોલો એક રૂપિયો આપું?" મેં જવાબ આપ્યો, "હાજી, હું બહુ જ ખુશીથી એ એક રૂપિયાની નોન–રીકરીંગ ગ્રાન્ટ સ્વીકારીશ અને બહુ શાન્તિથી વધારેની રકમ માટે વાટ જોઇશ." તેઓ ફરીથી હસ્યા અને બોલ્યા, "એમ તે થતું હશે? પણ જાવ તમારે યુનિવર્સિટી માટે ચાર્ટર જોઇતો હશે તો હું આપીશ. શરત એટલી કે હમણાં સરકાર પાસે નાણાં નથી જેથી યુનિવર્સિટી માટે હું ગ્રાન્ટ આપી શકીશ નહિ." મેં જણાવ્યું કે, "જ્યારે યુનિવર્સિટી સ્થાપવાની શક્તિ અમારામાં આવશે ત્યારે હું જરૂર યુનિવર્સિટી માટે ચાર્ટર માગવા આવીશ."

આ બધી વાતો હું સરદારશ્રીને શી રીતે કહું! એમની તબિયત તે વખતે બહુ નાજુક હતી અને આ બધી વાતો એમને કહેવા બેસું તો એમની માનસિક વ્યથાનો પાર ન રહે. જેથી આગળ જણાવ્યું તેમ જ્યારે એમણે પૂછ્યું કે, "ગુજરાતના પ્રધાનો શું કરે છે?" ત્યારે જવાબમાં મુંગા રહેવા સિવાય મારી પાસે બીજો રસ્તો ન હતો.

મુંબઈરાજ્યમાં પુના અને અમદાવાદમાં સરકારને ખર્ચે એન્જીનિયરિંગ કૉલેજો બંધાયેલી અને તેમાં તો સરકાર પાણીની પેઠે પૈસા ખર્ચે એનો કોઈ ઝાઝો વાંધો ન લે, પણ મુંબઈરાજ્યમાં હુબલી, સાંગલી અને મુંબઈ એન્જીનિયરિંગ કૉલેજો થયેલી. એ ત્રણેય સ્થળે મુંબઈરાજ્યે સારી જેવી રકમો આપેલી. જ્યારે અમને વિદ્યાનગરની એન્જીનિયરિંગ કૉલેજ માટે મુંબઈરાજ્યે સ્પષ્ટ જવાબ આપેલો કે તમને મદદ કરવા માટે રાજ્ય પાસે પૈસા નથી! મકાનના બાંધકામ માટે રાજ્યે મદદ કરવી જોઈએ. ખાસ કરીને ગામડાંના હિતની વાતો કરનાર કલ્યાણ રાજ્યે તો કરવીજ જોઈએ અને છતાંય વિઠ્ઠલભાઈ પટેલ કૉલેજના બાંધકામમાં પણ અમને બિલકુલ મદદ મળેલી નહિ.

તે વખતે અમને એનો બહુ હર્ષ શોક થએલો નહિ. પણ સને ૧૯૪૮માં વિઠ્ઠલભાઈ પટેલ કૉલેજનું એક વર્ષ પૂરું થયા પછીથી અમે જ્યારે કૉલેજના ચાલુ ખર્ચ માટે ગ્રાન્ટ માગેલી, ત્યારે પણ મુંબઈરાજ્યના કેળવણી ખાતાએ જવાબ આપેલો કે સરકાર પાસે હમણાં પૈસા નથી. વિઠ્ઠલભાઈ પટેલ કૉલેજના ચાલુ ખર્ચ પેટે ગ્રાન્ટ અમને ત્રીજા વર્ષના માર્ચ મહિનામાં મળેલી, એટલે લગભગ ત્રણ વરસ સુધી સરકારની ગ્રાન્ટ સિવાય અમારે વિઠ્ઠલભાઈ પટેલ મહાવિદ્યાલય ચલાવવું પડેલું. શહેરો અને ગામડાં વચ્ચે શું ફરક છે તે એકજ વાતથી સમજાશે. અમદાવાદમાં અમદાવાદ એજ્યુકેશન સોસાયટીએ જ્યારે (બી. ઍડ.) B. Ed.ની કૉલેજ શરૂ કરી ત્યારે એને પહેલાજ વરસથી ચાલુ ગ્રાન્ટ મળતી થઈ હતી.

શહેરના લોકો રાજતંત્રમાં હોવાથી સરકારી કૉલેજોના નામે પુના અને અમદાવાદમાં તેઓ અઢળક પૈસા મકાનો બાંધવામાં અને કૉલેજો ચલાવવામાં ખર્ચી શકે છે. હુબલી, સાંગલી અને મુંબાઇની ખાનગી કૉલેજોને તે બે હાથે પૈસા આપી શકે છે. જ્યારે હિન્દભરમાં ગામડાંમાં સૌથી પ્રથમ ઊભી થનારી કૉલેજોને મદદ કરવા માટે એમની પાસે પૈસા નથી! અમદાવાદમાં મેડીકલ કૉલેજ છે એ બાંધવા માટે સરકાર પાસે એટલા બધા પૈસા હતા કે એ કૉલેજના મકાનમાં અરધા ઓરડાઓનો ઉપયોગ કૉલેજવાળા બિલકુલ કરી શકયા નહિ. એટલું જ નહિ પણ કૉલેજ સાથે બાંધેલ હૉસ્પિટલમાં જેટલા ખાટલાની સગવડ કરી હતી, તેમાંથી અરધા ખાટલામાં સુનારા દર્દીઓ ના મળ્યા અને વરસોથી એ અરધી હૉસ્પિટલ ખાલી પડેલી છે. ત્યારે વલ્લભ વિદ્યાનગરમાં જો મેડીકલ કૉલેજ કરવાની વાત કરીએ તો આપણા રાજ્ય પાસે પૈસા નથી.

કન્યા કેળવણી માટે શહેરની કન્યાઓને ભણવાની અડચણ નથી, એનો ઘેર રહીને અને ઘરના જ રોટલા ખાઈને ઘણા ઓછા ખર્ચે કૉલેજોનું ઉચ્ચ શિક્ષણ મેળવી શકે છે; પણ સ્વરાજ મળતાં સુધી ગામડાંઓની કન્યાઓની કેળવણી માટે શહેરી સરકારે કે શહેરના લોકોએ કોઇ દિવસ વિચાર કર્યો ન હતો. પણ જ્યારે ગામડાંમાં અમે કૉલેજો બાંધી અને કન્યાઓ માટે સૌથી પ્રથમ છાત્રાલય સન ૧૯૪૭ના માર્ચમાં બાંધ્યું, ત્યારે પણ આપણી સ્વરાજ સરકારે એ છાત્રાલયને મદદ કરવાનો કદી પણ વિચાર કર્યો નથી; એટલું જ નહિ પણ ગામડાંની કન્યાઓને શહેરોમાં ઊંચી કેળવણી આપવાનો પ્રેમ એકદમ ઉભરાઈ આવ્યો. મુંબઇમાં આશરે અગાઢ લાખના ખર્ચે એક કન્યા છાત્રાલય બંધાવ્યું અને અમદાવાદમાં પણ સરકારને ખર્ચે કે યુનિવર્સિટી (એ પણ સરકાર)ને ખર્ચે બે ત્રણ કન્યા છાત્રાલયો બાંધવાની વાતો થઇ રહી છે. એનો સ્પષ્ટ અર્થ એક જ છે કે ગામડાંની છોકરીઓને

ગામડાંમાં આવેલી સંસ્થાઓમાં ઉચ્ચ કેળવણી આપવામાં સરકારને રસ નથી. પણ એમનાં માબાપ એ છોકરીઓને શહેરોમાં ભણવા મોકલે તો તેને સરકાર ઉત્તેજન આપવા માગે છે. કારણ દર મહિને ખાધાખોરાકી, કપડાંલત્તાં પાછળ જે ખર્ચ થાય તે જો તેઓ શહેરોમાં ખર્ચે તો શહેરોના વિકાસમાં મદદરૂપ થઈ પડે.

આ એટમ બોમ્બના જમાનામાં જ્યારે શહેરોનું કદ નાનું કરવાનો વખત આવ્યો છે, જ્યારે દેશમાં જુદાં જુદાં અનેક નાનાં નાનાં કેન્દ્રો વિકસાવવાનો વખત આવ્યો છે, ત્યારે પણ રાજગાદી ઉપર બેઠેલા શહેરના વારીઓ હજી પણ તે શહેરોને તનતોડ મહેનત કરીને વધારે મોટાં કરવાનું પાપ કરી રહ્યા છે. આજની શહેરોની વસતીને પૂરતું પાણી નથી, એમના ડ્રેનેજની પુરી વ્યવસ્થા નથી, ત્યાં રહેતા લોકો માટે પૂરતાં ઘર નથી અને હજારો લોકોને ફૂટપાથ ઉપર સૂવું પડે છે. છતાંય આપણા વહીવટદારોનો આવાં શહેરો વધારે વિકસાવવાનો મોહ છૂટતો નથી. લોકો જ્યાંસુધી અજ્ઞાન છે ત્યાંસુધી આ પરિસ્થિતિ ચાલવાની છે; પણ એનાં ભયંકર પરિણામ દેશને ભોગવ્યા વગર છૂટકો નથી.

અમે બે દિવસ દહેરાદુન રહ્યા તે અરસામાં સરદારશ્રીએ થોડાં પણ સૂચક વાક્યો ઉચ્ચારેલાં, તે ઉપરથી તે વખતની રાજ્યવ્યવસ્થા માટે સરદારશ્રીના મનમાં થતી ઊંડી વેદના સમજાઈ હતી. બીનઅનુભવી-ઓના હાથમાં ઘણી મોટી સત્તા આવી પડી હતી, એમને પૂરતો અનુભવ મળતાં સુધી ઈશ્વર આ દેશનું રક્ષણ કરે એજ એમની ઉત્કટની ઇચ્છા હતી. બે દિવસ ત્યાં રહ્યા પછીથી દહેરાદુનથી નીકળતી રાતની ગાડીમાં જવા માટે અમે મોટરમાં બેઠા. એટલી બધી નાદુરસ્ત તબિયત છતાં, અને તકલીફ ન લેવાની મેં આગ્રહ કર્યો છતાં અમને વળાવવા માટે સરદારશ્રી મોટર સુધી આવ્યા આવા મહાન પુરુષ સાથેનાં સંસ્મરણો શી રીતે ભૂલી શકાય?

તબિયત કંઈક સુધર્યા પછીથી ગુજરાત યુનિવર્સિટીનો પાયો નાખવા માટે સરદારશ્રી અમદાવાદ આવ્યા. અમદાવાદમાં આ વખતે તેઓ શેઠશ્રી કસ્તુરભાઈને ત્યાં ઊતર્યા હતા. હું અને શ્રી જીનરકર એમને મળવા માટે ગયા હતા. તે વખતે એમણે કહ્યું કે, "વલ્લભ વિદ્યાનગરમાં યુનિવર્સિટી કરવા માટે જરૂરી કાગળો તૈયાર કરો અને મને મોકલાવી આપો." સરદારશ્રીની સાથે આ મારી છેલ્લી મુલાકાત હતી. યુનિવર્સિટી માટેના કાયદાનો અમે મુસદ્દો તૈયાર કરીએ તે પહેલાંજ સરદારશ્રીનો સ્વર્ગવાસ થયો. તા. ૧૫મી ડીસેમ્બર ૧૯૫૦ના રોજ મુંબઈમાં બીરલા ભવનમાં સરદારશ્રીનો આત્મા આ લોક છોડીને ચાલ્યો ગયો. રેડીઓ ઉપર ખબર આવ્યા અને આ સમાચાર સાંભળતાં જ હું ઢગલો થઈ ગયો. પછીથી પંદર દિવસ સુધી હું લગભગ પથારીવશ રહ્યો. જીવનમાં આવો આંચકો મેં કદી અનુભવ્યો ન હતો. ત્યાર પછી પણ ડગલે અને પગલે સરદારશ્રીની ખોટ અનુભવી રહ્યો છું.

સરદારશ્રીના સ્વર્ગવાસ પછીથી અનેક મિત્રો અને શુભેચ્છકોની સલાહ મળતી હતી કે હવે અમારે અમારી પ્રવૃત્તિઓ આટોપી લેવી. જેટલાં કામ હાથમાં લીધેલાં છે કે પૂરાં થવા આવ્યાં છે, તે બધાં કામોને પૂરાં કરવાં અને તેને સુવ્યવસ્થિત સ્થિતિમાં મુકવાં. સામાન્ય રીતે ઘણાખરા લોકોની એવી માન્યતા હતી કે સરદારશ્રી તરફથી મળતી આર્થિક મદદને લીધેજ આ બધાં કામ ચાલી રહ્યાં છે. સરદારશ્રીના સ્વર્ગવાસથી હવે એ મળતી મદદ બંધ થશે અને વલ્લભવિદ્યાનગરની પ્રવૃત્તિઓ ઉપર મોટી આફત આવશે.

હજુ સુધી અમારી બન્ને કૉલેજોનાં મકાનો અધુરાં હતાં, હૉસ્ટેલોનાં મકાનો અધુરાં હતાં, અધ્યાપકોનાં મકાનો પણ અધુરાં હતાં. બીરલાજીએ આપેલા રૂપિયા પચીસ લાખ ખર્ચાઈ ગયા હતા, તે ઉપરાન્ત સરદારશ્રીના સ્વર્ગવાસ પહેલાં ફક્ત બે મહીના ઉપરજ ડૉ. રાજેન્દ્રપ્રસાદને હાથે અમે ભીખાભાઈ જીવાભાઈ વાણિજ્ય મહાવિદ્યાલયનો શિલારોપણ વિધિ કરાવ્યો

હતો. એનો અર્થ એ હતો કે અમારે માથે કૉમર્સ કૉલેજ બંધાવવા ઉપરાન્ત તેમાં જે વિદ્યાર્થીઓ આવે તેમને રહેવા માટેનાં છાત્રાલયો બંધાવવાની જવાબદારી હતી અને એ કૉલેજ પગભર ન થાય ત્યાં સુધી એની ખોટની પણ જવાબદારી હતી. વિઠ્ઠલભાઇ પટેલ કૉલેજ હજુ ખોટમાં કામ કરતી હતી. બાલમંદિર, કુમારશાળા, શારદામંદિર વગેરે અન્ય સંસ્થાઓ પણ ખોટમાં કામ કરતી હતી. આ બધી સંસ્થાઓને જો પગભર કરવી હોય તો જોઇતાં છાત્રાલયો અને અધ્યાપકો માટેનાં મકાનો ગમે તે ભોગે બાંધી શકીએ તો જ આ પ્રશ્નનો ઉકેલ આવે.

આ સિવાય સરદારશ્રીએ અમને આપેલો આદેશ સંપૂર્ણ રીતે પાળવાનો અમે દૃઢ નિશ્ચય કરેલો હતો. અમારી યોજના અનેક વરસો માટે અને અનેક પેઢીઓ માટે ઘડાયેલી હતી, જેથી સરદારશ્રીના સ્વર્ગવાસથી એમાં પૂર્ણવિરામ મુકવાનું ન હતું. યોજનાના ઘડતરમાં મૃતસંજીવની વિદ્યા સમાયેલી હતી. આ યોજનાના સંચાલકોનું કદી મરણ થવાનું જ ન હતું. યોજના સતત ચાલુ રહે એની કાળજી સરદારશ્રીએ પ્રથમથી જ રાખેલી હતી એ આગળ કહેવાઇ ગયું છે, જેથી સરદારશ્રીના સ્વર્ગવાસનો આઘાત નરમ પડ્યો કે તુરત જ મેં અને ભાઇશ્રી ભીખાભાઇએ આફ્રિકા જવાનો વિચાર કર્યો. આફ્રિકાના મિત્રોનો આગ્રહ હતો કે અમારે બન્નેએ ત્યાં જવું પણ મારાથી પ્લેનની મુસાફરી થતી ન હતી. પ્લેન જ્યારે નીચે ઉતરે છે ત્યારે કાનોમાં દાબી દાબીને પૂમડાં ભરવા છતાંય પા કલાક સુધી અસહ્ય દરદ થાય છે. આ કારણથી જ હિન્દુસ્થાનમાં પણ હું પ્લેનની મુસાફરી કરતો નથી. આફ્રિકાના પ્રવાસમાં તો અનેક વખત પ્લેનમાં મુસાફરી કરવાના પ્રસંગ આવવાના. આ સિવાય સને ૧૯૧૮થી શરદી અને ઇન્ફ્લુએન્ઝા મારાં હમેશનાં સાથી બન્યાં છે; જેથી ભાઇશ્રી ભીખાભાઇએ દૃઢતાથી કહ્યું કે તમારી તબિયતને હરકત આવે તેવું કામ કરવાનું જ નથી.

હિન્દુસ્થાનની બહાર આ ઉંમરે તમને જવા ન દઇએ. સાથે બીજા કોઇ માણસને લઇ હું પોતે જ આફ્રિકા જઇ આવીશ. આ પ્રમાણે નક્કી

ફરી આકરોલના ભાઈશ્રી ચીમનભાઈ દેશાઈને સાથે લઈને ભાઈશ્રી ભીખાભાઈ પ્લેનમાં પૂર્વ આફ્રિકા સને ૧૯૫૧ના જાન્યુઆરીમાં ગયા. એમણે ત્યાં કેન્યા, યુગાન્ડા, ટાંગાનિકા અને રોડેશિયામાં હજારો માઈલનો પ્રવાસ ખેડીને, અનેક ભાઈઓને સંસ્થાના આજીવન સભ્યો બનાવ્યા. કેટલાક ભાઈઓ પાસેથી વિદ્યાર્થીઓને સ્કૉલરશિપો આપવા માટે મોટી રકમનાં ફંડો મેળવ્યાં. શારદામંદિરનું છાત્રાલય બાંધવા માટે કરમસદના પટેલ ખુશાલભાઈ છગનભાઈ પાસેથી લગભગ રૂપિયા પચાસ હજારની રકમ મેળવી. શ્રી મુળજીભાઈ પ્રભુદાસ માધવાની પાસેથી બાલમંદિર બાંધવા માટે રૂપિયા દસ હજારની રકમ મેળવી અને અનેક ભાઈઓને સંસ્થાના પ્લૉટ વેચ્યા. આ રીતે સને ૧૯૫૧ના ઑક્ટોબર સુધીમાં દસ મહિનાના પ્રવાસમાં રૂપિયા અગિયારેક લાખ ભેગા કરી લાવ્યા. આ ફંડ ઉઘરાવવામાં કરમસદના વતની શ્રી ભાઈલાલભાઈ કાશીભાઈએ આફ્રિકામાં ઘણી સારી મદદ કરી હતી.

આ રીતે અમે અમારી કૉલેજનાં અધુરાં મકાનો, છાત્રાલયો અને અધ્યાપકોનાં મકાનો ઘણાંખરાં પૂરાં કરી શક્યા અને વલ્લભવિદ્યાનગરને એક આધુનિક નગર ઉભું થઇ રહ્યું છે એવો આકાર આપી શક્યા. જો કે અમારે તો હજી બીજાં ઘણાં કામ કરવાનાં બાકી હતાં પણ આ મુસાફરીથી અમારી તાત્કાલિક મુંઝવણનો ઉકેલ આવી ગયો. ૬ઠ્ઠી ડીસેમ્બર ૧૯૫૧ના રોજ શ્રી કસ્તુરભાઈ શેઠના હાથે ભીખાભાઈ જીવાભાઈ વાણિજ્ય મહાવિદ્યાલયનો ઉદ્ઘાટન વિધિ થયો. ભીખાભાઈ શેઠ જ્યારે અમદાવાદમાં શિક્ષક હતા ત્યારે તેઓ શ્રી કસ્તુરભાઈ શેઠના મોટા ભાઈને ભણાવતા હતા અને ત્યારથી કસ્તુરભાઈ શેઠના ઘર સાથે એમનો સારો ઘરોબો રહેલો છે. એમની મીલમાં કસ્તુરભાઈ શેઠ એક ડાયરેક્ટર છે જેથી ભીખાભાઈ શેઠની ખાસ ઇચ્છા હતી કે વાણિજ્ય મહાવિદ્યાલયનું ઉદ્ઘાટન કસ્તુરભાઈ શેઠના હસ્તે થવું જોઈએ અને પ્રભુકૃપાથી તેમની તે ઇચ્છા તે દિવસે પૂરી થઈ હતી.

અમે વિઠ્ઠલભાઈ પટેલ મહાવિદ્યાલય અને બીરલા વિશ્વકર્મા વિદ્યાલયનાં ઉદ્ઘાટનો તો એકદમ અધૂરાં મકાને કરાવ્યાં હતાં, કારણ તે વખતે તો સરદારશ્રી જીવતા હતા અને એમને અમારામાં સંપૂર્ણ વિશ્વાસ હતો; પણ વાણિજ્ય મહાવિદ્યાલયના મકાનનું ઉદ્ઘાટન તો શેઠશ્રી કસ્તુરભાઈના હાથે કરાવવાનું હતું અને એ પોતે તો ઉદ્ઘાટન વખતે મકાન સંપૂર્ણ રીતે તૈયાર થએલું હોય એ જોવાને ટેવાયેલા હતા, જેથી ભીખાભાઈ જીવાભાઈ વાણિજ્ય મહાવિદ્યાલયનું મકાન નખશિખ પૂરું કર્યું હતું અને પછીથીજ ઉદ્ઘાટન કરાવ્યું હતું. જો કે અમારા રિવાજ પ્રમાણે કૉલેજનું મકાન પુરું થતા પહેલાં સને ૧૯૫૧ના જુન માસમાં અભ્યાસનું કામ તો અમે શરુ કરી દીધું હતું. ગુજરાત યુનિવર્સિટીના વાઈસ ચાન્સેલર શ્રી હર્ષદભાઈ દીવેટીઆને મંગલ પ્રવચન માટે અમે બોલાવ્યા હતા.

આ અરસામાં પ્રથમ પંચવર્ષીય યોજનાનો કાચો ખરડો બહાર પડી ગયો હતો. હિન્દ-સરકારે પ્રેસ કોપીઓ દરેક વર્તમાનપત્રને મોકલી આપી હતી. આમાંની એક નકલ વર્તમાનપત્રના એક અધિપની તરફથી મને મળી હતી. મેં આખી યોજના વાંચી કારખાના સંબંધે કે સરકારની વ્યાપારી નીતિ સંબંધે મારે કંઈ કહેવાનું ન હતું. દેશમાં કોઈપણ રીતે ઉદ્યોગ-ધંધા વધે પછીથી તે મુડીવાદથી કે સમાજવાદથી કે સામ્યવાદથી એની સામે અમારે લેવાદેવા ન હતી. અમારો ઉદ્દેશ તો ફક્ત એટલોજ હતો કે દેશમાં ઉદ્યોગ-ધંધા વધવા જોઈએ અને તે બનતાં સુધી ગ્રામ્યવિસ્તારમાંજ વધવા જોઈએ; જેથી ખેતી ઉપરનું ભારણ કમી થાય અને ગામડાંના લોકો જે અત્યારે પશુજીવન ગાળે છે તે મનુષ્ય તરીકેનું જીવન જીવતા થઈ જાય.

આ દષ્ટિએ જોતાં ખેતી સંબંધીના પ્રશ્નોમાં સરકારે લેવા ધારેલી નીતિથી મને ભારે આઘાત થયો. એમાં સરકારી યોજના એવી હતી કે ખેતીની જમીનના બે ભાગ કરવા. અઢીમો એકર કે તેથી વધુ

જમીન ધરાવનાર માણસોની જમીનો એ જમીનદારો માટે અને તેમના વંશવારસો માટે સલામત બનાવવી. આવા મોટા જમીનના ટુકડાઓને રજીસ્ટર્ડ ફાર્મ (નોંધાયેલાં ખેતરો) તરીકે જાહેર કરવાં. આમાં ફક્ત બેજ શરતો રાખી હતી. હિન્દ સરકારનો ઉદ્દેશ Agricultural Labours Wages Act (ખેત મજુરીના દરનો કાયદો) કરવાનો હતો. પાર્લામેન્ટમાં એનું બીલ લાવવાની પણ તૈયારી હતી. એટલે આવા રજીસ્ટર્ડ ફાર્મના માલિકો માટે પહેલી શરત એ હતી કે એમણે ખેતમજુરોના દરના કાયદાનો અમલ કરવાની બાંહ્યધરી આપવી પડશે. બીજી શરત પ્રમાણે આ રજીસ્ટર્ડ ફાર્મ ઉપર જે અનાજ પાકે તે સરકારને બી માટે આપવું પડશે, અને એને માટે સરકાર રજીસ્ટર્ડ ફાર્મના માલિકોને ઠરેલી કિંમત કરતાં પચીસ ટકા વધારે કિંમત આપશે.

બાકી રહેલી અઢીસો એકરથી નાના જમીનના ટુકડા વાળી જમીન એકત્ર કરવી એમ સરકારની યોજના હતી. જમીનના આ નાના ટુકડામાં દુનિયાના બીજા દેશોના હિસાબે ઘણો ઓછો પાક થાય છે, કારણ જમીનના નાના ટુકડા ખેડનાર ખેડૂતો પાસે પુરતુ સાધન ન હોવાથી અને કૃષિવિજ્ઞાન સબંધે જ્ઞાન ન હોવાથી, આવા નાના ખેડૂતો દેશની દોલત જે જમીન છે તેનો દેશને પૂરેપૂરો લાભ આપી શકતા નથી; જેથી ખેતી માટે દરેક ગામની જમીનનું એક એકમ બનાવવું અને આ બધી નાના જમીનદારોની માલકીની જમીનનો સરકારે કબજો લેવો. એના વળતર તરીકે સરકારે કલેક્ટર મારફત જમીનની કિંમત નક્કી કરાવી, જમીન માલિકને એની જમીનની કિંમતનાં શેર સર્ટીફીકેટ આપવાં અને સમગ્ર દેશની બધી જમીન સરકારે કબજે લઇ દરેક ગામ દીઠ સમુહ માલકીનાં સહકારી ખેતરો બનાવવાં. આ ખેતરોના વહીવટમાં શેર હોલ્ડરોને તથા ખેતરોમાં કામ કરનાર મજુરોને પ્રતિનિધિત્વ આપવું દરેક શેર હોલ્ડરને એકમત આપવો, એની પાસે ગમે તેટલી રકમના શેર હોય જ્યાંય તેને એકથી વધારે મત ન આપવો.

દરેક મજુરને એક મત આપવો અને આ બધાં મળીને આ સહકારી ખેતરનો વહીવટ કરનારું બૉર્ડ નીમે.

આ વહિવટી બૉર્ડને મદદ કરવા માટે ગ્રામસેવકો, સહકારી મંડળીના અધિકારીઓ, સહકારી બેન્કના હોદ્દેદારો વિગેરે આ બૉર્ડ ઉપર નિમાય એવી સગવડ યોજનામાં રાખેલી હતી. સમગ્ર ગામની જમીન એકમ કરી એની વાડો કાપી, ઝાડ બીડ પાડી, તેનાં મુળીયાં ખોદી જમીનને સપાટ કરવી. પચાસ એકરના નવેસરથી સર્વે નંબર બનાવવા એવી સરકારી યોજના હતી. આ વિશાળ ખેતરોમાં અદ્યતન યંત્રોથી ખેતી કરાવવી, એમાં કૃષિવિજ્ઞાનનો પૂરેપૂરો ઉપયોગ કરી, રસાયણિક ખાતરો નાખી દેશમાં અઢળક પાક પકવવો, એ આ યોજનાનો જાહેર ઉદ્દેશ હતો. દેશમાં તે વખતે અનાજની ભારે તંગીનો પ્રચાર થઇ રહેલો હતો. રેશનિંગ ખાતામાં લાખો શહેરીઓને સમાવેલા હોવા છતાં શહેરોમાં બેકારીની બૂમો પડતી હતી. આ બેકારીનો પણ આ સામુદાયિક સહકારી ખેતરો મારફતે ઉકેલ લાવવાની સરકારની ધારણા હતી.

સહકારી ખેતરો માટે અબજો રૂપિયાનાં યંત્રો પરદેશથી લાવવાનાં હતાં અને આ લાવવાનું કામ તો રાજધાનીઓ અને બંદરોમાં વસતા શહેરીઓ જ કરી શકે, જેથી યંત્રો મંગાવવાના કમિશનના ધંધામાં અનેક શહેરી બેકારો ગોઠવાય એમ હતું. આ ઉપરાન્ત બંદરોમાં આવેલી યંત્ર સામગ્રીને ગામડાના ખેતરો સુધી પહોંચાડવામાં અનેક શહેરીઓને કામ મળે એમ હતું. આ યંત્રો ખેતરોમાં ચલાવવા માટે શહેરના અનેક બેકારો કાયમને માટે નોકરીમાં ગોઠવાય એમ હતું, જેથી શહેરી બેકારોનો પ્રશ્ન આસાનીથી ઉકેલી શકાય એમ હતું. હિન્દ સરકારના નાણાંમંત્રી શ્રી ચિન્તામણરાવ દેશમુખે મુંબઇની મહારાષ્ટ્ર ચેમ્બર ઑફ કૉમર્સમાં આવી મતલબનું ભાષણ પણ કર્યું હતું.

સામાન્ય માણસને આ યોજનાથી હિન્દમાં સ્વર્ગ ઉતરેલું દેખાય

તેમ હતું. અને સરકારના ટેકેદારોનો એવો દાવો પણ હતો, પણ મને આ યોજનાનાં ભયંકર પરિણામો સ્પષ્ટ દેખાયાં. આના પરિણામે હિન્દના ગામડામાં વસતી એંસી ટકા વસતી સંપૂર્ણ રીતે નિરાધાર બની ગુલામી સ્થિતિ ભોગવતી થઇ જાય અને રોમન સામ્રાજ્યમાં જેમ પેટ્રીસીયન અને પ્લેબીયનના વર્ગો હતા, એવા એ વર્ગો હિન્દમાં કાયમને માટે ઉભા થાય. એ પરિણામ આ યોજનાથી આવે. શહેરના લોકો કાયમને માટે રાજ કરે જ્યારે ગામડાના લોકો કાયમને માટે દાસત્વમાં રહે. આ પરિણામ શી રીતે આવે એનો હવે આપણે વિચાર કરીએ.

એક બાજુ મુંબઇ રાજ્યના ગણોતધારાના ઘડવૈયાઓ એમ મનાવી રહ્યા છે કે અમે મુંબઇ રાજ્યમાંથી જમીનદારીનો નાશ કર્યો છે અને 'ખેડે એની જમીન' એ ન્યાયે શ્રમ કરનાર ગરીબ માણસને જમીનનો માલિક બનાવ્યો છે અને આ કાયદાને હિન્દ સરકારે આદર્શ કાયદો ગણ્યો છે. બીજી બાજુ હિન્દ સરકાર પ્રથમ પંચવર્ષીય યોજનામાં હિન્દના નાના નાના જમીન માલિકોની બધી જમીન ખુંચાવી લઇને એમને મજુર બનાવી વહીવટ કરનાર બોર્ડને—જે બોર્ડના વહીવટનાં સુત્ર સંચાલનો શ્રમ ન કરનાર બુદ્ધિજીવી માણસોના હાથમાં રહેવાનાં હતાં—એવા માણસોને નવા જમીનદાર બનાવતી હતી વાત આટલેથી અટકતી ન હતી.

મુંબઇના ગણોતધારામાં ગરીબોનુ શ્રેય કરવાના સ્વાંગ નીચે, બુદ્ધિજીવી માણસોએ બુદ્ધિનો વ્યભિચાર કર્યો. એમણે હિન્દુસ્થાનના ઇતિહાસની શરૂઆતથી ખેડૂતની જે વ્યાખ્યા હતી તે બદલીને એવી નવી વ્યાખ્યા બનાવી, કે જેથી લાખો રૂપિયા ઇન્કમટેક્ષ ભરનાર માણસો, જેની બસો પેઢીમાં કોઇએ હળને હાથ લગાડ્યો નથી, બાજરી અને બાવડામાં શું ફરક છે તે જાણતા નથી, એવા માણસોને ખેડૂત ઠરાવ્યા છે અને એમને ઘેર હજારો એકર જમીન રહેવા દીધી છે. આવા નવા બનાવેલા ખેડૂતોમાંથી કેટલાય માણસોએ ઇન્કમટેક્ષની

અને સુપરટેક્ષની અને કાળા બજારની રકમો ચોરીને, એ રકમોને ચોપડે લાવવા માટે આ જમીનોનો ઉપયોગ કરેલો છે. જ્યાં ય જમીનદારી નાબુદ કરવાના નામે આવા લોકોને ઘેર હજારો એકર જમીન રહેવા દીધી છે, જ્યારે અનેક ગરીબ જમીન માલિકોના નિર્વાહના સાધન જેવા નાના જમીનના ટુકડાઓ લગભગ વગર વળતરે ખુંચાવી લઈને, ઓછા સાધનવાળા અને કૃષિવિજ્ઞાનનું જ્ઞાન નહિ ધરાવનારા અજાન, ગરીબ અને આળસુ માણસોને તે જમીન અપાવી છે.

આનો સ્પષ્ટ ઉદ્દેશ તો ફક્ત એક જ હતો કે હિન્દના બંધારણમાં દરેક ઉંમર લાયક માણસને મતનો હક્ક અપાયલો હતો; જેથી વધારે મત કયાં છે, એ જોઈ એમના મત મેળવાય એવો રસ્તો શહેરના લોકોએ શોધ્યો હતો અને આ મત મેળવી પોતાનું સ્થાન, પોતાની મિલકત, પોતાના હક્ક એ બધું સચવાય એવા રસ્તા યોજ્યા હતા. મુંબઈ રાજ્યનો આ ગણોતધારો શહેરના લોકોની દૃષ્ટિએ બહુ જ ફતેહમંદ રીતે પાર પડેલો હતો. એક આગેવાન જુના કોંગ્રેસી સ્પષ્ટપણે કહેતા હતા કે હવે દરેક પુખ્ત વયના સ્ત્રી પુરુષને મતનો અધિકાર મળેલો છે. ગામડાઓમાં ૮૦ ટકા વસતી છે અને ગામમાં જો સંગઠિત થાય તો, ગામડાં શહેરો ઉપર રાજ કરે; માટે ગણોતધારા વિરૂદ્ધ જે ખેડૂત સંઘ ઉભો થયો છે તેને શહેરના લોકોએ મદદ કરવી નહિ. ગણોતધારાની ખુબીથી ગામડાં હમેશને માટે લડ્યા કરશે અને શહેરના લોકો વગર ગેરટોકે રાજ કર્યા કરશે. આ ભાઈ કોંગ્રેસમાં જોડાતા પહેલાં સારા વકીલ હતા અને ગણોતધારો ઘડવામાં એમણે સારો ભાગ લીધેલો હતો

દેશમાં જ્યારે સ્વાતંત્ર્ય યુદ્ધ ચાલતું હતું ત્યારે કોંગ્રેસ એ આખા દેશની સંસ્થા હતી. મહાત્માજી કહેતા હતા કે દરેક હિન્દી કોંગ્રેસમેન છે અને કોંગ્રેસ દરેક હિન્દીનું પ્રતિનિધિત્વ ધરાવે છે, તે વખતે આ વાત સો એ સો ટકા સાચી હતી. જ્યારે સ્વરાજ મળ્યું ત્યારે

મહાત્માજીએ સ્પષ્ટ માર્ગ દેખાડ્યો હતો કે સુરાજ્ય મેળવવા માટે–રામરાજ્ય સ્થાપવા માટે–કૉંગ્રેસે રાજ્યવ્યવસ્થામાંથી નીકળી જવું જોઇએ અને રાજ્યવ્યવસ્થામાંથી બહાર રહીને, રાજ્યવ્યવસ્થાના અનુભવી, બુદ્ધિશાળી અને ચારિત્રવાન સ્ત્રી-પુરુષોને પસંદ કરીને ધારાસભામાં મોકલવા જોઇએ. જો આમ થાય તો જ કૉંગ્રેસ જનતાની સંસ્થા રહી શકે અને દેશમાં સુરાજ્ય સ્થપાય. મહાત્માજીની આ સલાહ સાચી હતી, તર્કશુદ્ધ હતી. અંગ્રેજીમાં એક કહેવત છે કે Power corrupts and absolute power corrupts absolutely. સત્તા માણસને અધોગતિએ લઇ જાય છે અને સંપૂર્ણ સત્તા એની સંપૂર્ણ અધોગતિ કરે છે.

ભર્તૃહરિ પણ કહે છે કે विवेक भ्रष्टानाम् भवति विनिपातः शतमुखम्। જે વ્યક્તિ વિવેકથી ભ્રષ્ટ થાય છે તેની અધોગતિ સેંકડો માર્ગે થાય છે. મહાત્માજી આ સ્થિતિ જોઇ શકયા હતા અને તેથી જ એ કહેતા હતા કે કામચલાઉ સરકાર સ્થપાયા પછીથી અને દેશના બંધારણનું ઘડતર થયા પછીથી, કૉંગ્રેસે રાજ્યવ્યવસ્થામાંથી ખસી જવું જોઇએ. હિન્દની નેશનલ કૉંગ્રેસે મહાત્માજીની આ સલાહની અવગણના કરી અને નેશનલ કૉંગ્રેસ મટીને-સમગ્ર દેશની સંસ્થા મટીને-દેશમાં એક રાજકીય પક્ષ થવાનું પસંદ કર્યું. કૉંગ્રેસે જ્યારે આ નિર્ણય લીધો ત્યારે મેં પણ સરદારશ્રીને એક વખત લખ્યું હતું કે કૉંગ્રેસને રાજકીય પક્ષ ના બનાવો. જે દિવસે એ રાજકીય પક્ષ બનશે તે દિવસે એના ગૌરવનો લોપ થશે, કૉંગ્રેસનું પતન થશે અને સાથે સાથે દેશનું પણ પતન થશે.

કૉંગ્રેસે જ્યારે કામચલાઉ સત્તા હાથમાં લીધી ત્યારે તો રાજ્યવ્યવસ્થામાં નિષ્ણાત માણસોને તે કૉંગ્રેસના સભ્યો ન હોવા છતાંય લીધા હતા. આ એક બહુ શુભ પગલું હતું. દેશનું બંધારણ ઘડવામાં આ પગલાથી ઘણો મોટો લાભ થયો હતો. એ બંધારણ સમગ્ર દેશનું

અંધારણ બન્યું હતું. સને ૧૯૪૭ના ઑગસ્ટની ૧૫મી તારીખ પછી હિન્દ સંપૂર્ણ રીતે સ્વતંત્ર થયું અને જો કે દિલ્હીના રાજ્યતંત્રમાં બીન કોંગ્રેસીઓનો સમાવેશ કરવામાં આવ્યો હતો; છતાં પણ રાજ્યોમાં તો સંપૂર્ણ સત્તા કોંગ્રેસના હાથમાં હતી. ત્યાં સત્તાનો નશો અગ્રગણ્ય કોંગ્રેસીઓમાં પણ દેખાઈ આવતો હતો. સને ૧૯૪૭ના ઑગસ્ટની ૧૫મી તારીખે આખા દેશમાં હર્ષનો પાર ન હતો; સ્વાતંત્ર્ય મળવાથી પ્રજા અતિ ઉત્સાહમાં આવી ગઇ હતી. એક વર્ષના રાજ્યતંત્રના અનુભવ બાદ સને ૧૯૪૮ના ઑગસ્ટની ૧૫મી તારીખે પ્રજાના ઉત્સાહમાં ઓટ આવ્યો હતો.

દિલ્હીના શંકર વિકલીમાં ૧૯૪૮ના ઑગસ્ટની ૧૫મી તારીખના અંકમાં શંકરે એક કારટુન (હાસ્યચિત્ર) દોર્યું હતું, જેમાં એ કોંગ્રેસીઓના ધડ કરતાં માથાં મોટાં બનાવ્યાં હતાં, નીચે લખાણ હતું 'અમે આ દેશને જીત્યો છે જેથી અમારાં માથામાં પવન ભરાઇ ગયો છે.' 'We have conquered this country so our heads are swollen.' આ હાસ્યચિત્ર તે વખતના કોંગ્રેસી માનસનો ખ્યાલ આપતું હતું. કોંગ્રેસે એક રાજકીય પક્ષ થવાનો નિર્ણય કર્યો તે વખતે કોંગ્રેસ પાસે આગલી હરોળમાં, સ્વદેશાભિમાની પ્રમાણિક, બુદ્ધિશાળી અને દીર્ઘદ્રષ્ટિવાળા માણસો હતા; પણ એમની પાછળ તો પ્રભાત ફેરીઓ માટે ઉભું થએલું ટોળું હતું. અતિ ઉંચા આદર્શોથી ભવ્ય યોજનાઓ ઉભી કરાતી હતી ને તે યોજનાઓના અમલમાં, દેશહિતની વિશાળ દૃષ્ટિનો, અમલ કરનારની બુદ્ધિ શક્તિ પ્રમાણે લોપ થતો હતો અને જે કોંગ્રેસને માટે પ્રજા સર્વસ્વનું બલિદાન આપવાને તૈયાર હતી તે કોંગ્રેસ તરફ પ્રજાનો અભાવ વધતો જતો હતો.

અંકુશોનો અમલ આમાં મોટો ભાગ ભજવી રહ્યો હતો. ગામેગામ ખરીદવેચાણ સંઘો ચોમાસામાં જેમ બીલાડીના ટોપ ઉગી આવે છે તેમ ફુટી નીકળ્યા હતા. ઘણાખરા ખરીદ વેચાણ સંઘોમાં કોંગ્રેસ કાર્ય-

કર્તાઓ વહીવટ કરી રહ્યા હતા. આ સંઘોમાં ઠરેલા ભાવે ચીજવસ્તુ લેવાની હતી અને ઠરેલા ભાવે વેચવાની હતી. સહકારી બેન્કોમાં જોઇતા પૈસાની વ્યવસ્થા થએલી હતી જેથી વગર બુદ્ધિએ અને વગર મુડીએ આ વ્યાપાર કરવાની ગોઠવણ થઇ હતી. કેટલાક સ્થળે આવા સંઘોમાં અનેક જાતની ગેરરીતિઓ ચાલતી હતી. માલ સામાન આપવા લેવામાં સત્તાનું પ્રદર્શન થતું હતું. લોકોનો અસંતોષ વધતો જતો હતો. આગગાડીમાં અને મોટરબસમાં આ અસંતોષને વાચા મળતી હતી. બરાબર તેજ સમયે ફક્ત ભવિષ્યની ચુંટણીની દૃષ્ટિએ ગણોતધારાનો ખરડો ધારાસભા પાસે આવ્યો.

રામરાજ્યની વાત કરનાર કોંગ્રેસના નેતાઓએ આ ધારો લાવવામાં અતિશય ઉતાવળ કરી. એક ધારાસભ્યે જ્યારે ધારાસભામાં કહ્યું કે આ ધારો પસાર કરવામાં ઉતાવળ ન કરો; જે જે લોકોના હિતને નુકશાન થાય છે તેના અભિપ્રાય લ્યો. પ્રજાનો મોટો ભાગ આમાં સંડોવાયેલો છે માટે લોકમતને જાહેર થવાનો અવકાશ આપો, ત્યારે મુંબઇના પ્રંતપ્રધાને કહેલું કે "લોકમત મારા ખીસ્સામાં છે."

વિદ્યાનગરની અમારી આખી યોજના ગામડાંઓના ઉદ્ધાર માટેની હતી. આ પ્રકરણમાં જણાવેલી બધી બાબતો ગામડાંના પ્રશ્નોને સીધી રીતે સ્પર્શતી હોવાથી અને આ પ્રશ્નોનો જો બરાબર ઉકેલ ન આવે તો ગામડાંઓ છીન્નભીન્ન થઇ જાય એવી સ્થિતિ સરજાએલી હોવાથી; અમારે આ પ્રશ્નોને અમારી યોજનામાં એક ભાગ તરીકે અપનાવી લેવા પડ્યા. અમારે માટે કેળવણીની સંસ્થાઓ અમારા આદર્શોના સાધન રૂપે હતી, એ અમારૂં સાધ્ય ન હતું. ગામડાનો સર્વદેશી ઉત્કર્ષ કરવો એ અમારૂં સાધ્ય હતું.

એ સાધ્ય તરફ દૃષ્ટિ રાખીને મેં અંકુશોની નાબુદી માટે, ગણોતધારામાં ન્યાય અને નીતિની દૃષ્ટિએ ઘટતા ફેરફારો કરાવવા માટે, બેટરમેન્ટ ટેક્ષની નાબુદી માટે અને પ્રથમ પંચવર્ષીય યોજનામાંથી

સ્ટૅન્ડર્ડ ફાર્મ અને સમુદ્ર પેનીને તિલાંજલી આપવા માટે મારી સમગ્ર તાકાતથી ગુજરાત વ્યાપી ઝૂંબેશ ઉપાડી હતી. આમાંની મહત્વની બાબતોમાં મને સંતોષ થાય એવા ફેરફારો થઈ રહ્યા છે. જે બાકી છે તે ઠેકાણે લાવવા મારા પ્રયત્નો ચાલુજ છે, અને આ પ્રવૃત્તિઓ મારી યોજનાના એક ભાગ રૂપ બનેલી છે.

---

## પ્રકરણ ૧૪ મું.

## સંસ્થાની નાણાંભીડ

સને ૧૯૫૨ના ઑગસ્ટ મહિનામાં અમારે પૈસાની ભારે જરૂર પડી જેથી અમે મદ્રાસ જવાનું નક્કી કર્યું. આ યોજનાની શરૂઆતમાં તો પુનાથી દક્ષિણે હું કોઇ વખત ગયેલો નહિ. આગળ એક જગ્યાએ જણાવ્યું છે તેમ દિલ્હી પણ મેં સને ૧૯૪૭માં જોયું. અમારો યુનિવર્સિટી ઉભી કરવાનો સંપૂર્ણ ઇરાદો હતો જેથી હિન્દની બીજી યુનિવર્સિટીઓ પણ જોવાની ખાસ ઇચ્છા હતી. આ બન્ને કારણોને લીધે આ પ્રવાસમાં હું અને ભાઇશ્રી ભીખાભાઇ બન્ને તૈયાર થયા અને અમારી સાથે શ્રી નટવરલાલ દવે અને શ્રી ઘનશ્યામભાઇ દવેને પણ લીધા.

સૌથી પ્રથમ અમે સોલાપુર ઉતર્યા. ત્યાં રહેતા ગુજરાતી ભાઇઓ પાસેથી થોડીક રકમ મેળવી. ત્યાંની આર્ટ્સ, સાયન્સ અને કૉમર્સની કૉલેજો જોઇ અને ત્યાંના કેટલાક સંસ્કારી મહારાષ્ટ્રિયન ભાઇઓ સાથે એક સભા ગોઠવી વાર્તાલાપ પણ કર્યો. ત્યાં એક મહારાષ્ટ્રિયન શિક્ષકના પ્રયાસથી ઉભી થયેલી વૈદકીય સારવાર આપનારી એક સંસ્થા પણ જોઇ અને એ સંસ્થાના અનુકરણ તરીકે પાછળથી શ્રી નટવરલાલ દવેએ આણંદમાં શ્રી રામકૃષ્ણ મિશનની વૈદકીય સારવારની સંસ્થાની શરૂઆત કરી.

સોલાપુરથી અમે હૈદરાબાદ ગયા. ઉસ્માનિયા યુનિવર્સિટીની બધી કૉલેજો જોઈ. પોસ્ટ ગ્રેજ્યુએટ વર્ગોમાં વિદ્યાર્થીઓનું સંશોધન જોયું. મકાનો અને નહેરોનાં થતાં સંશોધન ક્ષેત્રો જોયાં. પબ્લિક સ્કૂલ જોઈ. ત્યાંનાં બે સુંદર મ્યુઝિયમો જોયાં. તેના સિક્કા સંગ્રહમાં નહપાણના સિક્કા ઉપર સાતવાહન રાજાએ ફરીથી પોતાની છાપ મારેલી એ સિક્કા પણ જોયા. ત્યાંના ગુજરાતી સમાજ સમક્ષ વિદ્યાનગરની ફીલ્મ બતાવી અને થોડો વાર્તાલાપ પણ કર્યો. કેટલાક ભાઈઓને ચારુતર વિદ્યામંડળના આજીવન સભ્યો બનાવ્યા.

હૈદરાબાદથી અમે બેઝવાડા (વિજયવાડા) ગયા. બેઝવાડાનો એક વિદ્યાર્થી બીરલા વિશ્વકર્મા મહાવિદ્યાલયમાં અભ્યાસ કરતો હતો. અમે એને ત્યાં ઉતર્યા હતા. ત્યાં પણ ગુજરાતીઓની સંખ્યા ઠીક ઠીક છે. એમને વલ્લભ વિદ્યાનગરની ફીલ્મ બતાવી, થોડો વાર્તાલાપ કર્યો અને જે ભાઈઓની ઇચ્છા થઇ તે ચારુતર વિદ્યામંડળના આજીવન સભ્યો બન્યા. ત્યાં અમે કૃષ્ણા નદી ઉપરનો પ્રખ્યાત ઍનીકટ જોયો અને તેમાંથી કાઢેલી નહેરો પણ જોઈ. ઍનીકટ એટલે નદી આડો બાંધેલો બંધ, એ તેલુગુ ભાષાનો શબ્દ છે. ઇંગ્લિશમાં એને પીક-અપ-વીઅર કહે છે.

નદીની અંદર નદીના બે કાંઠા વચ્ચે નદીનું પાણી વહેતું હોય છે. કવચિત બહુ પૂર આવે ત્યારે જ એ પાણી કાંઠા ઉપર ઉભરાય છે. પણ સામાન્ય રીતે તો પાણી કાંઠાથી ઘણે નીચે વહેતું હોય છે. નદીમાંથી જો નહેર કાઢવી હોય તો આ પાણીની સપાટી કાયમને માટે ઊંચે લાવવી જોઈએ, જેથી નદીનું પાણી નહેરમાં વહેતું થાય અને ઓછામાં ઓછા અંતરે એ પાણી ખેતર ઉપર વહે. આટલા માટે નદી આડે એન્જીનિયરો બંધ નાખે છે. આવી રીતનો બંધ નાખવાથી પૂરના પાણીની સપાટી ઘણી ઊંચી ચડે છે અને ચોમાસામાં નદી વધારે નુકશાન કરી નાખે એ અટકાવવા માટે બંધના ઉપરના ભાગે

નદીના બન્ને કાંઠા ઉપર માટીના મજબૂત પાળા નાખવા પડે છે. આ પાળાની ઊંચાઇ પૂરના પાણીની ઊંચાઇમાં ઊંચી સપાટી કરતાં પણ ચાર ફુટ ઊંચી રાખવી પડે છે. એ રીતે પૂરના પાણી ઉપર કાબુ રાખી શકાય છે.

નહેરના મોંઢા ઉપર દરવાજા બાંધેલા હોય છે. આ દરવાજાની મદદથી નહેરોમાં જોઇતું પાણી લેવાય છે અને નદીનું વધારાનું પાણી એનીકટ ઉપરથી ચાલ્યું જાય છે. હિન્દુસ્થાનના બહુ જ થોડા માણસોને ખબર હશે કે નહેરો સંબંધે જ્યારે દુનિયાની કોઇપણ પ્રજાએ વિચાર કર્યો ન હતો ત્યારે ગોદાવરી અને કૃષ્ણા જેવી મહાન નદીઓમાં આડા બંધ નાખીને હિન્દુસ્થાનમાં નહેરો કાઢી હતી. એ નહેરોને લીધે એટલું બધું અનાજ પાકતું હતું કે ત્યાંથી અનાજ પરદેશ ચડતું હતું.

જેમ જેમ નદીઓ તેના મુખ તરફ જતી હોય છે તેમ તેમ મુખ તરફની જમીન ખેતી માટે વધારે લાયક બનતી જાય છે, કારણ કે એ જમીન નદીના કાંપથી બનેલી હોય છે અને તે પ્રદેશ પણ સપાટ હોય છે. આવો પ્રદેશ નહેરોને માટે બહુ અનુકુળ હોય છે, પણ આવી જગ્યાએ નદીના તળમાં રેતીનું પડ હોય છે. તે પડ ઘણે ઊંડે સુધી ગએલું હોય છે, ઉપરાન્ત બારે માસ ત્યાં પાણી વહેતું હોય છે. આવી જગ્યાએ નદી આડો બંધ નાખવો એ અત્યારે વિકસેલા વિજ્ઞાનને લીધે શકય બન્યુ છે. લોખંડની શીટ પાઇપો ઠોકી કોફરડેમ બનાવી શકાય છે. તેમાંથી પમ્પ વડે પાણી ઉલેચી શકાય છે અને એ રીતે નદીનું તળ કોરૂ કરીને તેના ઉપર કારીગરો અને મજુરો કામ પણ કરી શકે છે.

રેતી ઉપર પાયા શી રીતે નાખવા તે જ્ઞાન અત્યારના એન્જીનિયરોને હોય છે. સક્કર બરાજ જેવાં રાક્ષસી કામો રેતી ઉપર બંધાયાં છે એટલે ભવિષ્યના એન્જીનિયરોને તો આ થયેલાં કામના પાઠ ભણવાના છે. પણ આજથી હજાર વર્ષ પહેલાં જ્યારે વિજ્ઞાન આગળ વધેલું

નહોતું, અત્યારના જેવી યાંત્રિક સાધન સામગ્રીઓ ન હતી, તે વખતે આવાં કામ ઉપાડી લેવાની હિંમત કરનાર એન્જિનિયરોની બહાદુરીને માટે ઘણું માન ઉપજે છે.

કૃષ્ણા નદીમાં એનીકટ બાંધતી વખતે વહેતા પાણીએ એ કામ કરવાનું હતું, એટલુંજ નહિ પણ બંધ બાંધવાથી પાણીના વહેણનું રોકાણ થાય, એ રોકાણને લીધે બંધ નીચેથી રેતી સરવા માંડે અને જ્યાંથી રેતી સરે ત્યાં બંધ પણ નીચે ઉતરે, પરિણામે બંધમાં ચીરા પડે, બંધ તૂટે, અને બંધ ખેંચાઇ જાય. આનો ઉકેલ તે વખતના એન્જિનિયરે બહુ સુંદર રીતે આણ્યો હતો. ડુંગરોમાં પથ્થરોની ખાણો તૈયાર કરી એક હજારથી બારસો મણ વજનનાં ચોસલાં એમણે ત્યાં પાડ્યાં અને એવા ભારે પથ્થરોને જ્યાં એનીકટ બાંધવાનો હતો ત્યાં આણ્યાં. નદીના બન્ને છેડેથી કામની શરૂઆત કરી.

પથ્થરો રેતી ઉપર ગોઠવાતા ગયા. નીચેથી જેમ જેમ રેતી સરતી ગઇ તેમ પથ્થર ઉંડા ઉતરતા ગયા, પણ ભારે વજન હોવાથી એ પથ્થર પાણીમાં તણાયા નહિ. વગર ચુને કે વગર સીમેન્ટે, પથ્થર એક ઉપર એક ગોઠવાતા ગયા અને એવી રીતે નદી આડે બંધ બંધાયો. બે પથ્થર વચ્ચેના સાંધામાંથી પાણીની દદુડીઓ પડે તેથી કંઇ ગભરાવાનું ન હતું. નહેરોના દરવાજામાં બન્ને બાજુની દિવાલોમાં ખાંચા રાખેલા હતા અને એ ખાંચાઓમાં લાકડાની પાટડીઓ પાણી જોઇતું હોય તે પ્રમાણે મુકવામાં કે કાઢી લેવામાં આવતી હતી. મુસ્લિમ રાજ અમલમાં પછી તો ઘણી અંધાધુંધી થઇ, વિજયનગરનું સામ્રાજ્ય તુટ્યું. ત્યાર પછીથી એનીકટની અને નહેરોની દેખરેખ રાખનાર કોઇ મોટી સત્તા ન રહી. નદીમાં ખેંચાઇ આવતી રેતીથી આ એનીકટ ઢંકાઇ ગયો હતો. અંગ્રેજી રાજ અમલમાં એક અંગ્રેજ એન્જિનિયરે ફરીથી આનો જીર્ણોદ્ધાર કર્યો. જુના એનીકટ ઉપર પાણી સહેલાઇથી ઢાળમાં વહી જાય એવી રીતે પથ્થર ચુનાનું થોડું ચણતર કર્યું અને પુર ઉતરી

ગયા પછી પાણીની સપાટી ઊંચી લાવવા માટે જ્યારે જોઇએ ત્યારે ઉભા કરી શકાય એવા નાના લોઢાના દરવાજા ગોઠવ્યા. પહેલાં હતી તેના કરતાં ઘણી વિશાળ નહેરો બનાવી.

એઝવાડાની યાત્રા કરનારે આ કામ જરૂર જોવા જેવું છે. એ સિવાય જો પુરાતત્ત્વનો શોખ હોય તો ત્યાં કોતરી કાઢેલી લેણીઓ (ગુફાઓ) પણ જોવા જેવી છે. બેઝવાડાથી અમે મદ્રાસ ગયા; અને ત્યાં ભાઇશ્રી ચંદુલાલના મહેમાન થયા. મદ્રાસની પ્રખ્યાત આર્યભુવન હોટેલ એમની માલિકીની છે. એ ચરોતરના નરસંડાના વતની છે, જ્ઞાતિએ ખેડાવાળ બ્રાહ્મણ છે. એમના પિતાશ્રી માણેકલાલ ચુસ્ત આર્ય સમાજી હતા અને મદ્રાસમાં એમણે સારી રીતે ધંધો જમાવ્યો હતો. પિતાના સ્મારક માટે શ્રી ચંદુભાઇએ વલ્લભ વિદ્યાનગરમાં ખેડાવાળ છાત્રાલય બાંધવા માટે સારી જેવી રકમ આપી છે અને પચાસ વિદ્યાર્થીઓ રહે એવું છાત્રાલય બંધાવ્યું છે.

મદ્રાસમાં સોજીત્રાના પાટીદારો, ખેડાવાળ બ્રાહ્મણો અને વાણિયા ઘણી સારી રીતે વેપારરોજગારમાં જામી ગએલા છે. એમના તરફથી અમને બહુ સારી મદદ મળી એટલું જ નહિ પણ ફંડ ઉઘરાવવામાં એ ભાઇઓએ ઘણો સાથ આપ્યો. ખાસ કરીને શ્રી જશુભાઇ પટેલ તો અમે ત્યાં રહ્યા ત્યા સુધી એમના કામધંધો છોડી અમારી સાથે ફર્યા. સોજીત્રા પાસે ભડકદ ગામ આવેલું છે ત્યાંના શ્રી હેમચંદભાઇએ મદ્રાસમાં મોટું એલ્યુમિનિયમનું કારખાનુ નાખેલું છે. એના કાર્યકર્તાઓએ પણ અમને સારી રકમ આપી અને બજારમાં સાથે ફરીને બીજી સારી રકમ અપાવી. પૈસા ઉપરાન્ત અનેક ભાઇઓ સાથે સંપર્ક સધાયો. મદ્રાસના ગુજરાતી ભાઇઓએ અમારું જાહેર સન્માન કર્યું અને મદ્રાસના ઘણા આગેવાન શહેરીઓ સાથે પરિચય કરાવ્યો. ત્યા અમે શ્રી અરદેશર ખબરદારને પણ મળી શક્યા અને એ મહાન કવિ સાથે બેએક કલાક સુધી સાહિત્યની મોજ લૂંટી

અમારા યજમાને અમને પાંડીચેરીની યાત્રા કરાવી. ત્યાં અનેક ગુજરાતીઓ સાધકો તરીકે કાયમને માટે રહે છે. અમારા તો ત્યાં ઘણા ઓળખીતા હતા. નાપાડના ઘુમાન ભાઇશ્રી ભીખાભાઇના ખાસ સ્નેહી હતા. ચરોતર એજ્યુકેશન સોસાઇટીમાં એમણે શિક્ષણ લીધેલું હોવાથી એ ભાઇશ્રી ભીખાભાઈ પ્રત્યે ખાસ પ્રેમ રાખતા હતા. ચારૂતર વિદ્યામંડળ માટે કાળજી રાખીને દર વર્ષે માતાજીના આશિર્વાદ મોકલાવી આપતા. શ્રી અરવિંદબાબુની ફીલોસોફીનાં બધાં પુસ્તકો એમણે વિઠ્ઠલભાઇ પટેલ મહાવિદ્યાલયની લાયબ્રેરી માટે મોકલી આપ્યાં હતાં. છેલ્લે છેલ્લે શ્રી બાબુજીના તથા માતાજીના મોટા ફોટાઓ પણ એમણે વિદ્યાનગરમાં મોકલી આપ્યા છે. એમણે અમને માતાજીનાં દર્શન કરાવ્યાં, ત્યાં ચાલતી વ્યાયામની પ્રવૃત્તિઓ બતાવી અને અમારે માટે ગોવલકાન્ડા અતિથિગૃહમાં રહેવાની વ્યવસ્થા કરાવી આપી.

પાંડીચેરીમાં સોજીત્રાના શ્રી અંબાલાલ શંકરભાઈ અને શ્રી વિઠ્ઠલભાઇ તળશીભાઇનો પણ મેળાપ થયો. પાંડીચેરીમાં ચાલતી આશ્રમ તરફની બધી પ્રવૃત્તિઓ શ્રી વિઠ્ઠલભાઇએ સાથે ફરીને બતાવી. નવી થતી યુનિવર્સિટીનું કામકાજ પણ જોયું. ધર્મજના ત્યાં બે ભાઇઓ હતા એમને પણ મળ્યા.

હિન્દભરમાં આવી સુંદર વ્યવસ્થાવાળો આશ્રમ મેં હજુ બીજો કંઇ જોયો નથી. એનું અનુકરણ કરવું પણ મને તો ઘણું મુશ્કેલ લાગે છે. એકજ ભાવનાથી ભેગા થએલા એક હજાર સાધકો ત્યાં રહે છે અને બધાય સાધકો સુશિક્ષિત, સંસ્કારી અને ત્યાગી હોવાથી આશ્રમની આવી ઊંચા પ્રકારની વ્યવસ્થા શક્ય બની છે. આશ્રમના રસોડાની અને જમવાની વ્યવસ્થા પણ બહુ ઊંચા પ્રકારની છે અને આશ્રમવાસીઓના પુષ્પોના શોખનો તો કંઇ જોટો જડે એમ નથી. પોતાને જોઇતાં બધાં પુષ્પો એ જાતેજ ઉછેરી લે છે. બગીચાઓ બહુ કળામય બનાવે છે અને દરરોજની પુષ્પોની ગોઠવણી પણ અતિશય સુંદર છે. આખું હિન્દ આવી જાતનું જીવન જીવે એ માટે આપણે પ્રયત્ન કેમ ન કરીએ?

ત્યાંથી અમે અનામલાઈ યુનિવર્સિટી જોવા ગયા. શ્રી અનામલાઇ ચીદમ્બરમ્ શહેરના એક શ્રીમંત વેપારી હતા. એમણે પાંત્રીસ લાખ રૂપિયાની સખાવત કરીને આ યુનિવર્સિટીની સ્થાપના કરી હતી. શરૂઆતમાં તો ફક્ત આર્ટ્સ અને સાયન્સ કૉલેજો ત્યાં બાંધી હતી; પાછળથી એન્જિનિયરિંગ કૉલેજની શરૂઆત કરેલી. લગભગ સાતસો આઠસો વિદ્યાર્થીઓ માટે છાત્રાલયો બાંધેલાં છે. બાકીના વિદ્યાર્થીઓ ચીદમ્બરમ્ શહેરમાંથી આવે છે. અમારા યજમાન શ્રી ચંદુભાઈને શ્રી અનામલાઇ શેઠ સાથે સારો ઘરોબો હોવાથી, અનામલાઇ યુનિવર્સિટીમાં અમારું બાદશાહી સ્વાગત થયું હતું. ત્યાંના વિશાળ અતિથિગૃહમાં અમારો ઉતારો હતો અને રાયરણછોડજીના છપ્પનભોગની પેઠે જમતી વખતે અમારો થાળ અનેક વાનીઓથી ખીચોખીચ ભરાઇ ગયો હતો.

ચિદમ્બરમ્ શહેર ત્યાંના ગોપુરો અને અંદરનાં મંદિરો માટે ઘણું પ્રખ્યાત છે. નટરાજની પ્રખ્યાત મૂર્તિ ચિદમ્બરમમાં જોવા મળે છે. એથી પણ વિશેષ ગોપુરના દરવાજાની બન્ને બાજુ ભરત નાટ્યમના શ્લોકો લખાયા છે અને દરેક શ્લોક સાથે તે શ્લોકમાં દર્શાવેલા અંગભંગ પત્થરમાં કોતરેલી મૂર્તિમાં બતાવ્યા છે. આ બધા શ્લોકો બ્રાહ્મી લીપીમાં લખાયા છે. આ ઉપરાન્ત મંદિરોમાં બ્રાહ્મીમાં લખાયેલા અનેક શિલાલેખો છે. બ્રાહ્મી લીપીના અભ્યાસી માટે ચિદમ્બરમનાં મંદિરો બહુ સુંદર ખોરાક પૂરો પાડે છે.

અનામલાઇ યુનિવર્સિટીથી અમે મદ્રાસ પાછા ફર્યા. મદ્રાસની લગભગ સો વર્ષ જુની એન્જિનિયરિંગ કૉલેજ જોઇ. ત્યાંથી સત્તર માઇલ દૂર આવેલું મદ્રાસ ટેકનિકલ ઇન્સ્ટીટ્યુટ જોયું. રામકૃષ્ણ મિશનની કૉલેજ તથા ઑટોમોબાઇલ એન્જિનિયરિંગનો ડીપ્લોમા કલાસ પણ જોયો. છેલ્લે છેલ્લે અડીઆરની થીઓસોફીની વિશ્વવિખ્યાત સંસ્થા જોઇ; અને ત્યાંની પ્રખ્યાત લાયબ્રેરી બહુ જ બારીકાઇથી તપાસી. આ

એમના કુટુંબીઓ ઉપરાન્ત અનેક સગાઓને અને મિત્રોને ઠેકાણે પાડ્યા છે. અમે ડૉ. અંબાલાલને ત્યાં ઉતર્યા હતા. બેંગ્લોરની કૉલેજો જોઇ, ત્યાંના બાગબગીચાઓ જોયા અને ત્યાંથી માયસોર ગયા. ત્યાંની પણ બધી કૉલેજો જોઇ. માયસોર અને બેંગ્લોરમાં થઇ ચાર એન્જીનિયરિંગ કૉલેજો છે અને તેમાં દર સાલ આઠસો વિદ્યાર્થીઓને દાખલ કરે છે. હિન્દુસ્થાનમાં મોટી સંખ્યામાં માયસોરના એન્જીનિયરો દેખાય છે તેનું કારણ આ છે.

માયસોરમાં અમે કૃષ્ણરાજ સાગર જોયું. રંગબેરંગી ફુવારા ઉરાડતું વૃંદાવન જોયું; પણ સૌથી વિશેષ તો એનું પ્રદર્શન જોયું. આ પ્રદર્શનમાં માયસોર રાજ્યમાં બનતી બધી ચીજોનો સંગ્રહ છે. હાથ કારીગરીના અનેક જાતના નમુનાઓ છે. હાથીદાંત, શીંગડાં, અને ચંદન ઉપર ભાતભાતની કારીગરી આપણે ત્યાં જોઇએ છીએ. રાજ્યની ખાણોનો પણ સારી રીતે વિકાસ થયેલો છે. માયસોર રાજ્યમાં સોનું તો નીકળે જ છે પણ તે ઉપરાન્ત લોઢાની ખાણો પણ કામ આપી રહી છે. લોઢું ગાળવાની ભદ્રાવતી નામની એક મોટી ફેક્ટરી ચાલે છે, અને રાજ્યમાં બે ત્રણ સ્થળે પાણીના જોરથી વિજળી ઉત્પન્ન કરનારાં પણ કારખાનાં થયેલાં છે. આ વિજળીને લીધે ખાણો ઉપરાન્ત નાના મોટા અનેક ઉદ્યોગો ઉભા થયેલા છે. ખાણોમાંથી ધાતુઓ ઉપરાન્ત મકાન બાંધવાના પથ્થરો પણ શાસ્ત્રીય રીતે કઢાય છે. માયસોર રાજ્યમાં ખાણોનો ઉદ્યોગ બહુ સારી રીતે ખીલેલો છે.

માયસોર રાજ્યમાં પાણીથી વિજળી ઉત્પન્ન કર્યા પછીથી તે પાણી નહેરોમા લેવાયુ છે. આખા રાજ્યમાં એની પણ આબાદ દેખાય છે. એનાં શહેરો સમૃદ્ધ છે પણ ગામડાંમાં હજી તેજી દેખાતી નથી. ફળદ્રુપ જમીનમાંથી બારે માસ પાક લેવાતા છતાં બીજી વસ્તીના હિસાબે ખેડુતોની સ્થિતિ સુધરેલી દેખાતી નથી. ખેડુતોના માથે માયસોરમાં કરભારણ વધારે હોવું જોઇએ એણ જણાય છે.

બેંગ્લોરમાં અમે એરક્રાફ્ટ ફેક્ટરી જોઇ. તેના મેનેજર તરીકે સોજીત્રાના શ્રી પ્રાગજીભાઇ પટેલ હતા. એમણે અમને એકેએક ચીજ બતાવી. રેલ્વેના પેસેન્જર ડબ્બાઓ શી રીતે બંધાય છે તે જોયું. અમે જોયું તે વખતે દરરોજના દસ ડબ્બા તૈયાર થતા હતા. આ ઉપરાન્ત વિમાનો બાંધવાની ત્યાં સોઇ હતી, અને એસ. ટી.ની બસોનાં બૉડી પણ ત્યાં બંધાતાં હતાં. આ કારખાનાની સ્થાપના શ્રી વાલચંદ હિરાચંદે કરેલી છે. અત્યારે તો એ કારખાનું હિન્દ સરકારની માલિકીનું થયું છે.

બેંગ્લોરની ખાસ વિશિષ્ટતા એ ત્યાંનું તાતા રીસર્ચ ઇન્સ્ટીટ્યુટ. તે વખતે તેના ડીરેક્ટર બોરસદના વતની શ્રી એમ. એસ. ઠક્કર હતા. હું એમને મળ્યો. વિદ્યાનગર સંબંધે એમને થોડીક ખબર તો હતી જ. એમની ભાણી કુ. રમાબેન વિદ્યાનગરમાં અભ્યાસ કરતાં હતાં. એમણે આખું ઇન્સ્ટીટ્યુટ બતાવવાની વ્યવસ્થા કરી અને સાથે સાથે વિદ્યાનગરની આર્થિક ઉપાધિ કમી કરવા માટે એક સૂચના પણ કરી. એમણે મને કહ્યું કે, હિન્દ સરકાર ટેકનીકલ ઇન્સ્ટીટ્યુટોને જોઇતી બધી મદદ આપે છે, ત્યાં તમે અરજી કરો અને જોઇતી મદદ માગો. એન્જીનિયરિંગ કૉલેજ માટે જોઇતાં મકાનો અને ઇક્વીપમેન્ટ માટે હિન્દ સરકાર એ અવશ્ય મદદ આપશે. અરજી કોને કરવી તે સંબંધે એમણે માહિતી આપી.

દક્ષિણ હિન્દની આ મુસાફરીમાંથી અમે ધારેલી રકમ મેળવી શક્યા ન હતા, પણ શ્રી એમ. એસ. ઠક્કરની આ મુલાકાતથી અમારો પ્રશ્ન ઉકલી ગયો હતો. એન્જીનિયરિંગ કૉલેજ પૂરી કરવા માટે અમે હિન્દ સરકાર પાસેથી સારી એવી રકમ મેળવી શક્યા અને અમે સને ૧૯૫૫માં મુંબઇ સરકાર પાસે અમારી સ્વતંત્ર યુનિવર્સિટી કરવા માટે કાયદો ઘડવાની માગણી કરી શક્યા.

બેંગ્લોરમાં અમે સર સી. વી. રામનની લેબોરેટરી પણ જોઇ. આટલી વૃદ્ધ ઉંમરે પણ એમણે અતિ ઉત્સાહથી લેબોરેટરીની એકેએક

ચીજ બતાવી અને તેનાં રસપ્રદ વિવેચન કરતા ગયા. એમનો વખત તો ઘણો કીમતી છે છતાં પણ અમારી સાથે બે કલાક ગાળ્યા. બેંગ્લોરની બીજી બધી સંસ્થાઓ જોઇને અમે વિદ્યાનગર પાછા આવ્યા.

અમારી પૈસાની જરૂરિયાત તો હજી પૂરી થઇ નથી પણ અતિ ઝડપથી ચાલતાં કામોને છોડીને ફરીથી ફંડ ઉઘરાવવા માટે બહાર નીકળવાનો પ્રસંગ મળ્યો નથી. યુનિવર્સિટીનો કાયદો મુંબઇ રાજ્યે પસાર કર્યો અને સાથે શરત મૂકી કે, યુનિવર્સિટી ચલાવવા માટે મુંબઇ રાજ્ય કંઇપણ રકમ નહિ આપે. યુનિવર્સિટીને સરદારશ્રી વલ્લભભાઇનું નામ આપેલું છે છતાંય સરદારશ્રીના સ્મારક માટે મુંબઇ રાજ્યની કોઇ જવાબદારી દેખાતી નથી; જેથી એને માટે પણ અમારે જનતા જનાર્દન તરફ હાથ લંબાવવો પડ્યો છે.

આ તો બધી થઈ નાણાંની અડચણની વાતો, પણ એટલેથી અમારી ઉપાધિ પૂરી થતી ન હતી. અંકુશોના કાળમાં જાતજાતના મનસ્વી નિયમો ઘડાયા હતા. અમલદારો પાસે એક તો બ્રિટીશ રાજ્યકીયતના જડતંત્રનો વારસો હતો, તેમાં અંકુશોને લીધે અમર્યાદિત સત્તા હાથમાં આવી હતી. ઘણાખરા પ્રધાનો બીન અનુભવી હતા જેથી તેમને સહેલાઇથી ઊંધા ભણાવવાનું શક્ય બન્યું હતું. આ પરિસ્થિતિમાં માલસામાન મેળવવાની ભારે હાડમારી ઉભી થઇ હતી.

આગળ જણાવ્યું તેમ બહુ જ ટૂંકા વખતમાં સને ૧૯૪૭ના જૂનની ૨૦ તારીખે વિઠ્ઠલભાઇ પટેલ મહાવિદ્યાલયનું કામ શરૂ કરવાનું હતું અને ૧૯૪૮ના જુનની ૨૦મી તારીખે બીરલા વિશ્વકર્મા મહાવિદ્યાલયનુ કામ-કાજ શરૂ કરવાનું હતું. ટૂંકા ગાળામાં આવી બે મોટી કૉલેજો જંગલમાં ઉભી કરવા માટે અનેક મકાનો બાંધવાનાં હતાં અને તે માટે અઢળક માલસામાનની જરૂર પડતી હતી. શરૂઆતમાં કામની વ્યવસ્થા કરવા માટે મારાથી સ્થળ છોડીને બહાર જવાય તેમ ન હતું અને અમારા કૉલેજ-માંથી છૂટેલા તાજા એન્જીનિયરોને બહાર અમલદારો પાસે મોકલીએ તો

એમનું વજન પડે તેમ ન હતું; જેથી ફક્ત અમલદારોને મળી કામનો નિકાલ કરાવવા માટે અમે એક રીટાયર્ડ એક્ઝીક્યુટીવ એન્જીનિયરને રૂા. ૪૫૦)ના પગારથી રોક્યા હતા. આ ભાઇ અમદાવાદ, વડોદરા, વલસાડ અને મુંબઇ સુધી જે જે ઑફીસમાં જરૂર પડે ત્યાં જઇ જરૂરી કામોનો નિકાલ કરાવી આવતા.

અમને લોઢું, સિમેન્ટ, લાકડું, ગ્રેવલ, રેતી, ચુનાના પથ્થર, કોલસી, સ્લેકકોલ વિગેરે ચીજોની એટલી મોટી જરૂર પડતી હતી કે અમારી માગણી પ્રમાણે માલ મંજુર કરતાં ઑફીસરો ખચકાતા હતા. એમની ખાત્રી કરાવવા માટે અમારે પેલા ભાઇને વારંવાર મોકલવા પડતા હતા. નિવૃત્ત એક્ઝીક્યુટીવ એન્જીનિયર તરીકે એમને જલદી મુલાકાત મળતી હતી, એટલું જ નહિ પણ એ અમલદારોને અમારા નકશા સમજાવી શકતા હતા અને જરૂરિયાતની ખાત્રી કરાવી શકતા હતા.

પણ અમારી ઉપાધિઓનો અંત આટલેથી આવતો ન હતો. લોખંડની પરમીટ કોઇ વખત વિરમગામની આવતી તો કોઇ વખત વડોદરાની આવતી. કોઇ વખત નડીઆદની તો કોઇ વખત બોરસદની. પચાસ માઇલની અંદર રેલ્વે વેગન ન મળે જેથી દરેક વખત ટ્રકથી માલ મંગાવી લેવો પડતો. વિરમગામનું અંતર તો ૫૦ માઇલથી વધારે હતું અને ત્યાંથ એક વખત ટ્રકો મોકલીને વિરમગામથી લોઢું મંગાવી લેવું પડ્યું હતું. આ તો નાની નાની પરમીટોની વાત થઇ પણ સેંકડો ટન લોઢાની પરમીટો અમને મુંબઇની મળતી હતી અને જ્યારે પરમીટ મળે ત્યારે મુંબઇના સ્ટોક હોલ્ડર પાસેથી લોઢું અમુક તારીખ પહેલાં લઇ લેવાનું હતું. જો તે ન લઇએ તો પરમીટ રદ થાય એવા નિયમો હતા.

સ્ટોક હોલ્ડર લોઢું સીધું વિદ્યાનગર મોકલાવી આપવાની જવાબદારી લેતા ન હતા. એમની ફરજ તો દુકાન કે ગોડાઉન ઉપર ડીલિવરી આપવાની હતી. સ્ટેશન ઉપર સીધાં વેગન મળતાં ન હતાં; જેથી માલની ડીલિવરી લીધા પછીથી તે માલ મુંબઇમાં રાખી મૂકવો પડતો

હતો. આને માટે અમારે એક માણસને કાયમનો મુંબઈખાતે મૂકવો પડ્યો હતો અને એક ગોડાઉન ભાડે રાખવું પડ્યું હતું. સ્ટોક હોલ્ડર પાસેથી લોખંડની ડીલિવરી લઈ એ માલ અમારા ગોડાઉનમાં લઈ જવો પડતો હતો. ત્યાંથી જ્યારે વેગન મળે ત્યારે વેગન મેળવી પેલા ભાઈ વેગનમાં માલ ભરાવતા હતા. એ રીતે આ બધા ખર્ચા ચઢીને અમને વલ્લભવિદ્યાનગરમાં માલ મળતો હતો. અમે આજ સુધીમાં લોખંડનાં સો ઉપરાન્ત વેગનો વાપર્યાં હશે પણ અમને એકપણ વેગન સીધે સીધું મળી શક્યું નથી.

અંકુશોના દિવસોમાં સ્ટોક હોલ્ડર સિવાય લોખંડના કારખાનાવાળાઓ બીજા કોઈને વેગન મોકલી શકે નહિ અને સ્ટોક હોલ્ડરના ઉપરની અમને પરમીટ મળતી; એટલે માલ બનાવનાર પાસેથી સીધેસીધો વાપરનારની પાસે આવવાને બદલે, તે માલ સીધેસીધો શહેરોના વેપારીઓ પાસે જતો. તેની ઉપર શહેરોની મ્યુનિસિપાલિટીઓના વેરા ચઢે, ગોડાઉનનાં ભાડાં ચઢે, મજુરી ચઢે, વેપારીઓના નફા કે કમિશન ચઢે, અને પછીથી ઉપર જણાવેલાં અમારાં ખર્ચ ચઢે ત્યારે માલ અમારા હાથમાં આવે. આ બધી વાત થઈ તે તો સીધેસીધા પરમીટના માલની. ઘણી વખત પરમીટ ન પણ મળે તો વેપારી લોખંડ ફ્રીડિક્રેટેડ માલ તરીકે વેચે અને મનફાવે તે ભાવ લે. વાપરનારને ગરજ હોય તો તેને જખ મારીને એ માલ લેવો પડે.

શહેરોમાં સિનેમા માટે અંકુશિત ભાવે સીમેન્ટ અને લોઢું અપાયાના દાખલા બન્યા છે. જ્ઞાતિઓનાં છાત્રાલયો માટે લોઢું સીમેન્ટ અંકુશિત ભાવે અપાયુ છે. જ્યારે વલ્લભવિદ્યાનગરમાં વિદ્યાર્થીઓ અને પ્રોફેસરોના કુટુંબોની વસ્તી વધતી ગઈ ત્યારે એક ડૉક્ટર મિત્રે હૉસ્પિટલ અને પ્રસુતિગૃહ બાંધવાનો વિચાર કર્યો, એને માટે અંકુશિત ભાવે લોઢાની અને સીમેન્ટની જરૂર હતી. તે ખાતાના મિનિસ્ટર સાહેબ તે અરસામાં વલ્લભવિદ્યાનગર પધારેલા હતા. મેં એમને વિનંતિ કરી

હતી કે આપ જુઓ છો કે છોકરાઓ અને પ્રોફેસરોની સંખ્યા ઘણી વધી ગઇ છે, મજૂર કુટુંબો પણ લગભગ હજારેકની સંખ્યામાં રહે છે, જેથી અમારે હૉસ્પિટલ અને પ્રસુતિગૃહની ખાસ જરૂર પડી છે. અમારી પાસે તો પૈસા નથી પણ આ ડૉક્ટર દોઢ બે લાખ રૂપિયા ખર્ચવા તૈયાર થયા છે, તો એમને અંકુશિત ભાવે સીમેન્ટ, લોઢું મળે એવી મહેરબાની કરો.

મિનિસ્ટર સાહેબના કહેવા પ્રમાણે અર્જીથી અરજી કરી. જવાબમાં એક સરકારી ઠરાવ આવ્યો કે જે કોઇ વ્યક્તિને ખાનગી દવાખાનું બાંધવું હોય અને તેમને જો અંકુશિત ભાવે સીમેન્ટ લોઢું મેળવવું હોય તો હમેશને માટે પચીસ ટકા દર્દીઓને મફત રાખવા કબુલત આપવી પડશે. શહેરોને માટે સરકારે કદી આવા ઠરાવ ઘડ્યા નથી. આ ઠરાવનો અર્થ એ થયો કે ઘરના પૈસા ખર્ચીને પચીસ ટકા દર્દીને મફત રાખવાની શરતે, એટલે કે મકાન ભાડા ઉપરાન્ત સારવાર પણ મફત આપવાની શરતે, મકાન બાંધવા માટેનું અંકુશિત ભાવે મળેલું લોઢું સીમેન્ટ, એ કાળા બજારના લોઢા સીમેન્ટ કરતાં ઘણું મોઘું પડે. જેની અક્કલ ઠેકાણે હોય એવો કોઇપણ ડૉક્ટર આવી શરતો કબુલ ન કરે અને બન્યું પણ એમજ. જે કલ્યાણરાજમાં શહેરોમાં સિનેમા બાંધવા લોઢું સીમેન્ટ અંકુશિત ભાવે અપાય તે રાજ્યમાં ગામડામાં બંધાતી યુનિવર્સિટીના સ્થળમાં હૉસ્પિટલ અને પ્રસુતિગૃહ માટે અંકુશિત ભાવે લોઢું સીમેન્ટ ન મળ્યાં.

અમારે ત્યાં છાત્રાલયોનો મોટો પ્રશ્ન હતો, જેથી કોઇપણ નાત પોતાની નાતના છોકરાઓ માટે છાત્રાલયો બંધાવે તો યુનિવર્સિટી જગાની બહારના ખાનગી પ્લોટોમાં એવાં છાત્રાલય બાંધવા માટે અમે દરેક પ્રકારની સગવડ આપતા હતા. અમારા હિસાબે તો એટલા વિદ્યાર્થીઓની વ્યવસ્થા કરવાની ઉપાધિમાંથી અમે મુક્ત થયા એમ માનતા હતા. શહેરોમાં આવાં છાત્રાલયોને અંકુશિત ભાવે સીમેન્ટ

લોઢું મળતું હતું, પણ વલ્લભવિદ્યાનગરમાં તે પણ ન મળી શક્યું. જવાબ મળેલો કે સરકાર ફક્ત પોતાનીજ નાતના ઉપયોગ માટેના બાંધકામને ઉત્તેજન આપતી હતી.

અંકુશો નીકળી જતાં સુધીનાં પાંચ છ વરસ સુધી આ કારણથી વલ્લભવિદ્યાનગરના પ્લોટોમાં ખાનગી મકાનો બંધાઇ શક્યાં નહિ. આ અરસામાં મધ્યમવર્ગના લોકો પાસે ઘણા પૈસા હતા. જો અંકુશિત ભાવે લોઢું સીમેન્ટ મળ્યાં હોત તો વલ્લભવિદ્યાનગરમાં ઝપાટાબંધ ખાનગી મકાનો બંધાયાં હોત અને તેટલે અંશે અમારો છાત્રાલયોનો તથા અધ્યાપકોના મકાનોનો પ્રશ્ન હલકો બન્યો હોત. પણ સ્વરાજ સરકારે એક નિયમ કર્યો હતો કે પચીસ હજારથી ઓછી વસ્તીવાળા શહેરમાં સીમેન્ટ લોઢું ન આપવું, અને વલ્લભવિદ્યાનગરની વસ્તી પચીસ હજારથી ઓછી હોવાથી ત્યાં મકાન બાંધનાર સીમેન્ટ લોઢું મેળવવા માટે અપાત્ર ગણાયા હતા. મુંબઇ રાજ્ય તો આખા હિન્દુસ્થાનમાં કુશળ રાજ્યવહીવટ ચલાવવા માટે પ્રખ્યાત હતું, છતાંય એ પ્રખ્યાત રાજ્યમાં સામાન્ય ગામડું અને યુનિવર્સિટી ટાઉન વચ્ચેનો ફરક સમજનાર કોઇ વિદ્વાન વહીવટદાર ન મળ્યો!

અમારું વૉટર વર્ક્સ પણ આ રીતેજ ટલ્લે ચઢેલું છે. મુંબઇ રાજ્યે એક નિયમ કર્યો છે કે દશ હજારથી ઓછી વસ્તીવાળા ગામમાં ઘેરઘેર વૉટર વર્ક્સની ચકલીઓ ન આપવી; ફક્ત જેટલી જરૂરિયાત હોય તેટલા ગામમાં સ્ટેન્ડ પોસ્ટ મૂકવા. વલ્લભવિદ્યાનગર તો યુનિવર્સિટી ટાઉન છે, એટલું જ નહિ પણ ગાર્ડન ટાઉન છે. દરેક બંગલાની આસપાસ ખુલ્લી જગા છે અને ત્યાં નાનો બાગ બનાવવાનો છે અને છતાંય અમને ઘેરઘેર નળ ન અપાય એવો એમના નિયમનો હવાલો આપવામાં આવે છે.

અમારે અહીં અત્યારે પાંત્રીસ સો વિદ્યાર્થીની વસ્તી છે. કૉલેજોની આસપાસ મોટા મોટા બગીચાઓ છે. છાત્રાલયોનાં ગોસલખાનામાં

(સ્નાનગૃહમાં) પાણીનો પુરવઠો આપવાનો છે. રસોડાઓમાં પણ પાણી પૂરું પાડવાનું છે. કૉલેજોમાં મોટી મોટી લેબોરેટરીઓ, વર્કશૉપો, ક્લૉટરો, હાઇડ્રોલિક લેબોરેટરી, હાયડ્રોઇલેક્ટ્રીક પ્લાન્ટ છે. આ માટે રોજ લાખો ગેલન પાણીની જરૂર પડે છે અને નિષ્ણાત અમલદારોને અને ખુદ મિનિસ્ટરોને પણ કહીએ છીએ કે આ બધું સ્ટેન્ડ પોસ્ટ ઉપર કેમ ચાલે? અને છતાંય તે બધા પેલા નિયમનો હવાલો અમને આપે છે.

ગામડામાં એક પ્રચલિત વાત છે. અડવો નામનો એક છોકરો હતો. ખાસ જરૂરી કામે એને પરગામ મોકલવાની જરૂર પડી. ગામ દૂર હતું. વચમાં બીજાં ગામ પણ આવતાં હતાં; જેથી માએ સલાહ આપી કે બેટા રાત પડે ત્યાં વાસો રહેજે. રાતની મુસાફરી ન કરીશ. અડવો ખેતરાઉ રસ્તે જતો હતો. રસ્તે ચાલતાં એક ખેતરનું ખોડીબારૂ ઓળંગતાં એણે જોયું કે સૂર્યાસ્ત થઇ ગયો છે. એક પગ ખોડીબારાની બહાર હતો, એક પગ અંદર હતો. અડવો ત્યાં જ બેસી ગયો. આખી રાત ત્યાં રહ્યો અને માની આજ્ઞાનું પાલન કર્યું. મુંબઇ રાજ્યનો વહીવટ જોતાં આ અડવાની વાત યાદ આવ્યા કરે છે.

---

## પ્રકરણ ૧૫ મું.

## મંડળના કાર્યકરો

અત્યાર સુધીના પ્રકરણોમાં અમારી મુશીબતોની વાતો લખી પણ ઇશ્વરની સૃષ્ટિમાં સુખ અને દુઃખ બન્ને મિશ્ર થયેલાં છે. એક બાજુ ઘણી મુશ્કેલીઓ હતી તેવી જ બીજી બાજુ દૈવી મદદ મળી રહેતી હતી. પૈસાની ભારે ભીડ હોય ત્યારે અણધારી રીતે કોઇ ને કોઇ હજારો રૂપિયાની રકમો ત્રણ ટકા વ્યાજમાં ડીપોઝીટ મૂકી જતા. કોઇ કોઇ વખત તો લાખ રૂપિયા જેટલી રકમો અમને વગર વ્યાજે વાપરવા માટે મળી જતી અને ઘણી વખત અણધારી હજારો રૂપિયાની રકમો દાન તરીકે મળી છે.

આણંદમાંથી શ્રી ઘનશ્યામભાઇ દવેની પેઢીમાંથી અણીના વખતે અમે હજારો રૂપિયા લાવી શકતા. એવું જ બીજું સ્થાન મોગરીના શ્રી ચતુરભાઇ ભાઇલાલભાઇનું ઘર હતું. ચિખોદરામાં તમાકુના આગેવાન વેપારીઓએ અમને જ્યારે જ્યારે જરૂર પડી છે ત્યારે આ રીતે વગર વ્યાજે પૈસાની મદદ કરી છે, અને એમની મોટરો પણ અમે જ્યારે માગી છે ત્યારે મોકલાવી આપી છે. વડોદરાના શ્રી મગનભાઇ શંકરભાઇએ પણ અમને ઘણી મદદ કરી હતી. વડોદરા રાજ્યનું વિલીનીકરણ થયું ત્યારે એમના ખાસ પ્રયત્નથી અમારી હાઇસ્કૂલ માટે રૂપિયા સાઠ હજાર મળ્યા હતા. કામની શરૂઆતમાં એમણે એ. સી. સી. કંપની પાસેથી સો ટન સીમેન્ટ દાનમાં અપાવ્યો હતો અને અવારનવાર સીમેન્ટનાં પતરાં મેળવી આપવામાં પણ પુષ્કળ મદદ કરતા હતા.

પૈસાની મદદ માટે હરિજન આશ્રમના કામ સંબંધે જે શ્રી નાથાકાકાનો ઉલ્લેખ કર્યો છે, એમણે તો ગામડાઓમાં ફરીને વિદ્યાનગરના સભ્યો બનાવવામાં તથા ચરોતર ગ્રામોદ્ધાર સહકારી મંડળના શેર ભરાવવામાં ખૂબ કામ કર્યું હતું. જ્યારે જ્યારે વિદ્યાનગર આવે ત્યારે એ નાનીમોટી કંઈ રકમ લઈને જ આવતા. આવી રીતનું કામ કરવા માટે કરમસદના શ્રી રી. કે. પટેલ અને એમના એક મિત્રે બહુ મદદ કરી હતી. સોજિત્રાના શ્રી બાબુભાઈ વિઠ્ઠલભાઈએ પણ સારું કામ કર્યું હતું.

વગર વેતને કામ કરનારું અમારું મંડળ જે ઊભું થયું તેમાં શ્રી હરિવલ્લભદાસ પછીથી શ્રી હિરાલાલ દેશાઈ જોડાયા. તે ભાઈ નિવૃત્ત થતા પહેલાં ધારવાડ ખેતીવાડી કૉલેજના પ્રિન્સિપાલ હતા. તંત્ર ચલાવવાનો પણ એમને અનુભવ સારો હતો, જેથી ઑફિસનું કામ કરવામાં અને ખેતીવાડીના પ્રશ્નોમાં એ બહુ ઉપયોગી કામ કરી રહ્યા છે અને ભાઈશ્રી ભીખાભાઈના સ્વર્ગવાસ પછીથી તો ચરોતર ગ્રામોદ્ધાર સહકારી મંડળના મંત્રીની જવાબદારી એમણે ઉપાડી લીધી છે.

શ્રી પ્રેમાનંદ સ્વામી તો જાતે સંન્યાસી છે. ઉંમર નેવું વર્ષ ઉપરની છે અને છતાં પણ જુવાનીના જોમથી કામ કરી શકે છે. વિદ્યાનગરની આજુબાજુના દરેક જાતના રેસાવાળા છોડનું સંશોધન કરે છે. ખાસ કરીને આકડાની છાલમાંથી રેસા શી રીતે કાઢવા, તેની પુણી શી રીતે બનાવવી અને એ પુણીને શી રીતે કાંતવી અને એનો ગૃહઉદ્યોગ બનાવવા માટે કેવી જાતનાં યંત્ર બનાવવાં એ ઉપર ઘણી જ મહેનત લઈ રહ્યા છે. હિન્દભરમાં આકડો કુદરતી રીતે ઉગ્યા કરે છે જેથી એમનો જો આ પ્રયોગ સફળ થાય તો ગ્રામ જનતાના હાથમાં એક મોટો ઉદ્યોગ આવે. સ્વામીજીનું આયુર્વેદનું જ્ઞાન પણ ઘણું ઉત્તમ છે પણ અત્યારે તો એ કામનો ઉપયોગ કરવા માટે અમારી પાસે સાધન નથી.

બીજા એક ભાઈશ્રી મગનભાઈ અમીન નિવૃત્ત થતા પહેલાં એ બેંક ઑફ બરોડાની જુદી જુદી શાખાઓમાં એજન્ટ તરીકે કામ કરતા

હતા. એ અહીંયાં કો-ઓપરેટીવ કન્ઝયુમર્સ સ્ટોરમાં એમની સેવા આપે છે, મંડળના અતિથિગૃહની દેખરેખ રાખે છે, મંડળનું રસોડું સંભાળે છે અને સૌથી વિશેષ તો હું જે જે કંઇ લખાવું છે તે લખી લે છે અને પુસ્તક છપાતી વખતે પ્રુફરીડીંગનું કામ પણ કરે છે. એમની મદદ સિવાય મારાં પુસ્તકો બહાર ન પડી શકયાં હોત. મારે માટે પુસ્તક લખાવવાનું એટલે સવારથી સાંજ સુધી જે અનેક માણસો આવે તેમની સાથે વાતચીત કરતાં જે થોડો વખત મળે તે વખતે હું કંઇક લખાવી શકું એટલે લખનાર માટે એ કેટલું ત્રાસદાયક કામ છે એ સમજી શકાશે. વગર અડચણે માણસ એકધાર્યું કામ કરી શકે પણ થોડુંક કામ કરવું અને પછીથી ગમે તેટલા વખતે બીજું કામ આવે ત્યાં સુધી નિશ્ચેષ્ટ બેસી રહેવું એને માટે તો અતિ ધીરજની જરૂર પડે છે અને આવું કઠીન કામ ભાઇશ્રી મગનભાઇ કરી રહ્યા છે. સંસ્થા તરફના ઉત્કટ પ્રેમનો આ દાખલો છે.

શ્રી મોહનલાલ ઝવેરી પણ એક વૃદ્ધ માણસ છે. ઉંમર તોતેર વર્ષ ઉપર પહોંચી છે. ભણતર કરતા ગણતર વધારે મેળવ્યું છે. નાના નાના હસ્ત ઉદ્યોગો ઉપર એ લક્ષ આપી રહ્યા છે. પેન્સિલ બનાવવાનું કામ તો એમણે ફતેહમંદ બનાવ્યું છે. દિવાસળી માટે એમના પ્રયોગો ફતેહમંદ થયા છે. એ લખવાના ચાકની લાકડીઓ બનાવે છે, પેનો બનાવે છે, સઘડી સળગાવવાની ટીકડીઓ બનાવે છે, હાડકાંનું ખાતર બનાવે છે અને અનેક જાતના નાના ઉદ્યોગોના પ્રયત્નો કરી રહ્યા છે. પ્રો. રમણભાઇ પટેલની સલાહ અનુસાર સાબુ અને ફાઉન્ટન પેનની શાહી અને ફીનાઇલ પણ બનાવે છે. ઑફીસમાં વાપરવાનો ગુંદર અને નાહતી વખતે શરીરે ઘસવાનું ગલકાની અંદરનું જાળુ (Loofa) પણ તૈયાર કરે છે. સંસ્કૃતના સારા અભ્યાસી હોઇ રાત્રે નવરાશની વખતે સુભાષિતોની પ્રસાદી પણ વહેંચે છે

ડૉ. શીરવાઇ નિવૃત્ત થતા પહેલાં અમદાવાદ મ્યુનિસિપાલીટીના હેલ્થ ઓફીસર હતા. એ પણ અહીં આવીને બેઠેલા છે. વિજ્ઞાનમંદિરમાં

શુદ્ધ પાણી મળે એને માટે એ અહર્નિશ પ્રયાસ કરે છે. વિદ્યાનગરની ચારે બાજુ ખેતરો આવેલાં છે. વિદ્યાનગરના પ્લૉટોમાં પણ ખેતી થાય છે. ખેડૂતો ખાતર તરીકે ખોળ પણ વાપરે છે, જેથી માખીઓનો ઉપદ્રવ ખૂબ થાય છે. આ સિવાય અહીં હજાર વિદ્યાર્થીઓનાં રસોડાં અને બે ચાર લૉજો હોવાથી માખીઓ થવાની પુરતી અનુકૂળતા. આ ઉપરાંત વિદ્યાનગરની ચારે બાજુ તલાવડીઓ આવેલી છે, તેમાં મચ્છરો પણ થાય જેથી ડૉ. હીરાભાઈએ મચ્છરો અને માખીઓ સામે કાયમનું યુદ્ધ માંડેલું છે, અને એને જ પરિણામે વિદ્યાનગર એક આરોગ્યક્ષેત્ર બન્યું છે.

અમારે અહીં નિવૃત્ત થયેલા માણસોની ભરતીમાં સૌથી છેલ્લા રીકુટ શ્રી ત્રિભોવનદાસ જી. પટેલ છે. એ પોતે એન્જીનિયર છે. ઇન્ડીયન હ્યુમ પાઇપ કંપનીના એ મુખ્ય એન્જીનિયર હતા. અનેક વખત જગતના પ્રવાસ ખેડેલા છે. મુંબઇનાં આઠ ફૂટ વ્યાસનાં જે રાક્ષસી ભુંગળાં પાણી લાવવા માટે નંખાયાં છે તે એમની બુદ્ધિને આભારી છે. એમણે એમનાં ખાનગી કારખાનાં એમના પુત્રોને સોંપી દીધાં છે અને અહીંની પ્રવૃત્તિઓમાં જોડાઇ ગયા છે. ચરોતર ગામોદ્ધાર સહકારી મંડળના અધ્યક્ષ તરીકેનું મારું કામ એમણે સંભાળી લીધું છે. અને એ અધ્યક્ષ થયા પછીથી મંડળની પ્રવૃત્તિઓએ ભારે વેગ પકડયો છે. ટૂંક વખતમાં પ્રિસ્ટ્રેસ્ડ કોન્ક્રીટના થાંભલા બનાવવાનું કારખાનાએ કામ શરૂ કરી દીધું છે. એ કારખાનામાં દેશને ઉપયોગી અનેક ચીજો બનાવવાની શકયતાઓ ઉભી છે. એન્જીનિયરિંગ કૉલેજના પોસ્ટ ગ્રેજ્યુએટ વિદ્યાર્થીઓ માટે પણ સંશોધનનું આ એક ઉત્તમ સ્થાન ઉભું થયું છે. આ સિવાય એમણે કેબલ ફેક્ટરી પણ ઉભી કરી છે, જેમાં ઘરમાં વપરાતા વિજળીના તાર બની રહ્યા છે. શ્રી ત્રિભોવનદાસના અહીં આવવાથી સંસ્થાને મારાથી ચઢે એવો એન્જીનિયર મળ્યો છે, જેથી કામની ઝડપ વધી છે અને કાર્યની કાર્યક્ષમતા વધી છે.

અમે શરૂઆતથી જ કાર્યકર્તાઓના બે ભાગ પાડ્યા છે. નિવૃત્ત માણસો જેમની પાછળ કુટુંબની ઉપાધિ ન હોય એવા માણસોને દેશની સેવા કરવા માટે આ એક ક્ષેત્ર ઉભું થયું છે. સંસ્થા એમને ફક્ત રોટલો અને ઓટલો આપે છે. પહેરવાનાં કપડાં સૌ સૌને ઘેરથી લઇને આવે છે. યુવાન કાર્યકર્તાઓને સંસ્થા પોતાના ગજા કરતાં પણ વધારે પગાર આપે છે અગર તો સવલતો આપે છે. એમની પાસેથી ફક્ત તેઓ મન મુકીને કામ કરે અને દીલ ચોરી ન કરે એટલી આશા સંસ્થા રાખે છે. પ્રભુ કૃપાથી અમારા જુવાનો ઘણું સારૂં કામ આપી રહ્યા છે. અને એમના ઉત્સાહને લીધે જ હું સરદારશ્રીને ખાત્રી આપી શક્યો હતો કે હું અને ભાઇશ્રી ભીખાભાઇ ન હોઇએ છતાં વિદ્યાનગરનું કામ હવે સારી રીતે આગળ ધપવાનું છે. આપ કંઈ કાળજી ન કરતા.

શ્રી શાન્તિભાઈ અમીન સંસ્થાના ચીફ એન્જીનિયર છે. એમના હાથ નીચે સાહસિક અને ભાવનાશાળી જુવાન ઇજનેરોની ટોળી ભેગી થઇ છે. અમારી બધી આશાઓ આ ટોળીમાં કેન્દ્રિત થયેલી છે અને અમને સંપૂર્ણ વિશ્વાસ છે કે આ જુવાનો સંસ્થાની આ પરિપાટી ચાલુ રાખશે.

એ જ પ્રમાણે અમારૂં હિસાબી ખાતુ શ્રી કાન્તિભાઇ અમીનની રાહબરી નીચે બહુ જ સુંદર કામ આપી રહ્યું છે. સંસ્થામાં દર મહિને લાખો રૂપિયાની ઉથલપાથલ થાય છે, છતાં આજ સુધીમાં એક પાઇની પણ અફરાતફરીનો બનાવ બન્યો નથી. દર મહિને જુદાં જુદાં અનેક ખાતાંનાં સરવૈયાં નીકળી જાય છે અને મહિના આખરે સંસ્થાની આર્થિક સ્થિતિનું સંપૂર્ણ ચિત્ર અમારા આગળ આવે છે.

ગ્રામોદ્ધાર મંડળની વર્કશૉપનો પણ હવે હવાલો અમારી કૉલેજના પાસ થયેલા વિદ્યાર્થીએ લીધો છે અને એમના આવ્યા પછીથી વર્કશૉપની સ્થિતિમાં ઘણો ફરક પડી ગયો છે. શિક્ષણક્ષેત્રે અમને વધારેમાં વધારે

મદદ શ્રી શ્રીપતરાય જુન્નરકર તરફથી મળી છે.' એ પોતે મહાન વિદ્વાન હોવા ઉપરાન્ત આદર્શ આચાર્ય હતા. એમને લીધેજ બીરલા વિશ્વકર્મા મહાવિદ્યાલયની કીર્તિ હિન્દભરમાં ફેલાઇ ગઇ છે. બીરલા વિશ્વકર્મા મહાવિદ્યાલયની યોજનાથી માંડીને સરદાર વલ્લભભાઇ વિદ્યાપીઠની સ્થાપના થતા સુધી એમણે દરેક ક્ષેત્રમાં કામ કર્યું છે. બીજી કોઇપણ જગ્યાએ એમને અમે આપતા હતા તેના કરતાં ઘણો વધારે પગાર મળી શકયો હોત. વધારે પગાર સાથે એમની સેવાઓની માગણી પણ થયેલી અને છતાંય સંસ્થા સાથે કંઇ પૂર્વના ઋણાનુબંધ હશે જેથી એમણે ઘણા જ પ્રેમપૂર્વક સંસ્થાની સેવા કરી છે. એમનાં પત્નીએ પણ વિદ્યાનગરની મહિલા પ્રવૃત્તિઓમાં મોટો ભાગ લીધો હતો. સાઠ વર્ષની ઉંમર પુરી થતાં એમણે બીરલા વિશ્વકર્મા મહાવિદ્યાલયના આચાર્યપદેથી નિવૃત્તિ લીધી છે, છતાં પણ મંડળના કામકાજમાં સક્રિય ભાગ લઈ રહ્યા છે. ચારૂતર વિદ્યામંડળ તરફથી તેઓ સરદાર વલ્લભભાઇ વિદ્યાપીઠની સેનેટમાં નિમાયા છે અને સિન્ડીકેટમાં પણ મંડળ તરફથી સ્થાન લીધું છે.

શ્રી જુન્નરકરના સ્થાન ઉપર આચાર્ય તરીકે શ્રી ગિરીશચંદ્ર દેસાઇ હવે આવેલા છે. અમદાવાદ મ્યુનિસિપાલિટીમાં એમની મુખ્ય નોકરી ટાઉન પ્લૅનિંગ ઑફીસરની હતી. છતાં મ્યુનિસિપાલિટીના દરેક ક્ષેત્રમાં એમણે કામ કરેલું છે અને બહોળો અનુભવ લીધેલો છે. હું અમદાવાદ મ્યુનિસિપાલિટીમાં અઢી વર્ષ રહ્યો તે બધો વખત એમનો મારી સાથે બહુ નિકટ સંબંધ હતો. તે વખતે એ રીલીફ રોડ ઉપર કામ કરતા હતા અને એ કામ સીધું ચીફ ઑફીસર પાસે હતું, છતાં પણ મારી સાથે પૂરા સહકારથી કામ કરીને એમણે મ્યુનિસિપાલિટીને લાખો રૂપિયાનો ફાયદો કરી આપ્યો હતો. સને ૧૯૪૨ની લડતમાં સરકારે જ્યારે અમદાવાદ મ્યુનિસિપાલિટીને સસ્પેન્ડ કરી ત્યારે જે આઠ દશ ઑફીસરોને જેલની સજા થઈ હતી તેમાં એ પણ હતા. જેલમાંથી

છૂટ્યા પછીથી શ્રી રાવજીભાઇ અમીન સાથે એમણે અમીન દેસાઇની એન્જીનિયરિંગ ફર્મ અમદાવાદમાં શરૂ કરી હતી. વિદ્યાનગરને જ્યારે કરમસદની જમીન મળી ત્યારે ટાઉન પ્લૅનિંગ કરવા માટે એ બન્ને ભાગીદારો આવ્યા હતા અને વિદ્યાનગરનો સૌથી પ્રથમ નકશો એમણે બનાવ્યો હતો. ત્યાર પછીથી શ્રી ગિરીશભાઇ અમદાવાદ મ્યુનિસિપાલિટીમાં દાખલ થઇ ગયેલા પણ ત્યાંથી નિયમિત રીતે એન્જીનિયરિંગ કૉલેજના વિદ્યાર્થીઓને ટાઉન પ્લૅનિંગનાં લેક્ચરો આપવા માટે દર અઠવાડિયે અત્રે આવતા હતા અને આ બધું કામ વગરવેતને કરતા હતા.

વિઠ્ઠલભાઇ પટેલ મહાવિદ્યાલયમાં પણ ગુજરાત કૉલેજના નિવૃત્ત પ્રિન્સિપાલ શ્રી માધવલાલ શાહ પ્રિન્સિપાલ તરીકે આવી ગએલા છે, અને એમના આવ્યા પછીથી કૉલેજના અને છાત્રાલયોના વાતાવરણમાં ઘણો મોટો ફરક પડ્યો છે. વિદ્યાર્થીઓની સંખ્યા પણ એટલી બધી વધી ગઇ છે કે એમને માટે છાત્રાલયો બાંધવા માટે શી વ્યવસ્થા કરવી એ અમારા માટે મોટા ચિંતાનો વિષય બન્યો છે.

ભીખાભાઇ જીવાભાઇ વાણિજ્ય મહાવિદ્યાલયમાં પણ શ્રી આર. કે. અમીન જેવા નિષ્ણાત અર્થશાસ્ત્રી પ્રિન્સિપાલ તરીકે મળી ગયા છે. એમના આવ્યા પછીથી કૉલેજમાં વિદ્યાર્થીઓની સંખ્યા અપારાબંધ વધી રહી છે અને ત્યાં પણ છાત્રાલયનો ઘણો વિકટ પ્રશ્ન ઉભો થયો છે. અત્યાર સુધીમાં બધા મળીને બે હજાર વિદ્યાર્થીઓને સમાવી શક્યા છીએ, જ્યારે લગભગ બીજા સાતસો વિદ્યાર્થીઓ વલ્લભ-વિદ્યાનગરની હદમાં રહે છે. કેટલાકનો સમાવેશ ખાનગી છાત્રાલયોમાં થયો છે. કેટલાક ખાનગી બંગલા ભાડે રાખીને રહે છે. કેટલાક વિદ્યાર્થીઓ પ્રોફેસરોના અને શિક્ષકોના કુટુંબોમાંથી આવે છે. જ્યારે બીજા સંસ્થાએ બાંધેલા મજુર વસવાટમાંથી આવે છે. આ રીતે દસ વર્ષ પહેલાં જે સ્થળે પીવાનુ પાણી ન હતું તે સ્થળે અભ્યાસ કરવા ઇશ્વરની રહેમથી સત્તાવીસ સો વિદ્યાર્થીઓની રહેવાની વ્યવસ્થા થઇ શકી

છે. અને અહીંની કેળવણીની સંસ્થાઓમાં આજે પાંત્રીસ સો વિદ્યાર્થીઓ અભ્યાસ કરી રહ્યા છે.

આગળ જણાવેલી ત્રણ કૉલેજો ઉપરાન્ત અહીં એક બાલમંદિર, પ્રાથમિક શાળા અને માધ્યમિક શાળાના વર્ગો ચાલે છે. તે ઉપરાન્ત સન ૧૯૫૦ની સાલથી ટેકનીકલ સ્કૂલ પણ શરૂ થઇ છે અને હવે પૉલીટેકનીક શરૂ કરવાની તૈયારીઓ ચાલી રહી છે. અહીંયાં શાળાની અંદર સુથારી, લુહારી અને ફીટરના જ્ઞાન ઉપરાન્ત વાયરમેનના અને રેડીઓ રીપેરના વર્ગો ચલાવવામાં આવે છે. ટાઇપીંગ અને એકાઉન્ટન્સીનું પણ શિક્ષણ અપાય છે.

કોઇપણ વિદ્યાપીઠની મહત્તાનો આધાર તેના શિક્ષકો ઉપર છે. તેથી અમે શરૂઆતથીજ એક એવી પદ્ધતિ ચાલુ કરી છે કે સંસ્થામાં પાંચ વર્ષ નોકરી કર્યા પછીથી જે યુવાન શિક્ષકોને પરદેશ જવું હોય તેમને વધુ અભ્યાસ માટે સવલત કરી આપીએ છીએ. એ જેટલો વખત પરદેશ રહે તેટલા વખત માટે અમે એમને ચઢતા પગારની રજા આપીએ છીએ. અહીં રહીને એમને જે લાભ મળતા હોય તે બધા લાભ એમને પરદેશમાં અભ્યાસ કરતી વખતે ચાલુ રહે છે.

આ યોજનાનો સૌથી પ્રથમ લાભ અમારા કેમિસ્ટ્રીના પ્રૉફેસર શ્રી આર. ડી. પટેલે લીધો હતો. તેઓ ફીઝીકલ કેમિસ્ટ્રીનો અભ્યાસ કરી ઇંગ્લૅન્ડથી પી. એચડી. થઇને આવી ગયા છે. પછીથી કેમિસ્ટ્રીના બીજા પ્રૉફેસર શ્રી કુમાર ઠક્કર પી. એચડી. થઇને પાછા ફર્યા છે અને કેમિસ્ટ્રીના ત્રીજા પ્રૉફેસર શ્રી દવે હાલ લંડનમાં અભ્યાસ કરી રહ્યા છે. ડૉ. માંકડે તો પી. એચડી.ની ઉપાધિ મેળવેલી છે એટલે અમારા કેમિસ્ટ્રી વિભાગમાં હવે ચાર ડૉક્ટરો કામ કરતા થઇ જશે.

ફીઝીક્સમાંથી ફીઝીક્સનો વધારે અભ્યાસ કરવા પ્રો. અંબુભાઇ પટેલ લંડનમાં અભ્યાસ કરી રહ્યા છે. અને એમનો અભ્યાસ પૂરો કરીને સન ૧૯૫૭માં અત્રે પાછા આવી જશે. ઇકોનોમિક્સના વધુ

અભ્યાસ માટે પ્રો. એ. આર. દેસાઇ ચાલુ સાલે લંડન સ્કૂલ ઑફ ઇકોનોમિક્સમાં દાખલ થઈ ગયા છે. આવતી સાલે વિઠ્ઠલભાઇ પટેલ કૉલેજમાંથી ઇંગ્લિશના વધુ અભ્યાસ માટે એક ભાઇને મોકલવા વિચાર છે. આ રીતે થોડા વર્ષોમાં આર્ટ્સ, સાયન્સની દરેક શાખા માટે અમારા અધ્યાપકોને તૈયાર કરી લેવાની અમારી ઇચ્છા છે.

કૉમર્સ કૉલેજમાંથી શ્રી દુતિયા એગ્રીકલ્ચર ઇકોનોમિક્સનો વિષય લઇને પી. એચડીની ઉપાધિ લઇ ચાલુ સાલે પાછા આવી ગયા છે, અને શ્રી મનુભાઇ શાહ લંડન સ્કૂલ ઑફ ઇકોનોમિક્સમાં વધુ અભ્યાસ માટે દાખલ થયા છે આ ઉપરાન્ત શ્રી નાનુભાઇ દેસાઇ અંગ્રેજીના વધુ અભ્યાસ માટે ચાલુ સાલે ઇંગ્લેન્ડ ગયા છે. આ રીતે જેમ કેમિસ્ટ્રી શાખામાં અહીં ચાર પી. એચડી. છે તેમ અર્થશાસ્ત્રમાં પણ ઇંગ્લેન્ડ જઇ આવેલા ચાર અર્થશાસ્ત્રીઓ થશે અને અર્થશાસ્ત્રના અભ્યાસ માટે એ રીતે વિદ્યાનગર એક સુંદર કેન્દ્ર બનશે.

આ રીતે એન્જીનિયરિંગ કૉલેજમાંથી રીઇન્ફોર્સ્ડ કોન્ક્રીટના વધુ અભ્યાસ માટે પ્રો. ચોખાવડીઆને રૂરકી મોકલ્યા છે અને આવતી સાલ નહેરોના સંશોધનના વધુ અભ્યાસ માટે પ્રો. પ્રિયાણીને મોકલવાની વ્યવસ્થા થઇ છે. તેમજ શ્રી શાહને ઇલેક્ટ્રોનિક્સના વધુ અભ્યાસ માટે અમેરિકા એમ આઇ. ટી.માં મોકલવાની વ્યવસ્થા થઇ છે. અને આસ્તે આસ્તે ખીરલા વિશ્વકર્મા વિદ્યાલયમાં યુવાન અધ્યાપકોને પરદેશ મોકલવાની નીતિ ગ્રહણ કરી છે.

આગળ જણાવ્યું તેમ તા. ૨૦ જુન ૧૯૪૭ના દિને અમે વિઠ્ઠલભાઇ પટેલ મહાવિદ્યાલયનું કામ શરૂ કર્યું તે વખતે અંકુશોનો કડક અમલ હોવાથી અને ગામડાઓમાં અંકુશિત ભાવે ખાવાલાયક અનાજ ન મળતું હોવાથી વિદ્યાર્થીઓ અને પ્રોફેસરો માટે મંડળ તરફથી રસોડું શરૂ કર્યું હતું. ત્યાં સુધી મંડળના કાર્યકર્તાઓ માટે અને

મંડળમાં આવતા મહેમાનો માટે મંડળ તરફથી એક રસોડું ચાલતું હતું, તે અમે બંધ કરી વિદ્યાર્થીઓ અને પ્રોફેસરો માટે ખોલેલા રસોડામાં જમવાનું શરૂ કર્યું.

પહેલી ટર્મ પૂરી થતાંજ કટ્રાક્ટો નીકળી જવાથી અમે આ રસોડું બંધ કર્યું હતું, કારણ એકજ ટર્મમાં મંડળે રસોડા ખાતે રૂપિયા સત્તર હજારની ખોટ ભોગવી હતી. મંડળના રસોડા માટે એ વખતે રસોયો ન મળવાથી અમે અમારી જમવાની થાળીઓ ગ્રીન હોટલમાંથી મંગાવી લેતા હતા, પણ ગ્રીન હોટલમાં રસોઇ ઘણીજ બેદરકારીથી થતી હતી. અનાજમાંથી કાંકરા વીણાતા ન હતા. આ હકીકતની સોઇફ્રે જાણ થતાં મારા પુત્ર ચિ. રમણભાઇ અને તેમનાં પત્ની સૌ. શાન્તાબેન વિદ્યાનગર આવી પહોંચ્યાં અને સૌ. શાન્તાબેને રસોડાની જવાબદારી ઉપાડી લીધી.

લગભગ સાત આઠ વરસ સુધી એમણે સંસ્થાનું રસોડું ચલાવ્યું. રસોડાનો બધો વિગતવાર હિસાબ રાખી એકએક ચીજનું વાઉચર મંડળને સોંપ્યું છે. મંડળમાં ગમે તેટલા મહેમાનો આવે, કોઇ કોઇ વખત સો સો માણસોની રસોઇ કરવી પડે, રસોયો હોય કે ન હોય; છતાં પણ કાર્યકર્તાઓને કે મહેમાનોને એમના આવ્યા પછીથી અડચણ પડી નથી. રસોડાના કામ ઉપરાન્ત એમણે મહિલા મંડળનું કામ ઉપાડી લીધું છે અને અત્યારે તો બેનોને શીવવાનું તથા ભરતગુંથણનું કામ શિખવવામાં આવે છે. મહિલા મંડળ પાસે અત્યારે ૭ શીવવાના સંચા છે જે મહિલા મંડળે સ્વપ્રયત્ને વસાવ્યા છે.

ચિ. રમણભાઇએ વલ્લભવિદ્યાનગરમાં ઝાડો વાવવાનું અને ઉછેરવાનું કામ માથે લીધું હતું. રસ્તાઓ ઉપર સુંદર ફૂલ આપે, સારાં ફળ આપે, અગર તો ઉત્તમ લાકડું આપે અને સાથે સાથે સારી છાયા આપે એવાં જુદી જુદી જાતનાં ઝાડોનાં બી એ ભેગાં કરતા અને નર્સરીમાં એમાંથી છોડ તૈયાર કરતા. યોગ્ય સમયે રસ્તા ઉપર તે રોપાવતા. જોઇતું

ખાતર આપવા, વાડોલિયાં કરાવવા અને એને પાણી પાવાની ગોઠવણ કરતા. ઝાડ સારી રીતે ઉછેરે એ માટે દરેક ઝાડને પ્રુનિંગ કરાવતા. વિદ્યાનગરમાં દેખાતી ઝાડની સુંદર હારો એમના શ્રમને આભારી છે.

ઝાડો રોપવા ઉપરાન્ત વિદ્યાનગરમાં સેનિટેશનનું કામ પણ એ સંભાળતા. ભંગીઓના કામ ઉપર દેખરેખ રાખવી, મેલું નાખવા ખાડા કરાવવા, મેલું નિયમિત રીતે ઢંકાવવું, રસોડા પાસે એંઠવાડ માટે અને રાખોડી માટે જુદા જુદા ખાડા કરાવવા અને એને વખતસર ઉડાવવાં, કૉલેજો અને છાત્રાલયોમાં ડસ્ટબીન મુકાવવાં અને તેને નિયમિત સાફ કરાવવાં, પીવાના પાણીમાં યોગ્ય સમયે પોટેસિયમ પરમેંગનેટ વાપરવો અને જરૂર પડે ત્યારે ડી. ડી. ટી. છંટાવવું વગેરે કામ એમણે ગ્રામ-પંચાયતની સ્થાપના થતાં સુધી વગર વેતને કર્યું હતું. એમની પાસે એમનાં લખેલાં અને લખાતાં પુસ્તકોની આવક હોવાથી જુવાન હોવા છતાંય બન્ને પતિપત્ની સંસ્થાને વગરવેતને કામ આપી શકયાં.

જે દિવસે મેં અને ભાઇશ્રી ભીખાભાઇએ ચરોતર એજ્યુકેશન સોસાયટીના અતિથિગૃહને મેડે નિર્ણય લીધો કે આણંદમાં જમીન મળે તેમ નથી માટે આણંદથી દૂર પાંચ માઇલની ત્રિજ્યામાં જે ગામ જમીન આપે તે ગામમાં આપણે આપણું કામ શરૂ કરવું. લગભગ તેજ દિવસે દશ વર્ષ પછી અમે બન્નેએ નિર્ણય કર્યો કે આપણે વિદ્યાપીઠ માટે માગણી કરવી. પ્રજાજીવનમાં દશ વર્ષનો સો હિસાબ! પણ ઇશ્વર તરણાનો મેરૂ કરી શકે છે. દશ વર્ષના આ ટૂંકા ગાળામાં અનેક માણસોના સહકારથી શુન્યમાંથી વિદ્યાપીઠનું સર્જન થઇ શકયું છે.

પ્રિન્સિપાલ જુન્નરકર અને ભાઇશ્રી ભીખાભાઇએ ભેગા મળી વિદ્યાપીઠ માટે કેવો કાયદો જોઇએ એનો મુસદ્દો તૈયાર કર્યો. પ્રિન્સિપાલ શાહ, પ્રિન્સિપાલ અમીન અને પ્રિન્સિપાલ મગનભાઇ પટેલે એને તપાસી લીધો અને બધાએ ભેગા મળી એના ઉપર વાટાઘાટો કરી અને એને છેવટનું રૂપ આપ્યું. તરતજ અમે એ મુંબઇ સરકારને તા. ૧૯મી સપ્ટેમ્બર

૧૯૫૪ના રોજ મોકલાવી આપ્યો. આ વિદ્યાપીઠને અમે સરદારશ્રીનું નામ આપ્યું હતું. સરદારશ્રી જેવા હજાર વર્ષે એકાદ જન્મે એવા નેતાનું સ્મારક કરવાનો અમારો ઉદ્દેશ હતો. અને આ ભાવનાથી અમે વલ્લભ વિદ્યાનગરમાં સરદારશ્રીના નામની વિદ્યાપીઠ સ્થાપવા મુંબઇ સરકારને વિનંતી કરી હતી. એટલું છતાંય મુંબઇ સરકારનો તા. ૧–૧૦–૫૪ના રોજ જવાબ આવ્યો કે આ યુનિવર્સિટીને પૈસા આપવા માટે સરકાર પાસે પૈસા નથી, અને ગ્રાન્ટ ન મળે છતાંય વિદ્યાપીઠ ચલાવવાની તમારી તૈયારી છે?

આના જવાબમાં અમે તા. ૭ માર્ચ ૧૯૫૫ને રોજ લખ્યું કે સરકાર રાજ્યની બીજી બધી વિદ્યાપીઠોને ગ્રાન્ટ આપે છે તો પછી અમને શાથી ન મળે એ સમજાતું નથી અને છતાંય ભલે અત્યારે સરકાર ગ્રાન્ટ ન આપે તોય સરકાર વિદ્યાપીઠનો કાયદો મંજુર કરે એવી અમારી વિનંતી છે. આ રીતે સરકારે અમારી વિનંતી માન્ય રાખી અમારા મોકલેલા મુસદ્દામાં સરકારે એમને યોગ્ય લાગે તેવા થોડા થોડા ફેરફારો કર્યા અને એ બીલને છેવટનું તપાસી લેવા માટે અમને મુંબઇ બોલાવ્યા. હું, ભાઇશ્રી ભીખાભાઇ, પ્રિન્સિપાલ જુન્નરકર, પ્રિન્સિપાલ શાહ અને પ્રિન્સિપાલ અમીન મુંબઇ ગયા. કાયદામંત્રીની ઑફીસમાં બીલનો ડ્રાફ્ટ તપાસી લીધો. કંઇક એમાં વધઘટ માટે કેળવણી પ્રધાન શ્રી દીનકરભાઇ તથા મુખ્ય પ્રધાન શ્રી મોરારજીભાઇ સાથે મેં વાટાઘાટો કરી અને છેવટનો ડ્રાફ્ટ સર્વાનુમતે મંજુર થયો.

સને ૧૯૫૫ના ઑગસ્ટ મહિનામાં સરકારે બીલ ધારાસભા આગળ મૂક્યું અને તે સપ્ટેમ્બર માસમાં ધારાસભાએ અને કાઉન્સિલે મંજુર કર્યું અને મુંબઇ સરકારે તા. ૩૧મી ઑક્ટોબર ૧૯૫૫ના રોજ આ બીલને ગેઝેટમાં જાહેરાત આપી. તા. ૩૧મી ઑક્ટોબર નો સરદારશ્રીનો જન્મ દિવસ હતો અને તેજ દિવસે બરાબર યાદ રાખીને મુંબઇ સરકારે આ બીલની જાહેરાત કરી તે માટે અમે મુંબઇ

સરકારનો અને ઇશ્વરનો ખરા દીલથી આભાર માન્યો. વિદ્યાપીઠનું કામકાજ શરૂ કરવા માટે પહેલું કામ તો વાઇસ ચેન્સેલરની નિમણૂક કરવાનું હતું. બીલની અંદર ચારુતર વિદ્યામંડળના અધ્યક્ષને પ્રથમ વાઇસ ચેન્સેલર નીમવા એવી ગોઠવણ થયેલી હતી જેથી સરકારે પ્રથમ વાઇસ ચેન્સેલર તરીકે મારી નિમણૂક કરી અને નિમણૂકની જાહેરાત તા. ૧૫મી ડીસેમ્બર ૧૯૫૫ના રોજ થઇ. તા. ૧૫મી ડીસેમ્બર સરદારશ્રીની પુણ્યતિથિ હતી. સરકારે ખાસ કાળજી રાખીને મારી નિમણૂક આ તારીખે કરી તે બદલ પણ અમને બધાને અહીં બહુ આનંદ થયો.

મારી નિમણૂક થયા બરોબર એડવાઇઝરી કમિટીમાં કોને નીમવા તે નામોની સૂચના કરી અને સરકારે તે મંજુર કરી. રજીસ્ટ્રારની નિમણૂક તા. ૨૭ ફેબ્રુઆરી ૧૯૫૬ના રોજ થઇ અને તેમણે તા. ૨૮મીએ ચાર્જ લીધો. ભાઇશ્રી ભીખાભાઇ અને પ્રિન્સિપાલ જુનરકરે જરૂરી સ્ટેચ્યુટો તૈયાર કરી રાખ્યાં હતાં જેથી રજીસ્ટ્રારે ચાર્જ લીધા બરોબર જ એ સ્ટેચ્યુટો તેમને આપી દેવામાં આવ્યાં. રજીસ્ટ્રારની નિમણૂક કરવા માટે શ્રી દીનકરભાઇએ ખાસ કાળજી લીધી હતી. એમણે બધી તપાસ કરીને આ જગા માટે શ્રી ચીમનભાઇ એન. પટેલને પસંદ કર્યા હતા.

શ્રી ચીમનભાઇ ગુજરાત કૉલેજમાં અંગ્રેજીના લેક્ચરર છે. સરકારી કેળવણી ખાતામાં કાયમની નોકરી ઉપર છે. અંગ્રેજી ભાષા ઉપર બહુ સારો કાબુ ધરાવે છે. દરેક વસ્તુની સારી રીતે છણાવટ કરે છે. અભ્યાસી પ્રકૃતિવાળા છે અને ખૂબ જ મિલનસાર છે. એમના પિતા અહીં ખેડા જીલ્લામાં ડેપ્યુટી કલેક્ટર હતા અને પ્રમાણિકતા માટે નામ મૂકતા ગયા હતા. આ રીતે ખાનદાની અને ગર્ભશ્રીમંતાઇ એમને વારસામાં મળેલી છે. પ્રભુકૃપાથી વિદ્યાનગરને જે વખતે જેવા માણસોની જરૂર પડે છે તેવા માણસો હમેશ આવી મળે છે. આ નવી જન્મતી વિદ્યાપીઠને સરકાર આથી સારો રજીસ્ટ્રાર ના આપી શકી હોત. આ માટે હું શ્રી દીનકરભાઇનો ખાસ આભારી છું.

શ્રી ચીમનભાઈએ બધા સ્ટેચ્યુટ્સ તપાસી લીધા. એમને જરૂર લાગી ત્યાં ઘટતા ફેરફારો સૂચવ્યા. અને તે મને બતાવીને એડવાઇઝરી કમિટીની મંજુરી મેળવવા માટે એ કમિટીની 'પહેલી સભા તા. ૩૦મી માર્ચ ૧૯૫૬ના રોજ બોલાવી. અનેક કલાકની ચર્ચા બાદ આ પ્રથમના સ્ટેચ્યુટો એડવાઇઝરી કમિટીએ મંજુર કર્યા અને કુલપતિની મંજુરી માટે મુંબઇ સરકારને મોકલી આપ્યા. મુંબઇના ગવર્નર આ વિદ્યાપીઠના કુલપતિ છે.

---

## પ્રકરણ ૧૯મું.

## વિદ્યાપીઠ આવી, પણ પીઠ તૂટી.

સને ૧૯૪૬ના માર્ચની ૩જી તારીખે હું અને ભાઇશ્રી ભ
ભાઇ વિદ્યાનગરની ભૂમિ ઉપર રહેવા આવ્યા હતા. આગળ ક
તેમ તે દિવસે અમારી પાસે રહેવાને વાંસનાં પાલાંનું ઝૂંપડું હતું.
ભોજન, ચા અને પીવાનું પાણી અર્ધા માઇલ દૂરથી આવતુ
સને ૧૯૫૬ના માર્ચ માસમાં અમે સરદાર વલ્લભભાઇ વિદ્યા
એડવાઇઝરી કમિટીની પ્રથમ સભા સંસ્થાના અતિથિગૃહમાં
ભાઇશ્રી ભીખાભાઇ એ કમિટીના એક સભ્ય હતા. એમણે વિદ્
બંધારણ ઘડવામાં અને એના પ્રથમ સ્ટેચ્યુટ્સ તૈયાર કરવામાં
ભાગ ભજવ્યો હતો, પણ એમને માટે વિદ્યાપીઠનુ આ પહેલું
છેલ્લું કાર્ય હતું.

આમ તો ભાઇશ્રી ભીખાભાઇ બહુ સશક્ત હતા. મને
લાગતું કે મારા કરતાં એ પચીસ વર્ષ વધારે જીવશે. વિદ્યાનગરનાં
કામ માટે એમને તૈયાર કરવા મેં હમેશ કાળજી રાખી હતી. અ
બધું કામ હું એમની પાસે જ કરાવતો. હિન્દભરમાં સરકારી કે ખ
આમંત્રણ મને જ્યારે જ્યારે મળતું ત્યારે હું હમેશ ભાઇશ્રી
ભાઇને સાથે રાખતો અને આ રીતે વિદ્યાનગરની નાનામાં
પ્રવૃત્તિમાં પણ એ હમેશ સાક્ષીભૂત રહેતા. પણ ઇશ્વરે કંઇક જુ
ધાર્યું હતું. એપ્રિલની ૧૩મી તારીખે એમને પેટમાં કંઇક દર્દ

લાગ્યું. એમને લાગ્યું કે કંઇક ચૂંક જેવું છે એટલે અજમો સંચળ જેવા ઘરગથ્થુ ઇલાજો શરૂ કર્યા સાથે સાથે ગરમ પાણીની થેલીથી પેટ ઉપર શેક પણ શરૂ કર્યો.

આમ તો એ સાધારણ દર્દને તો ગાંઠે જ નહિ. શરીર અને મન બન્ને ઘણાં જ મજબૂત હતાં. મુંબઇથી હું તા. ૧૪મીએ વિદ્યાનગર પાછો આવ્યો ત્યારે ખબર પડી કે ભાઇશ્રી ભીખાભાઇ સહેજ બિમાર છે. એ તો પોતે હસતે ચહેરે વાતો કરી રહ્યા હતા કે ઝાડાની સહેજ ગરબડ છે; કુશનસૉલ્ટ લીધું છે પણ કાંઇ ઝાડો થયો નથી, હવે એનિમા લેવાની તૈયારી કરૂં છું. એનિમાથી ખાસ કંઇ ફરક પડ્યો નહિ. મંડળના ડૉક્ટરની સારવાર ચાલુ હતી. એક એમ. બી. બી. એસ. ડૉક્ટર મહેમાન તરીકે આવ્યા હતા એમણે પણ એમને તપાસીને મંડળના ડૉક્ટરને જોઇતી સલાહ સુચના આપી હતી.

તા. ૧૫મીએ એક વૈદ્ય મહેમાન તરીકે આવી પહોંચ્યા. એમણે અમુક વનસ્પતિઓનો પાલો મંગાવ્યો અને તેને બાફીને પેટ ઉપર બાંધ્યો. દર્દનું નિદાન કોઇથી થયું ન હતું. એની ભયંકરતા કોઇને સમજાઇ ન હતી અને પેટમાં થતું દર્દ બીજા ચિન્તા ન કરે એટલા માટે ભાઇશ્રી ભીખાભાઇ કોઇને જણાવતા ન હતા. તા. ૧૬મી એપ્રિલે ભાઇશ્રી ભીખાભાઇ પથારીમાં સૂતા. પેટ ઉપર પાલો બાંધવાનું કામ હજુ ચાલુ હતું. અમને બધાને લાગતું હતું કે ઝાડો થશે એટલે આરામ થઇ જશે. સાંજે ભાઇશ્રી ભીખાભાઇના ચહેરા ઉપરથી લાગ્યું કે એમને દર્દ થઇ રહ્યું છે. જો કે દર્દ સંબંધી એમની ફરિયાદ ન હતી, છતાંય અમે ડૉ. રૂથરફોર્ડને ફોન કર્યો. તેઓ તુરત જ કાર લઇને આવી પહોંચ્યા. તેમને જોતાં જ એમને નાહકની તકલીફ શું કરવા આપી એમ કહીને પાસે ઊભેલા માણસ પર થોડા ગુસ્સે થયા; પણ હું હાજર હતો અને મેં કહ્યું એ તો મેં બોલાવ્યા છે, એટલે શાન્ત થઇ ગયા. ડૉ. રૂથરફોર્ડે ભાઇશ્રી ભીખાભાઇને તપાસ્યા. એપેન્ડીસાઇટીસ છે એમ નિદાન કર્યું.

કેસ ગંભીર છે. હૉસ્પિટલમાં જઈને તુરત જ જવા કરવાની વાત કરી. ડૉક્ટરને સૂચના કરી કે કલાકે કલાકે ટૅમ્પરેચર અને નાડીના ધબકારા લેવા અને નાડીના ધબકારા અમુક હદે જાય તો તાબડતોબ હૉસ્પિટલમાં ફોન કરવો.

રાતના તો ડૉક્ટરના કહેવા પ્રમાણે સ્થિતિ ઊભી ન થઈ જેથી રાત્રે હૉસ્પિટલમાં લઈ જવા ઍમ્બુલન્સ મંગાવવી ન પડી. હૉસ્પિટલમાં તેમને માટે જગ્યાની તો સવડ કરી રાખી હતી. તા. ૧૭મીની સવારે અમે ઍમ્બુલન્સ કારમાં ભાઈશ્રી બીખાભાઈને સાચવીને લઈ ગયા. ડૉક્ટરે તપાસી લીધા અને સાંજના ચાર વાગે ઑપરેશન કરવાનું કક્કી કર્યું. ઑપરેશન થયા પછી ડૉક્ટરે રિપોર્ટ આપ્યો કે ઍપેન્ડીસાઇટીસ (મોટા અને નાના આંતરડાના જોડાણ આગળનો વધારાનો ભાગ) સડી ગયેલો હતો અને હું મારાથી બનતી બધી સારવાર કરીશ.

બીજા દિવસથી મોઢામાં નળી ઉતારીને પેટમાંનો મળ કાઢવાની વ્યવસ્થા કરી; કારણ ઝાડો થતો ન હતો. ૧૯મી તારીખે નડિયાદથી ડૉ. ઇશ્વરભાઈ જોવા આવી ગયા હતા અને બધાને એમ થતું હતું કે બે ચાર દિવસમાં આરામ થશે; અગર તો અમને બધાને હિંમત આપવા આ રીતે અભિપ્રાય આપતા તા. ૨૦મીએ ડૉ. રૂથરફોર્ડ ડૉ. વિલિયમ્સને સલાહ માટે બોલાવ્યા. બધાના મતે ચાલુ ઉપચાર બરાબર હતા, પણ ઑપરેશન થતા પહેલા શરીરમાં ઝેર વ્યાપી ગયેલું હતું. મજબુત શરીર હોવાથી એ મૃત્યુ સામે લડી રહ્યા હતા, અને ઑપરેશન પછી આટલા દિવસ જીવતા રહ્યા હોવાથી ડૉક્ટરને પણ આશા બંધાની હતી.

તા. ૨૧મીની વહેલી સવારે દવાખાનામાથી મને ફોન આવ્યો, હું દવાખાને પહોંચ્યો. એમની સાથે થોડી વાતચીત કરી. પછીથી તેમણે ભાન ગુમાવવા માંડ્યું અને લવરીએ ચડયા. લવરી વખતે પણ એ સંસ્થા સંબંધે જ બોલતા હતા. ઑપરેશન પછી પણ એમની બધી વાતચીત સંસ્થા સંબંધે જ હતી. મને હવે ખરેખરી ચિંતા થઈ અને અમદાવાદ

ડૉ. મોતીભાઈને ફોન કર્યો, પણ એ આવ્યા ત્યારે ઘણું મોડું થઈ ગયું હતું. તા. ૨૧મીએ બપોરે દોઢ વાગે ડૉ. રૂથરફોર્ડે હૉસ્પિટલમાંથી મને દેહવિસર્જનના ખબર આપ્યા. એ એટલું જ બોલી શક્યા કે, "મેં મારું બનતું કર્યું છે." મેં જવાબ આપ્યો, "જેવી પ્રભુની મરજી." એમનું શબ તુરત જ વિદ્યાનગર લાવ્યા. કરમસદ ગામના આગ્રહથી એમની સ્મશાનયાત્રા કરમસદ ગામથી શરૂ કરી. આખું ગામ—ઘરડાં, યુવાનો, સ્ત્રીઓ અને પુરુષો—યાત્રામાં જોડાયાં હતાં. ખુલ્લી મોટરમાં એમનું શબ ગોઠવ્યું હતું. મોટર પુષ્પોથી ભરાઈ ગઈ હતી. આખે રસ્તે રામધૂન ચાલતી હતી. કરમસદ ગામે આવી ભવ્ય સ્મશાનયાત્રા કોઈ વખત કાઢી ન હતી.

એમની માંદગી વખતે દૈવયોગે એમનાં પુત્રી અને પુત્રવધૂ વિદ્યાનગરમાં જ હતાં. એમનાં પૌત્ર અને પૌત્રીઓ પણ વિદ્યાનગરમાં હતાં: પણ મરણની અંતિમ પળ સુધી એમણે કૌટુંબિક સુખદુઃખની વાત કાઢી ન હતી. ઠેઠ સુધી એમણે વિદ્યાનગરનો જ વિચાર કર્યો હતો. અને વિદ્યાનગરના વિચાર એટલે સમાજ-કલ્યાણના જ વિચાર કર્યા હતા. તા. ૨૧મીએ એમના પુત્ર શ્રી રાવજીભાઈ આવી પહોંચ્યા હતા. વિદ્યાનગરના આબાલવૃદ્ધ રહેવાસીઓની હાજરીમાં વિદ્યાનગરની ભૂમિ ઉપર ભાઈશ્રી રાવજીભાઈએ એમના શબને અગ્નિદાહ દીધો હતો, અને વિદ્યાનગરના વાસીઓએ એમને છેવટની અંજલી આપી હતી.

ટાઢી વાળ્યા પછીથી એમનાં ફૂલ પૂરતા દબદબા સાથે અને આણંદવાસીઓએ તથા સોસાયટીના સર્વ ભાઈઓએ કાઢેલા સરઘસ સાથે સ્ટેશન સુધી લઈ જવામાં આવ્યાં હતાં. ત્યાંથી એમના પુત્રે શુક્લતીર્થ જઈને જે સ્થળે એમણે નર્મદા કેળવણી મંડળનું કામ આરંભ્યું હતું ત્યાં રેવાજીમાં એ ફૂલ પધરાવ્યાં. એમના અવસાનના ખબર પેપરોમાં આવ્યા પછીથી એમના મિત્રો અને વિદ્યાર્થીઓ તરફથી દિલાસાના હજારો પત્રો આવ્યા હતા. શોકસભાઓ જુદે જુદે સ્થળોએ ભરાઈ હતી અને અંજલિના અનેક ઠરાવો આવ્યા હતા.

મુંબઇ યુનિવર્સિટીનો એક સામાન્ય ગ્રેજ્યુએટ અને ગામડાની હાઇસ્કૂલનો શિક્ષક જેણે વરસો સુધી માસિક પચાસ રૂપિયાના મામુલી પગારમાં કામ કરેલું, એ શિક્ષકના નસીબમાં એવું કંઇક લખાયું હશે કે જેથી કરીને તેણે પોતાને જન્મથી મળેલું નામ સાર્થક કર્યું. એમનું નામ ભીખાભાઇ હતું અને એમણે જીવનભર અનેક દેશોમાં ભીખ માગીને ચરોતર એજ્યુકેશન સોસાયટી જેવી પ્રાણવાન સંસ્થાને ઉછેરી, ફુલાવી, ફુલાવીને સમૃદ્ધ કરી. સાથે સાથે વિઠ્ઠલ કન્યા વિદ્યાલય જેવી સંસ્થાની સ્થાપનામાં શરૂઆતમાં બહુ અગત્યનો ભાગ ભજવ્યો. સને ૧૯૩૦–૩૨ની લડત વખતે ચરોતર એજ્યુકેશન સોસાયટીમાંથી રાજીનામું આપી બે વર્ષ જેલમાં પણ જઇ આવ્યા.

ચરોતર એજ્યુકેશન સોસાયટીને એમની વ્યવસ્થાના વખતમાં એટલી બધી કીર્તિ મળેલી કે મહાત્માજીથી લઇને અનેક મહાન નેતાઓએ સોસાયટીનું આતિથ્ય સ્વીકારેલું. વીર વિઠ્ઠલભાઇ જેવા મહાન મુત્સદ્દીએ લગભગ દસ વરસ સુધી સોસાયટીના પ્રમુખ તરીકે કામ કરેલું. સોસાયટીમાં આ પ્રમાણે બાવીસ વરસ સુધી એકધારું કામ આપીને એ ત્યાંથી છૂટા થયા. પણ એમના પ્રારબ્ધમાં ભીખ માગવાનું લખેલુંજ હતું જેથી ફરીથી પૈસા ઉઘરાવી નર્મદા કાંઠે શુકલતીર્થમાં નર્મદા કેળવણી મંડળ સ્થાપ્યું અને એક હાઇસ્કૂલ ઉભી કરી. ભરૂચ શહેરમાં પણ કન્યા કેળવણી મંડળના આશ્રયે એક કન્યા હાઇસ્કૂલની સ્થાપના કરી.

આ બધા વખતમાં મુંબઇ યુનિવર્સિટીની સેનેટ ઉપર લગભગ વીસ વરસ સુધી એકધારું કામ કર્યું અને એ હેડમાસ્તરોના મંડળ (વિભાગ) તરફથી ચૂંટાતા હતા તે મંડળમાં એટલી બધી લોકપ્રિયતા મેળવી હતી કે કોઇ વખત ન ચૂંટાયા હોય એમ બનતું ન હતું. જીંદગીનાં છેલ્લાં બાર વરસ એમણે ચારૂતર વિદ્યામંડળની સ્થાપનામાં અને એના વિકાસમાં ગાળ્યાં. આ મંડળની શરૂઆતથીજ તે મંત્રી હતા. પહેલાં બે વર્ષ યોજના કરવામાં અને તેને અંગેનાં પ્રાથમિક

કાર્યોમાં ગયાં. વગર મૂડીએ યોજનાની શરૂઆત કરી અને શરૂઆત કરતાંજ લગભગ હજાર વીઘાં જમીન મેળવી. ચારૂતર વિદ્યામંડળ માટે એમણે વધારેમાં વધારે ભિક્ષા મેળવી મંડળને સમૃદ્ધ કરવામાં જીવનની છેલ્લી પળ સુધી અવિરત કાર્ય કર્યું. ધન્ય છે એવા સપૂતને કે જેણે પોતાનું જીવન સાર્થક કર્યું!

આ જમીન ઉપર વીસમી સદીની જરૂરિયાતો પૂરી પાડે એવું ઉદ્યાન નગર ઉભું કર્યું અને એ નગરમાં બાળમંદિરથી માંડી અનુસ્નાતકના અભ્યાસ સુધીના બધા વર્ગો ખોલ્યા. આર્ટ્સ, સાયન્સ, એન્જીનિયરિંગ અને કૉમર્સની કૉલેજો ઉભી કરી ડીપ્લોમાના વર્ગો ખોલ્યા અને ટેકનીકલ સ્કૂલમાં ફેરવવાની પણ તૈયારી કરી. સરદાર વલ્લભભાઇ વિદ્યાપીઠનો ખરડો ઘડવામાં મહત્વનો ભાગ ભજવ્યો. સરકારે યુનિવર્સિટીનો કાયદો મંજુર કર્યો તે જોયું. શરૂઆતના સ્ટેચ્યુટ્સ તૈયાર કર્યા અને વિદ્યાપીઠની પહેલી એડવાઇઝરી કમિટીમાં ભાગ લીધો.

આર્ટ્સનો એક સામાન્ય ગ્રેજ્યુએટ ચાલીસ વરસની પોતાની કામગીરીમાં આટલું બધું કામ કરી શકે એવું હિંદમાં કેટલા ગ્રેજ્યુએટના ભાગ્યમાં લખાયું હશે? ભાઇશ્રી ભીખાભાઇને એ સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું. એમનામાં બુદ્ધિના ચમકારા ન હતા, વાકપટુતા ન હતી, કોઇને પાણી પાણી કરી મૂકવા જેવી વાણીમાં મીઠાશ ન હતી; પણ એમનામાં એક મોટી ચીજ હતી અને તે એ કે સમાજના હિતને માટે સતત કામ કર્યા કરવું. સમાજહિતનો તેમણે એક યજ્ઞ આરંભ્યો હતો અને જીવનના છેલ્લા શ્વાસ સુધી એમણે એજ કામ કર્યા કર્યું હતું.

સરદારશ્રીના અવસાનથી મને ભારે ધક્કો લાગ્યો હતો તે વખતે લગભગ પંદર દિવસ સુધી હું પથારીવશ રહ્યો હતો; પણ વખત જતાં એ ઘા રૂઝાઇ ગયો હતો પણ ભાઇશ્રી ભીખાભાઇના અવસાનથી તો મારી પીઠ ભાગી ગઇ. ભાઇશ્રી ભીખાભાઇને મનમાં ઘણી ઘણી ઉમેદો હતી પણ "જીવની આશા ડુંગર જેવડી, મરણ પગલાંને હેઠ" એમ

બની ગયું. સરદારશ્રીને મેં વચન આપેલું હતું કે આપ વિદ્યાનગરની ફીકર ન કરશો. હું અને ભાઇશ્રી ભીખાભાઇ આજે મરી જઇએ તો પણ એ ચાલવાનું છે અને એવી વ્યવસ્થા થઇ ગયેલી છે.

આ આપેલા વચનનો આટલો જલ્દી અમલ જગદાધાર-પ્રભુ આમ સત્વરે કરાવશે એનો સ્વપ્ને પણ ખ્યાલ ન હતો. અને આમ જગન્નિયંતાએ તેમને અમારી પાસેથી અચાનક ઉપાડી લેઇને અમારી કસોટી કરી.

આગળ જણાવ્યું તેમ વિદ્યાનગરના એકેએક ખાતામાં યોગ્ય માણસો ગોઠવાયા છે અગર તો તૈયાર થઇ રહ્યા છે. પણ ભાઇશ્રી ભીખાભાઇના અવસાન સાથેજ સરદારશ્રીને આપેલું વચન મારી આંખો સામે ખડું થઇ ગયું અને મેં તાબડતોબ નિર્ણય કરી લીધો. ચારૂતર વિદ્યામંડળની અને ચરોતર ગ્રામોદ્ધાર સ. મંડળની ભાઇશ્રી ભીખાભાઇની જગા પૂરવાની હતી તે વખતેજ મેં પણ આ બન્ને મંડળો તથા એન્જનિયરિંગ કૉલેજની મારી બધી પ્રવૃતિઓમાંથી નિવૃત્તિ લઇ લીધી. ચારૂતર વિદ્યામંડળમાં હું શરૂઆતથીજ અધ્યક્ષ તરીકે કામ કરતો હતો. મારી જગાએ સરદારશ્રીના સુપુત્ર ભાઇશ્રી ડાહ્યાભાઇને કામ કરવા માટે મેં વિનતી કરી એમની પાસે હા પડાવી અને કાઉન્સિલની સભા ભરી ભાઇશ્રી ડાહ્યાભાઇની તે સ્થાન પર ચૂંટણી કરાવી. ચરોતર ગ્રામોદ્ધાર સહકારી મડળમાં પણ હું અધ્યક્ષ તરીકે કામ કરતો હતો. ત્યાં કામ કરવા માટે ભાઇશ્રી ત્રિભોવનદાસ ગોપાળદાસ પટેલને મેં વિનંતી કરી. શ્રી ત્રિભોવનદાસ તો બહુજ વ્યવસાયી માણસ હતા. મુંબઇમાં મહિને દિવસે રૂપિયા ચાર હજાર નોકરીમાં મેળવતા હતા અને સાથે સાથે બીજી પણ ધંધાદારી પ્રવૃત્તિઓ કરતા હતા. આ બધું છોડાવીને મારૂં સ્થાન લેવાની એમને વિનંતિ કરી અને એ એમની પાસે કબુલ કરાવ્યું. શ્રી ત્રિભોવનદાસ પણ એક પ્રખ્યાત એન્જનિયર હોવાથી અને વ્યાપારી પદ્ધતિએ માલ સામાન બનાવવાનું કામ જીવનભર

પીઠના વિદ્યાર્થીઓએ ઘણો મોટો ફાળો આપવાનો છે. અને વિદ્યાપીઠને એ રસ્તે લેવા માટે ચારે કૉલેજોના આચાર્યોએ તથા વિદ્યાપીઠના મહામાત્રે શુભ શરૂઆત કરી દીધેલી છે. વિદ્યાપીઠના કાયદાઓ એ દૃષ્ટિએ ઘડાઇ રહ્યા છે અને ધારાધોરણો ઘડવામાં પણ એજ દૃષ્ટિ રખાયેલી છે.

યોજનાની શરૂઆત સને ૧૯૪૫માં કરતી વખતે આપણા સમાજ ઉપર બીજા વિશ્વયુદ્ધની અસર પૂરેપૂરી થએલી હતી. લડાઇનો લોકોનો પૈસો ભેગો થયેલો હોવાથી ભલભલાની બુદ્ધિ ભ્રષ્ટ થયેલી હતી. ગમે તે રસ્તે પૈસો ભેગો કરવો એજ જાણે જીવનનું કર્તવ્ય હોય એમ મોટા ભાગનો સમાજ વર્તી રહ્યો હતો. અંકુશોનો અમલ નિરંકુશપણે ચાલી રહ્યો હતો. દરેક ચીજવસ્તુનાં કાળાં બજાર જામી પડેલાં હતાં અને કેળવણીનું ક્ષેત્ર પણ તેમાંથી બાકાત રહ્યું ન હતું. આવા સમયે હિન્દને સ્વતંત્રતા પ્રાપ્ત થઇ હતી.

બીન અનુભવી માણસોના હાથમાં રાજકારભાર આવ્યો હતો. ઉચ્ચ કક્ષાના નેતાઓને બાદ કરતાં બાકીના બધા કારભારીઓના મગજમાં સત્તાનો નશો ચઢી ગયો હતો, અને પક્ષને વધુ મજબૂત બનાવવા માટે અનેક અખતરાઓ અજમાવાઇ રહ્યા હતા. આવાં કારણોથી અંગ્રેજો જતી વખતે આખો સમાજ જે ગતિથી નીતિનાશને માર્ગે જઇ રહ્યો હતો તે ગતિમાં સ્વતંત્રતા મળ્યા પછી કંઇ જ ફરક પડ્યો ન હતો; બલ્કે એ ગતિમાં કંઇક વધારો થવા લાગ્યો હતો. એ સમાજમાંથી અમારા વિદ્યાલયો અને મહાવિદ્યાલયોના શિક્ષકો, અધ્યાપકો, આચાર્યો અને વિદ્યાર્થીઓ આવતા હતા.

અંકુશોને લીધે દરરોજની જીવન જરૂરિયાતની ચીજો મેળવવા, જે સ્થળે ચારિત્ર્યનું ઘડતર કરવાનું હતું ત્યાં, જેના ચારિત્ર્યનું ઘડતર કરવાનું હતું અને એ ચારિત્ર્યનું ઘડતર કરનારા હતા, તે બધાયને દરરોજ કાયદાનો ભંગ કરવાની ફરજ પડતી હતી અને કાયદાની

દૃષ્ટિએ છવન જરૂરિયાતની વસ્તુઓ ચોરીછુપીથી લાવવી પડતી હતી અગર તો બીજા જે કોઇ લાવે તેમના તરફ આંખમીચામણાં કરવાં પડતાં હતાં. અંકુશો સામે રાષ્ટ્રપિતાનો વિરોધ આજ કારણથી હતો. એમનું એ કહેવું યથાર્થ હતું કે કરોડ માણસ ભૂખમરાથી મરી જશે એ હું જોઇ શકીશ પણ સમગ્ર દેશ નીતિનાશને માર્ગે જઇ અધોગતિને તળીએ બેસે એ વસ્તુ કોઇપણ પ્રજાને માટે અસહ્ય છે.

અંકુશો નીકળી જતાં સુધી ચારિત્ર્યની બાબતમાં અમે ઉચ્ચાર પણ કરી શક્યા ન હતા. પછીથી વાતાવરણમાં ધીરેધીરે પલટો આવવા માંડ્યો હતો. દશ વર્ષની સતત મહેનત પછી આજે હવે વાતાવરણ શાન્ત થતું લાગે છે. સરદારશ્રીએ મને એક વખત પૂછ્યું હતું કે વિદ્યાર્થીઓના ચારિત્ર્ય બાબતમાં તમે શી વ્યવસ્થા કરી છે? મેં જવાબ આપેલો કે, "કંઇજ કર્યું નથી. ચારિત્ર્ય ઘડતરનું કોઇ યંત્ર આપના ધ્યાનમાં હોય તો મને બતાવો. હું તે ખરીદી લાવીશ અને વલ્લભ-વિદ્યાનગરમાં ગોઠવી દઇશ." જે કાળે સમાજની મોટા ભાગની વ્યક્તિઓ નીતિનાશને પથે વળી રહી છે અને સરકારી જડતંત્ર ફક્ત શહેરોનાજ હિતોનો વિચાર કરે છે અને અમારાં મહાવિદ્યાલયો ગ્રામ્ય વિસ્તારમાં આવેલાં હોવાથીજ તેમાં ભણતા વિદ્યાર્થીઓ માટે પથ્ય ખોરાકની બંધી ફરમાવે છે અને એમને કુકરનોજ ખોરાક ખાવાની પરવાનગી આપે છે તેવા કાળે આપ કેવા ચારિત્ર્ય ઘડતરની આશા રાખો છો? અમે તો ફક્ત અધ્યાપકો અને વિદ્યાર્થીઓને સાથે રહેવાની વ્યવસ્થા કરી આપી છે. જેવા અમારા અધ્યાપકો હશે તેવા અમારા વિદ્યાર્થીઓ નીવડશે. અને છતાંય કોઇક તો કોઇક કાળે કંઇક વિચાર કરશે કે આ બે પાંચ બુઢ્ઢાઓ આંબા નીચે શું કામ પડી રહ્યા છે? એવો વિચાર કરનાર કોઇક નીકળશે એ આશાએ આજે તો અમે કામ કરી રહ્યા છીએ અને પ્રભુને પ્રાર્થના કરીએ છીએ કે અમારા દેશના વહીવટકર્તાઓને એ સદ્‌બુદ્ધિ આપે અને દેશમાંથી આ અંકુશ-રાજને હવે કાઢી નાખે.

કરેલું હોવાથી એમની રાહબરી નીચે ચરોતર આમોદાર સહકારી મંડળનો વિકાસ બહુ જ ઝડપથી થઇ રહ્યો છે.

બીરલા વિશ્વકર્મા મહાવિદ્યાલયમાં બૉર્ડ ઑફ મેનેજમેન્ટના મંત્રીનું કામ મારી પાસે હતું ત્યાંથી પણ નિવૃત્ત થઇને તે કામ બીરલા વિશ્વકર્મા મહાવિદ્યાલયના આચાર્યને સોંપવામાં આવ્યું છે. ભાઇશ્રી ભીખાભાઇ ચરોતર વિદ્યામંડળના મંત્રી તરીકે શરૂઆતથી જ કામ કરતા હતા, એમને સ્થાને ભાઇશ્રી નટવરલાલ દવેની નિમણૂક કરી છે. ચરોતર આમોદાર સહકારી મંડળ લિ.માં પણ ભાઇશ્રી ભીખાભાઈ મંત્રી હતા ત્યાં એમનું સ્થાન ભાઇશ્રી હિરાલાલ દેસાઇએ લીધું છે.

આ રીતે અમે બન્નેએ જે સંસ્થાઓ સાથે શરૂ કરી હતી, તેમાં હું એ સંસ્થાઓનો અધ્યક્ષ હતો, જ્યારે ભાઇશ્રી ભીખાભાઇ મંત્રી હતા. અમારા બન્નેની નિમણૂક સાધારણ સભાએ અને કાઉન્સિલે એક જ દિવસે કરી હતી અને આ રીતે અમે બન્ને એક જ દિવસે આ બન્ને મંડળમાંથી છૂટા થઇ ગયા. છૂટા થવામાં મારો ઇરાદો ફક્ત એક જ હતો કે મારા છતાં જ આ બન્ને મંડળો મારી દરમિયાનગીરી સિવાય કામ કરતાં થઇ જાય. બન્ને મંડળના અધ્યક્ષ તથા મંત્રીઓ મંડળના કામકાજથી માહિતગાર થાય અને મંડળના કામને પોતાની રીતે આગળ ધપાવતા થાય. હું આજે જોઇ રહ્યો છું કે મંડળનું કામકાજ બહુ જ સુંદર રીતે આગળ ધપી રહ્યું છે અને સરદારશ્રીને મેં આપેલું વચન પૂરેપૂરું સાર્થક થયું છે.

શ્રી નટવરલાલ દવે આણંદના વતની છે. ખેડાવાળ બ્રાહ્મણ છે. ચરોતર એજ્યુકેશન સોસાયટીના શરૂઆતના વિદ્યાર્થી છે, એટલે કે ભાઇશ્રી ભીખાભાઇના વિદ્યાર્થી છે. પ્રથમ અસહકાર વખતે એ બીજી એલએલ. બીમાં હતા, ત્યાંથી અભ્યાસ છોડી અસહકારની ચળવળમાં જોડાયા હતા, ત્યારથી લગભગ ત્રીસ વરસ સુધી એકધારૂં કોંગ્રેસમાં કામ કર્યું હતું. એ. આઇ. સી. સીના સભ્ય થયા હતા. તે વખતે જેલમાં ગયા હતા.

ઈ. સ. ૧૯૪૫માં જેલમાંથી છૂટયા પછીથી ચાડ્તર વિદ્યામંડળની પ્રવૃત્તિમાં જોડાયા હતા, અને શરૂઆતથી જ ગવર્નિંગ બૉડીમાં કામ કરી રહ્યા હતા.

મંડળને માટે ફંડ ઉઘરાવવામાં પણ એ અમારી સાથે રહેતા. એમને વાચનનો ભારે શોખ છે. કેંગ્રેસનાં કામ ઉપરાંત બીજાં સાર્વજનિક કામોમાં પણ ભારે રસ લે છે. આણંદ મ્યુનિસિપાલિટીના પ્રમુખ તરીકે પણ કામ કરેલું છે. આણંદના વૉટર વર્કસના નકશા અને અંદાજો એમના પ્રમુખ-પદના વખતમાં એમણે ચરોતર ગ્રામોદ્ધાર સહકારી મંડળ લિ. પાસે કરાવ્યા હતા. આ રીતે એ મંડળ સાથે વધારેમાં વધારે સંકળાએલા હોવાથી ભાઈશ્રી ભીખાભાઈની જગાએ સાધારણ સભાએ એમની વરણી કરી છે, અને એ દરેક રીતે યોગ્ય થયું છે. એમના આવ્યા પછીથી મંડળની કાર્યક્ષમતા સારી રીતે વધી છે.

ભાઈશ્રી ભીખાભાઈના સ્વર્ગવાસ પછીથી ચાડ્તર વિદ્યામંડળની ગવર્નિંગ બૉડીની જે પ્રથમ સભા મળી, તેમાં શ્રી ભીખાભાઈનું તેમની સેવાઓના પ્રમાણમાં યોગ્ય સ્મારક કરવું એમ ઠરાવ થયો. અને આ સ્મારક માટે યુનિવર્સિટીની લાયબ્રેરીને એમનુ નામ અપાય એટલા માટે મોટી રકમ ભેગી કરવા એક કમિટીની નિમણૂક પણ થઈ છે. કરમસદ ગામે આ સ્મારક પેટે રૂા. એક લાખ કરમસદ ગામના વતનીઓ પાસેથી ભેગા કરવાની જવાબદારી લીધી છે, અને એ પેટે રૂા. અગિયાર હજાર તો મંડળમાં જમા પણ થઈ ગયા છે. આ રકમ ભેગી કરવા ભાઈશ્રી ડાહ્યાભાઈ આફ્રિકાની પણ સફર કરવાના છે. શ્રી ભીખાભાઈનું યોગ્ય સ્મારક થાય એ માટે એમના હજારો વિદ્યાર્થીઓ પોતાથી બનતી બધી મદદ કરશે એમ મને પૂરી શ્રદ્ધા છે.

મારી પાસે હવે ફક્ત સરદાર વલ્લભભાઈ વિદ્યાપીઠનું કામ રહ્યું છે. આ નવી જન્મેલી વિદ્યાપીઠનાં ધારાધોરણો અત્યારે ઘડાઈ રહ્યાં છે. સરદારશ્રીની પ્રેરણાથી જે ઉદ્દેશો પાર પાડવા માટે અમે આ યોજના ઊભી કરેલી છે [illegible]

પ્રજાનું નવું ઘડતર કરવું હશે તો તેની શરૂઆત દેશની વિદ્યાપીઠોમાંથીજ કરવી પડશે અને એ માટે વિદ્યાપીઠોના અધ્યાપકોએ પહેલ કરવી પડશે અને કમ્મર કસવી પડશે. દેશના નવઘડતરની જવાબદારી, આજે જો કોઇના પર વધારેમાં વધારે હોય તો તે શિક્ષકો અને અધ્યાપકોને માથે છે. દેશના વિચારક વર્ગે આટલા માટે શિક્ષક અને અધ્યાપક વર્ગને માથે આ મોંઘવારીના કાળમાં આર્થિક ઉપાધિ ન રહે એની વ્યવસ્થા કરવી પડશે, અને શિક્ષકો અને અધ્યાપકોએ પણ હવે વાણિયા થયે નહિ ચાલે. જેને વાણિયા થવું હોય એણે વ્યાપાર-ઉદ્યોગમાં ચાલ્યા જવું જોઇએ. જ્યાં એ એના નસીબ પ્રમાણે ઓછુંવત્તું દ્રવ્ય મેળવી શકશે. પણ શિક્ષણ ધંધામાં પડનારે સંતોષને અપનાવવો પડશે અને બ્રાહ્મણ થવું પડશે.

બ્રાહ્મણ સિવાય શિક્ષણ ક્ષેત્રે બીજા કોઇનું સ્થાન નથી એણે એના બધા વખતનો ઉપયોગ વિદ્યા પ્રાપ્ત કરવામાં અને વિદ્યા આપવામાં કરવો પડશે. એણે પ્રમાદ ત્યાગવો પડશે, આમોદ-પ્રમોદને છોડવા પડશે, અને બધો વખત એને ભરોસે સોંપાયેલા વિદ્યાર્થીઓના હિતના વિચાર કરવા પડશે. અધ્યાપકોને આર્થિક ઉપાધિઓમાંથી મુક્ત કરવા માટે અમે અમારા બનતા પ્રયાસો આજ સુધી કર્યા છે, અને સરકારની કંઇક વક્રદૃષ્ટિ હોવા છતાંય પ્રભુકૃપાથી અમને સફળતા પ્રાપ્ત થઇ છે.

હવે તો સરદાર વલ્લભભાઇ વિદ્યાપીઠ અસ્તિત્વમાં આવી ગઇ છે. હિન્દ સરકારની કંઇક સારી મદદ મળતી થશે, જેથી અધ્યાપકોના પગારોનું ધોરણ અત્યારે છે તેથી પણ કંઇક વધારે સારૂં થઇ શકશે. જેથી આ વિદ્યાપીઠના અધ્યાપકોનો બધો વખત વિદ્યાર્થીઓને શિક્ષણ આપવામાં અને એમના સંપર્કમાં રહી એમના શારીરિક, માનસિક અને આધ્યાત્મિક વિકાસમાંજ વ્યતીત થવો જોઇએ. અહીંના બધા જ શિક્ષકોએ અને અધ્યાપકોએ એક વાત હમેશ યાદ રાખવી પડશે કે અહીંયાં ફક્ત બ્રાહ્મણો માટેજ સ્થાન રહેશે. વાણિયાઓનું અહીં કામ નથી. જેને પૈસા કમાવા હોય તે બીજે કોઇ સ્થળે જઇ શકે છે.

આપણે જો આપણો મુદ્રાલેખ આ પ્રમાણેનો રાખી શકીશું, તો જ આપણે હિન્દુસ્થાનના નવઘડતર માટે, ભાવનાશાળી, ચારિત્ર્યવાન અને બુદ્ધિશાળી વિદ્યાર્થીઓ પેદા કરી શકીશું. વિદ્યાર્થીઓએ પણ એક વાત હમેશ યાદ રાખવી પડશે કે સમાજની નેતાગીરી માટે લાયકાત મેળવવા તેઓએ સતત કામ કરવું પડશે. સમાજની નેતાગીરી એકલાં ભાષણો કરવાથી હાથમાં નહિ આવે. ભાષણો કરી અજ્ઞાન જનતાને ગોટાં ભણાવવાનો વખત હવે ચાલ્યો ગયો છે.

દેશમાં હવે ફરજિયાત કેળવણી થઈ છે, ગામડે ગામડે પુસ્તકાલયો સ્થપાતાં જાય છે, અને વર્તમાનપત્રો ગામડે ગામડે પહોંચી જાય છે. લોકમત કેળવવા માટે અનેક પ્રસંગો ઉભા થતા જાય છે. તે વખતે માત્ર વાસી થયેલા વિચારોનું પુનરાવર્તન કરવાથી કે સૂત્રો પોકારવાથી કામ સરવાનું નથી. સ્વતંત્ર હિન્દુસ્થાનમાં જનતાનું પીઠબળ મેળવવા માટે સંગીન કામ કરવાં પડશે અને એવાં સંગીન કામ કરવા માટે ખૂબ જ શ્રમપૂર્વક અભ્યાસ કરવો પડશે. હવેના જમાનામાં જુના વખતની સરકારી નોકરી માટે એકલી ઉપાધિ મેળવ્યે ચાલે એમ નથી. સરકારી નોકરીમાં પણ આજે એકેએક ખાતાં આપણે જ ચલાવવાનાં છે જેથી દુનિયાની કોઈપણ વિદ્યાપીઠનો વિદ્યાર્થી જે તલસ્પર્શી જ્ઞાન મેળવી શકે છે, તે મેળવવા માટે અહીંના વિદ્યાર્થીએ તૈયારી રાખવી પડશે. આપણી લોકશાહી બાલ્યાવસ્થામાં હોવાથી જગતના આગળ વધેલા દેશોની હરોળમાં આવવા માટે આપણે કમર કસીને સખતમાં સખત કામ કરવું પડશે.

દરેક વિદ્યાર્થીને – દરેક જુવાનને – એ લાગણી હોવી જોઈએ કે હજી આપણો દેશ જીવનજરૂરિયાતની અનેક વસ્તુઓ બનાવી શકતા નથી તેથી આપણે હજી પણ પરદેશોની સાંસ્કૃતિક ગુલામી ભોગવી રહ્યા છીએ. દેશની આ રીતની આર્થિક અને સાંસ્કૃતિક પરાધિનતા એ દરેક વિદ્યાર્થીની શરમ છે, અને આ પરાધીનતામાંથી દેશને મુક્ત કરવાની

તેની ફરજ છે. આ શરમનું ભાન જેટલું વહેલું અહીંના વિદ્યાર્થીઓને થશે તેટલે દરજ્જે આ વિદ્યાપીઠ આગળ વધી શકશે.

વિદ્યાર્થીઓને આવી રીતના અભ્યાસની સરળતા માટે અમે અહીં ઉત્તમમાં ઉત્તમ લાયબ્રેરીની યોજના કરી છે. જેમાં લગભગ છસો વિદ્યાર્થીઓને લાયબ્રેરીમાં બેસીને વાંચવાની સગવડ આપવામાં આવશે. આ લાયબ્રેરી સવારના સાતથી રાતના અગીઆર સુધી ખુલ્લી રાખવામાં આવશે, જેથી વિદ્યાપીઠનો દરેક વિદ્યાર્થી આ લાયબ્રેરીનો યથેચ્છ ઉપયોગ કરી શકશે. આ સિવાય સંશોધનમાં રસ લેનાર વિદ્યાર્થીઓ માટે એક સારા મ્યુઝિયમની પણ ગોઠવણ થશે.

સરદાર વલ્લભભાઇ વિદ્યાપીઠ ભવિષ્યમાં શું શું કરી શકશે તે તો આજે શું કહી શકાય? પણ જે ટૂંક વખતમાં વિદ્યાપીઠની સ્થાપના થઇ શકી છે તે જોતાં એનું ભવિષ્ય ઘણું ઉજળું દેખાય છે. મને આજે એક જ વાતનો સંતોષ છે કે એના સંચાલન માટે દરેક સ્થળે યોગ્ય માણસો મળી આવેલા છે. આ વિદ્યાપીઠમાં કામ કરતા બધા આચાર્યો, મહામાત્ર અને જવાબદાર અધ્યાપકો વિદ્યાપીઠને ઊંચામાં ઊંચી સ્થિતિએ લઇ જવા માટે પૂરેપૂરો પ્રયત્ન કરી રહ્યા છે. આ અમારી વિદ્યાપીઠ છે એમ દરેકના દીલમાં વસી ગયું છે. છેવટે વિદ્યાપીઠ એ એની ઇમારતો નથી, એની યંત્રસામગ્રી નથી, એનાં પુસ્તકાલયનાં પુસ્તકો નથી પણ વિદ્યાપીઠ એ તો એના અધ્યાપકો અને વિદ્યાર્થીઓ જ છે. અહીં જ્યારે આ વિદ્યાપીઠના કુલપતિ ડૉ. મહેતાબ આવ્યા હતા ત્યારે એમણે મને એક વાત કહી હતી કે ભલે તમારી પાસે પૈસા ન હોય, સુંદર મકાનો ન હોય, સાધનસામગ્રી ન હોય, સરકારની પૂરતી મદદ ન હોય, પણ એક ચીજ તો છે જ. તમારી પાસે ઉત્તમ કાર્યકર્તાઓ છે, જેથી તમારી વિદ્યાપીઠનું ભવિષ્ય ઉજ્જ્વલ છે.

---

## પ્રકરણ ૧૭મું.

## નાણાં શી રીતે ઉભાં કર્યાં ?

દેશ પરદેશના અનેક વિદ્વાનો વલ્લભવિદ્યાનગરમાં થઇ રહેલાં કામ જોવા આવે છે અને બધા જ જ્યારે જાણે છે કે આ બધાં કામ આમ-જનતાના ત્યાગ અને સહકારથી થયાં છે, ત્યારે તેઓ એક જ પ્રશ્ન પૂછે છે કે આટલાં બધાં નાણાં જનતા કેવી રીતે આપી શકી? (World Bank) વર્લ્ડ બેંકના પ્રતિનિધિઓ પણ આવ્યા હતા તેમની પાસે પૂરતો વખત ન હતો; જેથી અમે અમારી ફીલ્મ બતાવી સંતોષ માન્યો હતો. ફીલ્મ જોયા પછી એમણે પણ આવી મોટી યોજના માટે શી રીતે નાણાં મેળવ્યાં એ પ્રશ્ન પૂછ્યો હતો. પરદેશના મોટા મોટા વિદ્વાનો અને અર્થશાસ્ત્રીઓને આટલાં બધાં નાણાંની ગૂંચ શી રીતે ઉકલી તે જાણવાની ઇચ્છા થાય, તો આપણા દેશના સામાન્ય વાચકને તથા કેળવણીમાં રસ લેનાર વ્યક્તિઓને આ જાણવાની ઇચ્છા થાય એ સહાજીક છે.

હું જ્યારે આ યોજનાના વિચારો કરી રહ્યો હતો ત્યારે દાદા-સાહેબ માવલંકર જેલમાંથી છૂટયા હતા. દેશના બીજા બધા નેતાઓને છોડના અગાઉ ઘણા મહીના પહેલાં તેમને છોડયા હતા. હું અમદાવાદ મ્યુનિસિપાલિટીમાં હતો ત્યારથી મારો એમની સાથે ગાઢ પરિચય હતો અને એમને પણ મારામાં ખૂબ વિશ્વાસ હતો; જેથી એ જેલમાંથી છૂટયા પછીથી હું એમને અમદાવાદમાં મળ્યો અને સરદારશ્રીના આદેશથી

હું કેવી જાતની યોજના ઘડી રહ્યો છું એ વાત એમને કહી. દાદાસાહેબને યોજના ઘણી પસંદ પડી અને યોજનાને એમનો પૂરેપૂરો સહકાર મળશે એની મને ખાત્રી આપી. ચારુતર વિદ્યામંડળની જ્યારે સ્થાપના થઇ ત્યારે સરદારશ્રી પ્રમુખ હતા અને દાદાસાહેબ ઉપપ્રમુખ હતા. સરદારશ્રીના સ્વર્ગવાસ પછીથી તેમણે જીવતા સુધી પ્રમુખ તરીકે કામ કર્યું હતું.

આવી જાતની દાદાસાહેબની મારા પ્રત્યે મમતા હોવાથી, એમણે મને એક ખાસ સલાહ આપી. અમદાવાદ એજ્યુકેશન સોસાયટી માટે આર્ટ્સ અને કૉમર્સ કૉલેજ બાંધવાની હતી અને એમને પણ ધ્વજ ચારીની વાડી માટે બીજી જમીનની જરૂર હતી; જેથી એમણે આ બન્ને સંસ્થાઓ માટે લગભગ બસો વીઘાં જમીન લીધી હતી. આ જમીનની કિંમત એમણે તે વખતે વીઘાના બસો ત્રણસો રૂપિયા આપ્યા હતા. તે સ્થળે આર્ટ્સ અને કૉમર્સ કૉલેજ બંધાતાં આજુની જમીનની કિંમત ઘણી વધી ગઇ હતી, અને છેવટે જ્યારે ગુજરાત યુનિવર્સિટી માટે જમીન લેવાનો વખત આવ્યો અને અમદાવાદ એજ્યુકેશન સોસાયટીને પણ પોતાની બીજી કૉલેજો બાંધવાનો વખત આવ્યો ત્યારે દશ વર્ષના ટૂંકા ગાળામાં પડોશની જમીનની કિંમત વીઘાને બદલે વાર ઉપર બોલાતી હતી.

દાદાસાહેબે મને ખાસ કહ્યું હતું કે મહેનત અમદાવાદ એજ્યુકેશન સોસાયટીએ કરી જોખમ વેઠ્યું, અને કૉલેજોને પગભર કરવા માટે શરૂઆતની ખોટ ખમી; જ્યારે એનો લાભ પડોશના ખેતરવાળાઓને વગર મહેનતે અને વગર જોખમે મળ્યો. અમદાવાદ એજ્યુકેશન સોસાયટીને લોકકલ્યાણનાં વધારાનાં કામ કરવા માટે આ થયેલી ભૂલ માટે ભારે રકમ ચૂકવવી પડી. તમારી યોજના માટે ભવિષ્યમાં આવો પ્રસંગ ઉભો ન થાય એ માટે જોઇએ એના કરતાં પણ વધારે જમીન તમે અગાઉથી રાખી લેજો.

લગભગ આજ અરસામાં શ્રી એન. એમ. શાહ સુરતથી ચરોતર એજ્યુકેશન સોસાયટીમાં આવ્યા હતા, અને એમણે મને એમના અનુભવની વાત કરી હતી. સને ૧૯૧૭ના અરસામાં સુરત એજ્યુકેશન સોસાયટી સ્થપાઇ હતી. આર્ટ્સ અને સાયન્સ કૉલેજ માટે અઢાર એકર જમીન ખરીદવાનો સોસાયટીએ નિર્ણય લીધો. સુરતના એક ભાઇ પાસે ૨૪ એકર જમીન હતી તેની કિંમત એકરે એક હજાર રૂપિયા હતી. સુરત એજ્યુકેશન સોસાયટીએ આ ચોવીસ એકર જમીનમાંથી અઢાર એકર જમીન રૂપિયા અઢાર હજારમાં ખરીદ કરી. તેના ઉપર આર્ટ્સ અને સાયન્સ કૉલેજો બાંધી. સને ૧૯૪૪માં સુરત એજ્યુકેશન સોસાયટીએ કૉમર્સ કૉલેજ બાંધવાનો વિચાર કર્યો. સને ૧૯૧૭ની સાલમાં રૂપિયા ૭ હજાર માટે નહિ ખરીદેલી પેલી જમીન વેચાતી લેવાની જરૂર પડી અને એના રૂપિયા છન્નુ હજાર આપવા પડયા.

અમારે ઘર આંગણે સને ૧૯૧૭માં ચરોતર એજ્યુકેશન સોસાયટી માટે હજાર રૂપિયે એકરના હિસાબે જમીન મેળવી હતી. સને ૧૯૪૫માં જ્યારે અમે પ્રાથમિક શાળાના શિક્ષકો માટે અધ્યાપન મંદિર બાંધવાનો વિચાર કરી રહ્યા હતા ત્યારે વધારાની જોઇતી જમીન માટે ગુંઠાએ બે હજાર રૂપિયાની વાતો થતી હતી અને છેવટે એ જમીન એક દશકાની અંદર ગુંઠાના ત્રણ હજાર રૂપિયા આપી ખરીદવી પડી છે. આ બધી વાતોનો અમે એક સાર કાઢયો હતો કે જે સ્થળે અમે અમારી યોજના ઉભી કરીશું તે સ્થળની આજુબાજુની જમીનની કિંમત ઘણી વધી જવાની છે માટે અમારી યોજના માટે જોઇતી જમીન તે ગામના લોકો અમને મફત આપે એવી શરત અમે મૂકી હતી.

આગળ જણાવ્યું તેમ અમારો જમીનનો પ્રશ્ન બહુ સુંદર રીતે ઉકલી ગયો. અમારે અમારી યોજના માટે અઢીસો વીઘાંની જરૂર હતી. ગામ લોકો પાસે અમે પાંચસો વીઘાં જમીન માગી હતી; જેમાંથી

અર્ધી જમીન ટાઉન પ્લૅનિંગ માટે પાછી આપવાની હતી. ગામ લોકાએ અમને બધી મળી નવસો વીઘાં ઉપરાન્ત જમીન આપી. આમાંથી અમારે હિસ્સે ચારસો પચાસ વીઘાં જમીન આવી. યોજનાએ માટે અમે સાડા ત્રણસો વીઘાં જમીન જુદી રાખી છે. જ્યારે બાકીની સો વીઘાં જમીનના પ્લૅાટ પાડી તે પ્લૅાટ અમે આસ્તે આસ્તે વેચી દીધા છે. બધા મળીને અત્યાર સુધીમાં નવ લાખ રૂપિયાના પ્લૅાટ વેચ્યા છે.

આ ઉપરાન્ત નગરમાં વૉટર વર્ક્સ, ડ્રેનેજ અને સડકો માટે લોકાએ વારે એક રૂપિયાનો ફાળો આપો છે. એ ફાળાની રકમ રૂપિયા દશ લાખની થઇ છે. એમાં રૂપિયા છ લાખ વૉટર વર્ક્સ અને ડ્રેનેજ માટે છે; જ્યારે રૂપિયા ચાર લાખ સડકો માટે છે. સરકારની ગ્રાન્ટ, અમારી મહેનત તથા મંડળનો પોતાનો ફાળો ભેગો થઇને વૉટર વર્ક્સ અને ડ્રેનેજનાં કામ અમારી ગ્રામ પંચાયત પૂરાં કરી શકશે. આ રીતે અમે શરૂઆતમાંજ જોઇતી જમીન મફત મેળવી અને ઉપરાન્ત ઓગણીસ લાખ રૂપિયા રોકડા મેળવ્યા.

ચારૂતર વિદ્યામંડળના બંધારણમાં આજીવન સભાસદોના ચાર વર્ગ રાખેલા છે. મધ્યમ વર્ગના ઉપલા થર માટે જીવનમાં એક વખત રૂપિયા પાંચ હજાર આપવાના છે. હાલને ધીંગડે ચાલનાર મધ્યમ વર્ગ માટે રૂપિયા હજાર આપવાના રાખ્યા છે. નીચલા થરના મધ્યમ વર્ગ માટે રૂપિયા પાંચસો આપવાના રાખ્યા છે. અને પોતાનો કારભાર ગબડાવનાર મધ્યમ વર્ગ માટે રૂપિયા અઢીસો આપવાના રાખ્યા છે. આ ચારમાંથી કયા વર્ગમાં દરેક વ્યક્તિએ—સ્ત્રી અગર પુરૂષે સભ્ય થવું તે અમે સભ્ય થનાર વ્યક્તિ ઉપરજ છોડીએ છીએ. કોઇને ખાસ આગ્રહ કરતા નથી. અમારૂં કામ જુએ અને એમનું દીલ કબૂલ કરે તે પ્રમાણે જે તે વ્યક્તિ જે તે વર્ગમાં સભ્ય થાય છે. અત્યાર સુધીમાં ચારૂતર વિદ્યામંડળના લગભગ અઢી હજાર સભ્યો નોંધાઇ ગયા છે અને એમની સભ્ય ફીનો આંકડો રૂપિયા વીસ લાખ સુધી ગયો છે.

આ સિવાય અનેક ભાઇબહેનો વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિ આપવા માટે ૭ થી દશ હજાર રૂપિયા સુધીનાં દાન આપી રહ્યાં છે, જે રકમો અમે છાત્રાલયો બાંધવામાં વાપરીએ છીએ અને છાત્રાલયના ભાડામાંથી દાનમાં આપેલી રકમ ઉપર ત્રણ ટકા લેખે વ્યાજ ગણી તે રકમની શિષ્યવૃત્તિઓ અપાય છે. આવી રીતે અત્યાર સુધીમાં અમને લગભગ ચાર લાખ રૂપિયા મળ્યા છે. આગળ જણાવ્યું તેમ કૉલેજો બાંધવા માટે રૂપિયા અઢારીસ લાખની બે રકમો મળેલી છે. હોસ્ટેલો બાંધવા માટે રૂપિયા અઢી લાખ અમારી પાસે આવી ગયા છે. અને અમને મદદ કરવાના ઉદ્દેશથી ઘણાં ભાઇબેનો અમારે ત્યાં ત્રણ ટકા વ્યાજમાં ડીપોઝીટ મૂકી જાય છે. અત્યાર સુધી અમારી પાસે સરેરાશ રૂપિયા ચાર લાખ ડીપોઝીટ તરીકે મળ્યા છે.

આ રીતે જ્યારે સરકારની મદદ વગર અહીં આર્ટ્સ, સાયન્સ, એન્જીનિયરિંગ અને કૉમર્સ કૉલેજો ઉભી થઇ, સાથે સાથે બાળમંદિર, પ્રાથમિકશાળા, માધ્યમિકશાળા અને હુન્નર ઉદ્યોગની શાળાઓ ઉભી થઇ; તદ્ ઉપરાન્ત શિક્ષકો અને અધ્યાપકો માટેનાં મકાનો બંધાયાં અને મહાવિદ્યાલયોના છાત્રો માટે લગભગ સોળસો વિદ્યાર્થીઓ રહી શકે તેવાં છાત્રાલયો તૈયાર થયાં; લગભગ સો વિદ્યાર્થિનીઓ રહી શકે તેવું કન્યા-છાત્રાલય ઉભું થયું અને માધ્યમિક શાળાના બસો વિદ્યાર્થીઓ રહી શકે તેવાં છાત્રાલયો તૈયાર થયાં; ત્યારે આવી પોતાના પગ ઉપર ઉભી રહી શકે તેવી સંસ્થા તરફ કેન્દ્ર સરકારનું લક્ષ દોરાયું એ સ્વાભાવિક બાબત છે.

કેન્દ્ર સરકારે એન્જીનિયરિંગ કૉલેજોને અદ્યતન બનાવવા માટે એક કમિટી નીમેલી છે. અમારી કૉલેજમાં મકાનનો અમુક ભાગ પૂરો કરવાનો બાકી હતો, તેમજ કૉલેજને અદ્યતન બનાવવા માટે થોડી યંત્ર સામગ્રીની પણ જરૂર હતી. આ સિવાય એન્જીનિયરિંગ કૉલેજના વિદ્યાર્થીઓ માટે અમે લગભગ ત્રણસો વિદ્યાર્થીઓની જોગવાઇ કરેલી

હતી પણ એ ઉપરાન્ત બીજા ત્રણસોની જોગવાઈ તાત્કાલિક કરવાની હતી; જેથી અમે કેન્દ્ર સરકારની કમિટી પાસે મદદ માટે ધા નાખી.

પ્રથમ તો પશ્ચિમ વિભાગની કમિટી આવી, એણે અમારું કામ જોયું, અમારી જરૂરિયાતની ખાત્રી કરી અને જરૂરી ભલામણો કરી. ત્યાર પછી હિન્દ સરકારની કમિટી આવી. તેણે નીચે પ્રમાણેની ખર્ચની રકમો મંજુર કરી છે. આ ખર્ચની ૨/૩ રકમ કેન્દ્ર સરકાર, ૧/૬ મુંબઇ સરકાર અમને આપશે અને બાકીની ૧/૬ રકમ અમારે ઉભી કરવી પડશે.

મકાન માટે રૂા. ૧,૮૨,૮૦૦ ફરનીચર માટે રૂા. ૨૫,૨૦૦, ઇકવીપમેન્ટ માટે રૂા. ૫,૩૪,૧૮૫ લાયબ્રેરી માટે રૂા. ૩૦,૦૦૦.

તેજ શરતોએ વિજ્ઞાનના અનુસ્નાતક વર્ગ માટે નીચેની ખર્ચની રકમો મંજુર થઇ છે.

મકાન માટે રૂા. ૧,૩૭,૦૦૦. લાયબ્રેરી માટે રૂા. ૩૫,૦૦૦. અને ઇકવીપમેન્ટ માટે રૂા. ૬૯,૦૦૦.

તે ઉપરાન્ત પાંચ વર્ષ સુધી રીકરીંગ ગ્રાન્ટ રૂા. ૨૭,૦૦૦ના પચાસ ટકા સુધી કેન્દ્ર સરકાર મદદ આપશે. ત્યારપછી તદ્દન બંધ થશે.

આની સાથે કેન્દ્ર સરકારે એક શરત એવી મૂકેલી કે કેન્દ્ર સરકાર ફક્ત આ રકમના બે તૃતીયાંશ આપશે, જ્યારે બાકીના એક તૃતીયાંશની રકમ મુંબઇ સરકારે આપવી પડશે. શરૂઆતમાં તો મુંબઇ સરકારે કંઇપણ રકમ આપવાની ના પાડી, જેથી એક તૃતીયાંશની પૂરેપૂરી જવાબદારી અમારે ઉઠાવવી પડેલી. પછીથી મુંબઇ સરકાર પાસે અમારી તો માગણી ચાલુ રહેવાથી છેવટે તેમણે ૧/૬ ગ્રાન્ટ આપવાનું કબુલ કર્યું. આ રીતે આ સંસ્થાના ઇતિહાસમાં સૌથી પ્રથમવાર મુંબઇ સરકાર તરફથી અમને રૂપિયા એક લાખ એકત્રીસ હજાર ત્રણસો સને ૧૯૫૬ના માર્ચ માસમાં મળ્યા.

આ ઉપરાન્ત છાત્રાલયો બાંધવા માટે કેન્દ્ર સરકારે અમને રૂપિયા પાંચ લાખ સાડ હપ્તાની વગર વ્યાજની લોન આપી જે અમારે ૩૩ હપ્તે પાછી આપવાની છે. આ રીતે થોડા વખત માટે અમને વિદ્યાર્થીઓને રહેવાની સગવડ આપવા માટે મોટી રાહત મળી. હવે તો સરદાર વલ્લભભાઈ વિદ્યાપીઠની સ્થાપના થઇ ગએલી છે, જેથી યુનિવર્સિટી ગ્રાન્ટ કમિશન પાસે વધારેનાં છાત્રાલયો બાંધવા માટે રૂપિયા સોળ લાખની માગણી કરી છે અને તે થોડા વખતમાં મળી જશે એવી અમને આશા છે. આ સિવાય વિદ્યાપીઠને હિન્દની શ્રેષ્ઠ વિદ્યાપીઠની હરોળમાં લાવવા માટે યુનિવર્સિટી ગ્રાન્ટ કમિશન તરફથી જોઇતી મદદ મળતી રહેશે એમ અમે માનીએ છીએ.

આતો થઇ રોકડા રૂપિયાની વાતો. છતાંય એમાં વાચકોએ એક જોઇ લીધું હશે કે અરસપરસના વિશ્વાસથી અને લોકોના સહકારથી, લાખો રૂપિયાની કિંમતની જમીન અમે વગર પૈસે મેળવી, એટલું જ નહિ પણ શરૂઆતમાં વાપરવા માટે અમારા હાથમાં જમીનના કાર્યક્રમને લીધે રૂપિયા ઓગણીસ લાખની રકમ આવી. જેથી અમે જાહેર કાર્યકર્તાઓને એક ચીજ સાબિત કરી બતાવી કે પૈસા એ ફક્ત બેંકમાં જમા રહેલી રકમ નથી પણ બુદ્ધિનુ રૂપાંતર પૈસામાં થઇ શકે છે. આની સાથે મજુરી એ પણ પૈસા છે એ અખતરો પણ અમે આ યોજનામાં શરૂ કર્યો.

સને ૧૯૪૬ના માર્ચની ૧૦મી તારીખે અમારી પાસે મજુરોની પહેલી ટોળી આવી. આ ટોળીમાં લગભગ ૫૦ મજુરો હતા. શ્રી રૂડાભાઇ આ ટોળીનો મુકાદમ હતો. અમે જેમ જમીન માલિકોનો સહકાર લીધો હતો તે પ્રમાણે મજુર–કારીગરોનો પણ સહકાર લેવાનો અમારી યોજનામાં સમાવેશ હતો. Enlightened Self Interestના સ્વાર્થ સાથે પરમાર્થના સિદ્ધાન્તનો અમલ અમે મજુરો સાથે પણ કર્યો. વિદ્યાનગરમાં બહુ મોટું કામ થવાનું છે એવું સાંભળીને રૂડાભાઇ અને

એના માણસો આવ્યા હતા. એ લોકો જયપુર રાજ્યમાંથી ગુજરાતમાં આવ્યા હતા. જ્યાં જેટલા વખતનું કામ મળે તેટલો વખત ત્યાં રહી કામ પૂરું કરતા હતા અને બીજા કામની શોધમાં પાછા નીકળી પડતા હતા. બીજું કામ મળતા સુધીમાં એમની જુની બચત ખવાઇ જતી હતી.

એ લોકોને મેં સીધેસીધી વાત કરી કે અહીં તમને પચાસ વરસ સુધી સતત કામ મળ્યા કરશે, રહેવા માટે વગર ભાડે અત્યારે જમીન આપીશું, એના ઉપર કામચલાઉ મકાનો બાંધવા અમારી પાસે જે માલસામાન છે તે પણ તમને મફત મળશે. પીવાના પાણીની સગવડ વગર ખર્ચે કરી આપવામાં આવશે. પણ અહીંયાં લોકકલ્યાણનાં કામ થઈ રહ્યાં છે તેમાં આપણી સમજુતિથી ઠરેલા ઓછા દરે તમારે કામ કરવું પડશે. જ્યારે જ્યારે બહાર કોઈ કામ નીકળે ત્યારે વધારે કમાઇ કરવા માટે ત્યાં જવાની તમને રજા છે. પણ જ્યારે તમને બહારનું કામ ન મળે ત્યારે તમને અહીંનાં કામ સતત મળ્યા કરશે. જ્યારે તમે બહારનું કામ કરતા હશો ત્યારે પણ અહીં રહેવા બદલ તમારી પાસેથી ઘરભાડાના કે પાણીના પૈસા લેવામાં નહિ આવે, એટલું જ નહિ પણ જો થોડું દૂરનું કામ હશે તો માણસોને લાવવા લઈ જવા માટે જુજ ભાડાથી મોટરલૉરી પણ મળશે.

આ પ્રમાણેની રોજંદી સગવડો ઉપરાન્ત અભણ માણસોને વાંચતાં લખતાં રાતના વખતે શીખવાડીશું, અને જ્યારે અહીંયાં શાળાઓ થશે ત્યારે તમારાં છોકરાંને જ્યાં સુધી ભણવું હશે ત્યાં સુધી મફત ભણાવવાની વ્યવસ્થા કરીશું, અને જો તમારે આ સ્થળે કાયમના રહેવાનો વિચાર થશે તો આસ્તેઆસ્તે તમારે માટે પાકાં ઘર બંધાવવા સંસ્થા પૂરેપૂરી મદદ કરશે. આ બધા મજુરોને સંસ્થાના ઉદ્દેશ સમજતાં વાર ન લાગી. તે વખતે તો અમારી પાસે માટીકામનું કામ હતું. એમણે દોઢ રૂપિયે બરાસના હિસાબે માટીકામ કરવાનું કબુલ કર્યું; વિદ્યાનગરની બહાર માટી કામનો તે વખતે અઢી રૂપિયા ભાવ

હતો. છેલ્લાં દશ અગીઆર વરસથી આ લોકો તથા બીજા મજુરો એ જ ભાવે હજુ પણ કામ કરી રહ્યા છે. માટીકામ ઉપરાન્ત મકાન, રસ્તા વિગેરેનાં બધાં કામો માટે અમારી પાસેથી બહાર ચાલતા દરો કરતાં સરેરાશ ૪૦ ટકા દર ઓછો લે છે. બહાર જ્યારે જ્યારે કામ મળે છે ત્યારે ત્યારે અમારી રજા લઇને અને અમારા કામને અડચણ ન આવે તેવી ગોઠવણ કરીને, એ લોકો બહારનાં કામ કરી આવે છે અને બે પૈસા વધારાના કમાઇ લે છે.

સુથાર–કડિયા વિગેરે બીજા કારીગરો ઉપર બતાવેલા ધોરણસર અમારી પાસે પચીસથી ત્રીસ ટકા ઓછા દરે કામ કરે છે. ઇંટો પકવનારા ખેડા જીલ્લામાં બીજા કોઇ સ્થળે મળતા ભાવ કરતાં વીસ ટકા ઓછી કિંમતે ઇંટો પૂરી પાડે છે. ઇંટોમાં વપરાતી કોલસીની કિંમતમાં ઘટાડો કરવાનું એમના હાથમાં નથી, જેથી વીસ ટકા ઓછી કિંમતે ઇંટો આપવામાં એમને મજુરીમાં પાંત્રીસથી ચાલીસ ટકાનો ઘટાડો કરવો પડે છે. અમને ઇંટો આપનારા મુકાદમ પાસે આજે એટલી સમૃદ્ધિ થઇ છે કે અમારા કામ ઉપરાન્ત તે વડોદરામાં પોતાનો સ્વતંત્ર ભઠ્ઠો ચલાવે છે અને ભઠ્ઠામાં પાકેલી ઇંટો પોતાની મોટર લૉરી મારફતે શહેરમાં પહોંચાડે છે.

આ બધા મજુરો અને કારીગરો જ્યારે પ્રથમ અમારી પાસે આવ્યા ત્યારે એમની પાસે બિલકુલ મૂડી ન હતી. આજે તે બધા સુખી, સંતોષી જીવન ગાળે છે અને એમના મુકાદમો પંચ વર્ષીય યોજનાઓને લીધે ચાલતાં નાનાં મોટાં સરકારી કામો ઉપર કૉન્ટ્રાક્ટ લઇ શકે છે. એમની પાસે જોઇતી મૂડી ભેગી થઇ છે. વિદ્યાનગરમાં અનેક જાતનાં કામ કરવાથી એમની કાર્યક્ષમતા વધી છે અને વિદ્યાનગરમાં કામ કરેલા હોવાથી એમને બહારના કામો માટે પ્રથમ પસંદગી મળે છે. એ લોકો સારું કામ કરે છે એવી એમણે શાખ મેળવી છે. મુકાદમોએ દેશમાં પોતાનાં રહેવાનાં ઘર બંધાવ્યાં છે. અહીંયાં પણ દૂરના કામો

ઉપર જવા માટે એમની પાસે પોતાની માલિકીની ઝૂંપો કે મોટર સાયકલો આવી ગઇ છે. કેટલાકે પોતાને રહેવા માટે પોતાની માલિકીનાં મકાનો વિદ્યાનગરમાં બંધાવ્યાં છે, અને બીજા બાંધી લેવાની તૈયારીમાં છે. આવાં મકાનો બાંધવામાં મજુરો અને કારીગરો અરસપરસ સહકાર આપે છે.

ઈંટોના ભઠ્ઠા ઉપરથી ઈંટો અને રેડાં વહેવાનું કામ ઓડ લોકો ગધેડાં વડે કરે છે. છેલ્લાં દશ વરસથી વિદ્યાનગરમાં લગભગ બસો અઢીસો ગધેડાં કામ કરી રહ્યાં છે. આ ઓડ લોકો પણ ઈંટો લાવવાનું કામ લગભગ ૩૫ થી ૪૦ ટકા ઓછા ભાવે કરે છે. બદલામાં એમને રહેવાની અને એમનાં ગધેડાંને ચરાવવાની અને પાણીની વ્યવસ્થા અમે કરાવી આપી છે. આ ઓડ લોકોના મુખ્ય માણસનું નામ ચતુર કાળા છે. ઈંટો વિદ્યાનગરમાં કોઇ પણ સ્થળે લઇ જવા માટે હજાર ઈંટે અમે એને ચાર રૂપિયા આપીએ છીએ. આ ભાવમાં એ ભઠ્ઠા ઉપરથી ગધેડાં ઉપર ઈંટો ભરે છે, બંધાતા મકાનના પાયા ઉપર ઈંટો લઇ જાય છે અને એ સ્થળ ઉપર હજાર હજાર ઈંટોની થપ્પીઓ ગોઠવી આપે છે.

સને ૧૯૪૭ના માર્ચમાં એક વખત એ મારી પાસે ઈંટો ગણી લેનાર કારકુનને લઇને આવ્યો. એણે ફરિયાદ કરી કે આ કારકુન સંસ્થાનું લુણહુલાલ કરતો નથી. મેં પાયા ઉપર ચોવીસ હજાર ઈંટો મૂકી છે; જ્યારે એણે બેંતાલીસ હજાર ઈંટોનું બીલ બનાવ્યું છે. કારકુને કહ્યું કે, "સાહેબ, એને ગણતાં આવડતું નથી. ઈંટો બરાબર બેંતાલીસ હજાર છે." ચતુરે જવાબ આપ્યો કે, "આ કારકુન નોકરીને લાયક નથી, તમે બીજા કોઇ કારકુનને મોકલો. મેં બરાબર ચોવીસ હજાર જ ઈંટો મૂકી છે; અને આવા વગર પરસેવાના પૈસા હું લઉં તો મારાં છોકરાં સુખી ન થાય."

બીજો કારકુન ગયો. હજાર હજાર ઈંટોના ચોવીસ થપ્પા હતા તે ગણી લાવ્યો. પહેલા કારકુનને એની ભૂલ કબુલ કરવી પડી. એણે

ચોવીસને બદલે બેંતાલીસનો આંકડો લખ્યો હતો, એમાં સ્મૃતિદોષની સાથે સાથે નિષ્કાળજી પણ હતી. છતાં ય આજના જુવાનોની પેઠે ભૂલ કબુલ ન કરવાની જીદ પણ હતી. ભૂલ સાબિત થયા પછીથી એણે માફી માગી અને એને તાકીદ આપી જવા દીધો. પણ મને મોટો આનંદ તો એ થયો છે કે જે વખતે દેશમાં ગમે તે ઉપાયે લક્ષાધિપો કોટ્યાધિપો થવાની પેરવીમાં અને કોટ્યાધિપો અબજોપતિ થવાની પેરવીમાં હતા, તે વખતે આ ગરીબ માણસ અઢાર હજાર ઈંટોના ખેંચામણ તરીકેના બીજાની ભૂલથી મળતા બોતેર રૂપિયા લેવાની ના પાડતો હતો. એને મન બોતેર રૂપિયા બહુ મોટી રકમ હતી; છતાં પણ એને પ્રમાણિકપણાનો ગર્વ હતો. એ સાચો છે એ મસ્તીમાં એના દિવસો આનંદથી પસાર થતા હતા. મારૂં મસ્તક એના ચરણમાં નમ્યું. હું એને બીજું તો શું આપું! પણ બે વરસ સુધી એને દર હજાર ઈંટે ચાર આના બક્ષીસ તરીકે આપ્યા. એને લગભગ ચાલીસ લાખ ઈંટો ઉપર આ બક્ષીસ મળી હતી. એટલે એના પ્રમાણિકપણા માટે તેને હજારેક રૂપિયા બક્ષીસ તરીકે મળ્યા.

અમારા કામોથી આમ જનતાના સામાન્ય માણસોમાં પણ એટલી શુભ લાગણી ફેલાઇ હતી કે તેઓ વારતહેવારે, સારે માઠે પ્રસંગે કે દિવાળી ઉપર અમને કંઇ કંઇ ભેટ મદદ તરીકે મોકલતા હતા. કોઇ કોઇ ભાઇઓ સંસ્થા જોઇ ગયા પછીથી અને વગર માગ્યે ઘેર જઇને નાની મોટી રકમના ચેકો મોકલાવી આપતા હતા. પચાસ રૂપિયાથી લઇને પચીસ હજાર રૂપિયા સુધીની રકમોના ચેક આ રીતે અમને ટપાલ મારફતે મળેલા છે. પણ એ બધા કરતાં અમારે મન મોટી કિંમત તો કરમસદ ગામમાંથી ગં. સ્વ. સાકરબાએ આપેલી રકમની છે.

ગં. સ્વ. સાકરબા બાળ વિધવા છે. એમણે ૭ હજાર રૂપિયા અમદાવાદમાં એમના ભત્રિજાની મીલમાં ૭ ટકાના વ્યાજે મૂકયા હતા. અમને મદદ કરવાના ઉદ્દેશથી એ રકમ અમદાવાદમાંથી ઉપાડી અમારે

ત્યાં ત્રણ ટકા વ્યાજમાં મૂકી હતી. એમની પાસે વરસ આખરે કંઇ બચત થતી તે સો સવાસો રૂપિયા વિદ્યાનગર આવીને આપી જતાં. ઘરડી ઉમર થવાથી એમનાથી ચલાતું ન હતું; જેથી આઠ આના આપી એક્કા ભાડે કરી એ વિદ્યાનગર આવતાં. મેં એમને ઘણું કહેલું કે જ્યારે તમારે આવવું હોય ત્યારે અમને સંદેશો મોકલશો તો અમારી જીપ તમને લેવા આવશે. કરમસદથી અનેક છોકરાઓ નોકરી માટે આવે છે જેથી સહેલાઇથી તમે એમની સાથે સંદેશો મોકલી શકશો. સાકરબાએ જવાબ આપેલો કે "જો અહીં આવવા માટે સંસ્થાની જીપ વાપરું તો પછી સંસ્થાને મેં શું આપ્યું? એવી ધર્માદાની ચીજ મારાથી ના વપરાય." આવા બનતાં બનાવોથી અમારી શ્રદ્ધા ટકી રહેતી હતી અને વધતી હતી. ગં. સ્વ. સાકરબા અમારા મંડળના ટ્રસ્ટી શ્રી છોટાભાઇ રેવાભાઇનાં ભાભી હતાં.

સૌથી છેલ્લી પણ સૌથી વધારે અગત્યની અમારા મંડળની એન્જીનિયરિંગ સર્વિસની યોજના છે. માલ માટે બજાર શોધવાનું કામ ઘણું મુશ્કેલ છે. વેપારીઓએ આ દેશમાં હજારો વરસોથી વેપારની અને આડતની અમુક જાતની વ્યવસ્થા ગોઠવી દીધેલી છે. નવા વેપારીએ એમાંથી રસ્તો કાઢવો એમાં ઘણીજ કુનેહ અને લાગવગની જરૂર છે. અમારી પાસે એ એમાંથી એક પણ ચીજ ન હતી, જેથી અમે એક નવોજ રસ્તો લીધો હતો. તૈયાર થતા માલ માટે પહેલેથી માગણી ઉભી કરવી. અમારે વેચવાના માલ માટે બજાર ઊભું કરવું જેથી અમારે માલ ખપવવાની જરૂર ના રહે. વાપરનારને અમારા માલની જરૂર હોય તો એ ખુશીથી લેવા આવે અને એની જરૂરિયાત પુરી પાડીને પછીથી અમારી જરૂરિયાત માટે માલ વાપરવો, એ સિદ્ધાન્ત અમે રાખ્યો હતો.

અમારા એન્જીનિયરો અમારાં મકાનો માટે જોઇતી ઇંટો તૈયાર કરાવતા હતા. આ ઇંટો માટે બહારથી ઘરાકી આવે તો એમને ઇંટો

અપાતી હતી અને આ પ્રમાણે જેટલી ઇંટો બહાર વેચાય તેટલી તૂટ પુરી કરવા માટે વધારે પાટલાવાળાને બોલાવતા હતા અને વધારે ઇંટો પકાવી લેતા હતા. આ પ્રમાણે ચુનો પકવવામાં પણ બનતું હતું. સૉમીલ અને સ્પન પાઇપ ફૅક્ટરીમાં પણ આ પદ્ધતિ રાખી હતી, આને લીધે સંસ્થા શરૂ કરી તે દિવસથીજ અમે લોકોને અંકુશોના વખનમાં મદદ કરી શકયા અને સંસ્થાનાં કારખાનાં ચાલુ રહેવા ઉપરાન્ત સંસ્થાને બે પૈસાની મદદ મળતી રહી.

આ બધા બનતા માલ સામાન માટે બજાર ચાલુ રહે એ ઉદ્દેશથી અમે વિદ્યાપીઠની આજુબાજુ બાવીસ સો બંગલા બાંધવાની યોજના કરી છે. વિદ્યાપીઠનાં મકાનો અને બંગલાઓને લીધે સંસ્થાઓને પચીસ વરસ કે તેથી વધારે વરસો સુધી સતત કામ મળ્યા કરશે અને સંસ્થામાં ચાલુ ઉત્પન્નનો પ્રવાહ આવતો જશે. સંસ્થાના વૉટર વર્ક્સ અને ડ્રેનેજ ઉપરાન્ત ગામડે ગામડે વૉટર વર્ક્સ ડ્રેનેજની યોજનાઓ અમે અમલમાં મૂકી રહ્યા છીએ. આ માટે સ્પન પાઇપ ફૅક્ટરી અને ફાઉન્ડ્રીમાં સતત કામ મળતું રહે છે અને જેમ વરસ જાય છે તેમ કામ વધતું જ જાય છે. આ અમે ઉભા કરેલા બજાર ઉપરાન્ત મ્યુનિસિપાલિટીઓ અને આમજનતા તરફનાં કામ મળતાં રહે છે, જે અમે પહેલાં પૂરાં કરી આપીએ છીએ.

વિદ્યાપીઠના કામ માટે વર્કશૉપ અને ફાઉન્ડ્રીની ખાસ ઉપયોગીતા તો હતીજ. પણ હવે જેમ જેમ નાનાં મોટાં યંત્રો બનાવવાનું કામ અહીં શરૂ થતું જાય છે, તેમ તેમ વર્કશૉપ અને ફાઉન્ડ્રીમાં વધારો થતો રહ્યો છે. આ યંત્રો વેચવા માટે બજાર ખોળવાની જરૂર નથી. Enlightened self Interest (સ્વાર્થ સાથે પરમાર્થ)ના સિદ્ધાન્ત અનુસાર જો વધારે મળતર હશે તો આમજનતા પોતાના સ્વાર્થને લીધે આ યંત્રો ખરીદવાની છે. અને યંત્રો મેળવવા માટે પડાપડી થવાની છે. એટલે કુદરતી રીતે બજાર જામતાં જાય છે. વેપારીઓએ

સિદ્ધાન્ત સ્થાપ્યો છે કે બીજી જગાએ ન મળતી અને લોકની ખાસ જરૂરિયાતની જો એકાદ ચીજ દુકાનમાં રાખી હોય તો તેની સાથે બીજી ચીજો પણ સહેલાઇથી વેચાય.

આ સિદ્ધાન્ત અનુસાર અત્યારના જમાનામાં લોકોની ખાસ મહત્ત્વની ચીજ એ વૉટર વર્ક્સની છે. ગામ લોકો વૉટર વર્ક્સ માટે અમારી પાસે આવે છે. આ રીતે અમારા એન્જીનિયરો પણ ગામ-લોકોના સંપર્કમાં આવે છે અને વૉટર વર્ક્સનાં કામ સાથેસાથે ગામમાં કંઇ સ્કૂલ બાંધવી હોય, દવાખાનું બાંધવું હોય, પ્રસુતિગૃહ બાંધવું હોય, કે કોઇને ખાનગી મકાન બંધાવવું હોય, તો એ બધાં કામ અમારા એન્જીનિયરને સોંપે છે. વૉટર વર્ક્સથી માંડીને આ બધાં કામના નકશા અને અંદાજો કરવા માટે અમારું મંડળ સવા ટકા લે છે અને જો તે કામ બાંધવા માટેનું કામ અમને જો સોંપવામાં આવે તો તેની વ્યવસ્થા અને દેખરેખ માટે પાંચ ટકા લેવામાં આવે છે. કંઇ મુશ્કેલીનું કામ હોય તો દસ ટકા સુધીની રકમ પણ લેવાય છે. અમારા એન્જીનિયરોએ એટલી બધી ખ્યાતિ મેળવી છે કે મોટી મોટી કંપનીઓ તરફથી નદીઓ ઉપર બંધ બાંધવાના કામોનું અંદાજી કામ પણ અમને સોંપવામાં આવે છે.

ગૃહઉદ્યોગ, ગ્રામઉદ્યોગ અગર તો જે ઉદ્યોગો ગામડાંઓમાં કે નાનાં શહેરોમાં લાવી શકાય તે બધા ઉદ્યોગો વ્યવસ્થિત રીતે શરૂ કરવાનું, તેમાંથી માલ ઉત્પાદન કરવાનું અને તે માટે જોઇતાં યંત્રો બનાવી લેવાનું કામ, અમારા એન્જીનિયરો ઘણી સુંદર રીતે કરી રહ્યા છે. મંડળનાં કામોની બહાર આવાં જે બહારનાં કામો કરવામાં આવે છે તેના મળતરમાંથી અમારા એન્જીનિયરોને અપાતો પગાર મળી રહે છે, એટલું જ નહિ, પણ દર સાલ સંસ્થાને એના ચાલુ ખર્ચ માટે તથા શાળા કૉલેજોની ખોટ માટેની રકમનો મોટો ભાગ એન્જીનિયરિંગ સર્વિસમાંથી મળી રહે છે.

આ એન્જીનિયરોમાં અમારા મુખ્ય એન્જીનિયર શ્રી. શાન્તિભાઇ અમીન છે. સને ૧૯૪૬માં પુના કૉલેજમાંથી એમણે માર્ચ–એપ્રિલ મહિનામાં બી. ઇ.ની પરીક્ષા આપી. પરીક્ષા આપ્યા પછીથી તુરત જ મે માસમાં એ અમારી પાસે આવી ગયા અને કામ શરૂ કરી દીધું. શરૂઆતમાં તો અમારી પાસે પૈસા ન હતા જેથી અમે એમને માસિક રૂપિયા દોઢસો આપતા હતા. આ સિવાય કોઇપણ જાતનું ભથ્થું-ભાડું ન હતું. લડાઇને લીધે અને અંકુશોને લીધે સરકારનાં અનેક ખાતાં ખુલેલાં હતાં. ભણેલા માણસોની અને તેમાં ખાસ કરીને એન્જીનિયરોની દેશમાં ભારે અછત હતી. તે વખતે શ્રી. શાન્તિભાઇ અમીન આ સંસ્થા સાથે જોડાયા હતા. બીજે વરસે એમને આફ્રિકાથી એક કોન્ટ્રાકટરની માગણી આવી હતી કે જો તેઓ આફ્રિકા આવે તો તેમને છસો રૂપિયાનો પગાર અને કામમાં ચાર આની ભાગ તે આપશે. આવી લલચાવનારી માગણી એમણે નકારી હતી અને આ રીતે જ શરૂઆતથી એ વિદ્યાનગર સાથે સંકળાયેલા છે.

વિદ્યાનગરના એકેએક મકાનની દેખરેખ એમણે રાખેલી છે. મોટા મોટા ઓરડાઓ ઉપર જ્યારે છત ભરાતી હોય ત્યારે ઘણા વખત સવારના સાતથી રાતના બે વાગ્યા સુધી કામ કર્યું છે. દરેક મકાનોના નકશા અને અંદાજો એમના હાથ નીચેથી પસાર થઇ ગયાં છે. ગ્રામોદ્ધાર મંડળની બધી પ્રવૃત્તિઓ ઉપર એમણે દેખરેખ રાખી છે. ઉત્પાદન ઉપર અને વેચાણ ઉપર કાબુ મેળવ્યો છે. જ્યારે જ્યારે દેશનેતાઓ આવ્યા છે ત્યારે ત્યારે રાતોના દિવસ કરી જે જંગલમાં અહીં હજારો માણસો ભેગાં થાય તેમને માટે બેસવાની, પાણીની, અને જમવાની વ્યવસ્થા કરી છે. દરરોજ હજાર ઉપરાન્ત મજુર કારીગરોને કામ આપવું અને કામ લેવું એની સતત કાર્યક્ષમતા જાળવી છે દરરોજ મુસાફરોની માફક આવતા જતા નવા એન્જીનિયરો પાસેથી એમણે કામ લીધાં છે.

આ સંસ્થાઓની ફતેહનો આધાર અમારી આ એન્જીનિયરિંગ સર્વિસ ઉપર રહેલો છે. એન્જીનિરિંગ સર્વિસ કાયમ કામ કરતી રહે એ જાતની અમે ગોઠવણ કરેલી છે. સંસ્થાના અધ્યક્ષો અને મંત્રીઓ જેમ વારે ઘડીએ બદલાય તે ઇચ્છનીય નથી અને તેમનું સાતત્ય જળવાય તો જ સંસ્થાની કાર્યક્ષમતા વધારેમાં વધારે આવે, એ હકીકત જેટલી સાચી છે, તેટલી જ અગર તેથી કંઇક વધારે એન્જીનિયરિંગ સર્વિસની સાતત્યતા જાળવવાની છે. એક એન્જીનિયરની પાછળ બીજો એન્જીનિયર તૈયાર રહે, એની સતત કાળજી સંસ્થાના મુખ્ય એન્જીનિયરે અને સંસ્થાના વ્યવસ્થાપક મંડળે રાખવાની જરૂર છે. આ પ્રથા જ્યાં સુધી ચાલુ રહેશે ત્યાં સુધી સંસ્થાને કોઇ દિવસ નાણાંભીડ પડવાની નથી.

આ પ્રકરણ પુરૂં કરતી વખતે ઇશ્વરને હું એટલી પ્રાર્થના કરૂં છું કે તે સંસ્થાના હોદ્દેદારોને હંમેશ જાગ્રત રાખે, અને જે સિદ્ધાન્તો અને વહીવટથી આ યોજના સફળ બની છે, તેનો અમલ જારી રાખવા માટે બધા પ્રયત્નશીલ રહે એવી એમને બુદ્ધિ અને શક્તિ આપે.

---

## અન્ય પ્રકાશનો



વનસ્પતિ સૃષ્ટિ સ્કંધ બીજો    કિંમત રૂા. ૧૧-૦-૦
વનસ્પતિ સૃષ્ટિ સ્કંધ ત્રીજો અધ્યાય ૧-૨    કિંમત રૂા. ૧૧-૦-૦
વનસ્પતિ સૃષ્ટિ સ્કંધ ત્રીજો અધ્યાય ત્રીજો    કિંમત રૂા. ૬-૦-૦
વનસ્પતિ સૃષ્ટિની લેટીન અનુક્રમણિકા    કિંમત રૂા. ૪-૦-૦

લેખક

ગોકુળદાસ ખીમજી બાંભડાઇ

કચ્છ માંડવીવાળા

* * *

સક્કર બરાજમાં મારાં આઠ વર્ષ

કિંમત રૂા. ૫-૦-૦

અને

ગામડાનું વાસ્તવ દર્શન

( સ્વાનુભવ )

કિંમત રૂા. ૩-૦-૦

લેખક

ભાઇલાલભાઇ ધા. પટેલ

વલ્લભવિદ્યાનગર

---

લખો:- મંત્રી, ચારૂતર વિદ્યામંડળ,
વલ્લભવિદ્યાનગર ( ગુજરાત )